# પારસી પ્રકાશ,

અથવા

પારસીઓના સંબંધમાં શરૂઆતથી તે અત્યારસુધીમાં બનેલા
અગત્યના બનાવોની દર વર્ષને અનુક્રમે નોંધ.

મુંબઈની પારસી પંચાયત હસ્તકના મરહુમ ખા૦ બા૦ બહમનજી બેહરામજી
પટેલની યાદગારીનાં ફંડના આશરા હેઠળ


રચનાર

રૂસ્તમ બરજોરજી પેમાસ્તર, બી. એ., એલ એલ. બી.,
વકીલ, હાઈ કોર્ટ.


**દફતર ૩ જું—ભાગ ૬ ઠો. (ઈ૦ સ૦ ૧૮૯૫—૯૬.)**

# PARSEE PRAKASH

BEING

A RECORD OF IMPORTANT EVENTS IN THE GROWTH
OF THE
PARSEE COMMUNITY IN WESTERN INDIA,
CHRONOLOGICALLY ARRANGED

—:-o-:—


COMPILED BY

RUSTAM BARJORJI PAYMASTER, B. A., L L. B.,
Vakil, High Court,


**SERIES III.—PART VI. (1895—96 A. D.)**

*(Registered under Act XXV of 1867.)*

—:-o-:—


BOMBAY.

PRINTED AT THE DUFTUR ASHKARA PRESS, FORT, PATEL STREET, BOMBAY.
By Ardeshir Bhicajee Dubash
and published by R. B. Paymaster, at Chandanwadi, Bombay.

1916 A. C. 1285 A. Y.

# ઈ૦ સ૦ ૧૮૯૫.

### તા૦ ૧ લી જાનેવારી.

આજ દીને નવાં વર્ષની ખુશાલીમાં અપાએલા એતાબોમાં પુણાંવાલા સરદાર હાનરેબલ દોરાબજી પદમજી-ને નામદાર વાઇસરાયે "ખાંનબાહદુર"નો એતાબ આપ્યો હતો.[1]

---

નવસારીની સર કાવશજી જાંહગીર મદરેસાને માટે ત્યાંના ગોલવાડને નાકે શેઠ બેહરામજી નશરવાંનજી સીર-વાઇએ આપેલા રૂ.૧૨૦૦૦), તથા મદરેસાનું હાલનું મરહુમ શેઠ ધનજીભાઇ નશરવાંનજી કામાજીવાલું જુનું મકાંન વેચતાં ઉપજેલા રૂપીયા, તથા ગાયકવાડ સરકારે આપેલા રૂ.૨૪૫૦૦) મલી રૂ.૪૧૩૪૯)૧૧)૧૧ ને ખરચે નવી બંધાવવા માંડેલી ઇમારતનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને વરોડરાનાં રાજ્યના નાયબે દીવાંન ખાંનબાહદુર કેરશાસપજી રૂસતમજી દાદાચાંનજી, એમ. એ; એલ. એલ. બી. એ એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં એ મદરેસાના હાનરરી શેક્રેટરી એ૦ ફરદુનજી માણેકજી કાંગા, બી. એ., એલ. એલ. બી. એ રીપોરટ વાંચી સંભલાવ્યો તથા તેની સેવટે જાહેર કર્યું કે આજના બનાવની ખુશાલીમાં દીવાન બહાદુર મણીભાઇ જસભાઇએ તથા આપણા નાયબ દીવાન કેરસાસપે લીધેલી તસદી અને ભાગ માટે, શેઠ જમશેદજી નશરવાનજી તાતાએ રૂ૫૦૦૦ કમીટીને સવાધીન કરયાછે, કે જેના વીયાજમાંથી દર વરસે એ બંને અમલદારોનાં નામની જુદી જુદી સકાલરશીપો અને ઇનામો એ સકુલના છોકરાઓને આપવામાં આવશે. એ પછી તેવણે ઇમારતના પાયામાં મુકવાની ત્રાંબાની તખ્તીપરનો લેખ[2] વાંચી સંભલાવ્યો. જે બાદ એ ખાતાંના સરનશીન શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ પ્રમુખ નાયબે દીવાંન સાહેબને અરજ કરવાથી તેવણ પાયાવાલી જગાએ ગયા, જ્યાં ક્રિયા થઇ હતી. એ બાદ એ૦ એદલજી કેરશાસપજી આંતીઆએ ગુજરાતીમાં એક બંદગી કરી સંભલાવી જે સમાપ્ત થતાં બેંડના અવાજો સાથે બ્યુગલ ફુકાયું. જે પછી સરનશીને એક સુભાખીત ભાષણ કીધું.

### તા૦ ૨ જી જાનેવારી.

રોજ ૧૯ માહ ૪ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ ભુરાભાઇ,[3] વલસાડવાલા—ઉમર વર્ષ ૮૫). એવણ વલસાડના એક શ્રીમંત વેપારી તથા શેઠીયા હતા અને "ધનભુરા"નાં નામથી ઓળખાતા હતા. એવણનો ખવાસ ઘણો માયાળુ તથા સખી હતો અને પોતાના કસબાનું ભલું કરવામાં ઘણા ખંતી હતા. વલસાડ મધે એક નવું દોખમું બાંધવાને એવણ પોતાનાં વસીયતનામામાં સારી રકમ કાઢી ગયા હતા. તે મુજબ એક દોખમું બંધાઇ વપરાસમાં આવી ચુકું છે.

---

### તા૦ ૪ થી જાનેવારી.

રોજ ૨૧ માહ ૪ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

આજ દીને વલસાડ મધે મરહુમ શેઠ ધનજીભાઇ ભુરાભાઇનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી વલ-સાડ મધે નવું દોખમું બંધાવવા માટે રૂ.૧૭૩૭૩) ની રકમ એલાહેદી કાઢવાની તથા રૂ.૬૦૦૦) ની રકમનાં વ્યાજ મધેથી વલસાડ તથા [illegible]વાડે દર સાલ તેમનાં નામનો ઘાહંબાર કરવા[illegible]૧૦૦૦) ની રકમ વલસાડ મધે આંધલાપાંગલા[illegible]ોની પરવરસી કરવા માટે એક જુદું ફંડ કાઢવાને [illegible]ી પઢાવી હતી. વળી એવણના દીકરાઓ શેઠો પેશતનજી તથા માણેકજી ધનજીભાઇએ વલસાડમાં સદાવરત કાઢ્યુંછે તેમાં રૂ.૧૦૦૦) તથા બીજાં ધર્મખાતાંઓમાં રૂ.૨૬૦૨) આપ્યા હતા. એ ઉપરાંત મરનારના નાઘલા દીકરા શેઠ કાવશજી ધનજીભાઇએ પોતાનાં માતાજી બાઇ હીરાંબાઇનાં નામનો વલસાડમાં બંદર રોડ ઉપર કુવો બાંધેલોછે તેના હવાડામાં જાથુક પાણી ભરાવવા માટે રૂ.૫૦૦) ની રકમ તથા બીજાં ખેશીઓએ રૂ.૫૫૦) મલી રૂ.૨૯૦૨૫) ધર્મખાતે કાઢયા હતા.[4]

---

૧ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૧ લી જાનેવારી ૧૮૯૫.

૨ જામે જમશેદ, તા૦ ૪ થી જાનેવારી ૧૮૯૫.

"પાક દાદાર હોરમજદની મદદ. શેઠ બેહેરામજી નશરવાનજી સીરવઇવાળી સર કાવસજી જહાંગીર નવસારી જરથોસતી મદરેસા વાસતેની આ ઇમારતના પાયાની સથા-પના શ્રી વડોદરાના નાયબ દીવાન ખાનબહાદુર કેરસાસપ રૂસતમજી દાદાચાનજી, એમ. એ., એલ. એલ. બી., એઓએ રોજ ૧૮ મે માહા ૪ થે શેહેનશાહી, માહા ૫ મે ફ્રદમી સને ૧૨૬૪ યઝદેજરદી, તા૦ ૧ લી જાને-વારી સને ૧૮૯૫ ઇસવી અને વાર ભોમને દીને કરી છે. નેક નામદાર મહારાજા સર શીયાજીરાવ ગાયકવાડ, જી. સી. એસ. આઇ., સેના ખાસ ખેલ સમશેર બહાદુરનાં રાજનાં ૧૯ માં વરસમાં શ્રી નવસારીના સુબા સાહેબ રાજેશ્રી વાસુદેવ મહાદેવ સમરથ, બી. એ. મદરેસાની કારોબાર મંડળી:—શેઠો ખરશેદજી રૂસતમજી કામા (સરનશીન), જમશેદજી ખરશેદજી કામા (ખજાનચી), ફરદુનજી માણેકજી કાંગા, (આનરરી સેકરેટરી), બેરાંમજી નશરવાનજી સીરવઇ, બહમનજી બેહરામજી પટેલ, ડાકટર તેમુલજી ભીખાજી નરી-માન, શેઠો દારાશાહ રતનજી ચીનગર, રતનજી દાદાભાઇ તાતા તથા એદલજી કેરસાસપજી આંટીયા. રાવસાહેબ ગણપતસીંગ અનંતસીંગ, સીલપશાસ્ત્રી."

૩ શેઠો પેશતનજી, માણેકજી, અને કાવશજી ધનજી-ભાઇ ધનભુરાના બાવા.

૪ જામે જમશેદ, તા૦ ૭ મી જાનેવારી ૧૮૯૫.

તા૦ ૫ મી જાનેવારી.

રોજ ૨૨ માહ ૪ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—જીજીભાઇ ધનજીભાઇ બાટલીવાલા[1]—ઉમર વર્ષ ૬૫). એવણે પોતાની જવાનીમાં સારો આબાદ વખત જોયો હતો, અને ધીકતા વેપારમાં ભાગ લીધો હતો, પણ શેરમેનીયાની ખુમારીના સંકટોના સપાટામાં તેવણ પણ આવ્યા હતા, જે ફટકામાં વધારો સને ૧૮૭૪ નાં વરસના મુંબઇનાં હુલ્લડે કર્યો હતો, જયારે મુસલમાન હુલડખોરોએ બાહેરકોટ 'અલાહીબાગ'ની સામેનું એવણનું ઘેર લુટયું હતું.

તા૦ ૯ મી જાનેવારી.

એડન મધે તવાહી ખાતે શેઠ કાવસજી દીનશાહ એડનવાલા સી. આઇ. ઇ. એ પોતાનાં ધણીઆંનીનાં નામે બંધાવેલા ધર્મનાં દવાખાનાં—"બાઇ જરબાઇ ચેરીટેબલ ડીસ્પેનસરી"—ને ખોલ્લું મુકવાની ક્રિઆ આજ દીને ત્યાંના પોલીટીકલ રેસીડંટ જનરલ જાન જાપ, સી. બી. એ એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. શેઠ કાવસજીએ પ્રથમમાં એ દવાખાનું ખોલ્લું મેલવાને પ્રમુખને અરજ કરતાં જણાવ્યું [illegible] નાખાંનાંમાં સઘળું ફરનીચર, હથીઆરો, દવાઓ [illegible] પોતાને ખરચે મેલાવીછે, અને તેના જાથુકન [illegible] માટે તેવણ રૂ.૫૦૦૦૦) ની રકમ એસાહેર [illegible] મીલકતમાં રોકશે. એ પછી પ્રમુખે એક ભાષણ કરી દવાખાનું ખોલ્લું મેલ્યું જાહેર કરતાં જણાવ્યું કે નામદાર સરકારે શેઠ કાવસજીનો આ ભલાં કામ માટે આભાર માન્યોછે.[2] એ દવાખાંનાંના તબીબ તરીકે ડાકટર હોરમજજી ધનજીશાહ બખશીને નેમ્યા હતા.

તા૦ ૧૧ મી જાનેવારી.

રોજ ૨૮ માહ ૪ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—એ૦ જામાસપજી એદલજી દાદાચાંનજી[3]—ઉમર વર્ષ ૪૬). જરથોસતી ધરમના અભયાસી હતા. સર જમશેદજી મદરેસામાંથી માનપાન સાથે બાહેર નીકલી, મુલ્લાંફીરોઝ મદરેસાના ઉત્સાહી શીક્ષક હતા. "જરથોસતી ધરમ" તથા "નવજોત ક્રીયા" વીશેની ચોપડીઓ રચી હતી.

પારસી સુવાવડખાંનાંને માટે મેદાંન મધે બંધાયલી નવી ઇમારત ખોલ્લી મુકવાની ક્રિઆ આજ દીને મુંબઇના

૧ શેઠ નશરવાંનજી મેહરવાંનજી પાંડેના સસરા.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૯૫.

૩ ડા૦ કાવશજી અને શેઠો ખરશેદજી તથા રૂસતમજી એદલજી દાદાચાંનજીના ભાઇ.

નામદાર ગવરનર લૉરડ હેરીસે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. શરૂઆતમાં એ ખાતાંના હાનરરી શેક્રેટરી ડાકટર તેહમુલજી ભીખાજી નરીમાંને એ ખાતાને લગતો તા૦ ૨૮ મી મારચ ૧૮૯૩ ની પછીનો અહેવાલ વાંચી સંભલાવ્યો, જે બાદ કેટલીક બાનુઓએ શેઠ ફીરોજશાહ રૂસતમજી બાટલીવાલાની સરદારી હેઠલ ગાયન ગાઇ સંભલાવ્યા બાદ નામદાર ગવરનરે રૂપાંની કુંચી વતે એ ઇમારતનો દરવાજો ખુશાલીના પોકારો વચ્ચે ખોલ્લો મુકયો, અને એ ઇમારતના ફાયદા બાબે એક સભાખીત ભાષણ કરી સંભલાવ્યું. એ પછી સમાલ કાઝ કોરટના જડજ શેઠ રૂસતમજી મેહરવાંનજી પટેલ, એમ. એ., એલ. એલ. બી. એ એ ખાતાંની મેનેજીંગ કમીટીનો તથા ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઇ. ઇ. એ નામદાર ગવરનરનો ઉપકાર માનવાની દરખાસ્ત કીધી, જે ખુશાલી વચ્ચે પસાર થયા બાદ મેલાવડો બરખાસ્ત થયો હતો.[4]

તા૦ ૧૨ મી જાનેવારી.

રોજ ૨૯ માહ ૪ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—એદલજી પાલણજી બાટલીવાલા[5]—ઉમર વર્ષ ૬૭). એવણ અતરે મેસ એજંટનું કામ કરતા હતા. શેઠ પાલણજી ખરશેદજી કામાએ અતરે ખેતવાડીમાં બંધાવેલા "કામાબાગ" અને અગીઆરીની ૧૮૬૯ માં થયલી સ્થાપનાથી એવણને એક તરસ્ટી નેમ્યા હતા, અને તેનો વહીવટ પોતાના મરણ સુધી ઘણી દાનાઇથી ચલાવ્યો હતો.

તા૦ ૧૪ મી જાનેવારી.

રોજ ૧ માહ ૫ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—જમશેદજી નવરોજજી કુપર—ઉમર વર્ષ ૪૦). એવણ અતરેની ઑસ્ટ્રીયન લૉઇડ સ્ટીમર કંપનીની આફીસના કેશીયર હતા. જયાં તેવણે પોતાના વડાઓનો એટલો ચાહ મેલવ્યો હતો કે, એવણનાં માનમાં એ કંપનીની અતરેની આફીસ બંધ રાખી, એ કંપનીના એજંટ ઑસ્ટ્રીયન કૉનસલ પણ હોવાથી કૉનસુલેટની વાવટા કાઠીપરનો વાવટો અર્ધોજ ચહડાવવામાં આવ્યો હતો, અને કૉનસલ સાહેબ પોતે એમનાં અવલમંજલની ક્રીયા વખતે એવણનાં કોટના કામાના મોહલ્લાવાળા મકાન આગલ હાજર થયા હતા.

તા૦ ૧૪ મી જાનેવારી.

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે નાશક મધે જાનવરોની એક હાસ્પીટલ બાંધવાને રૂ.૧૦૦૦૦) આપ્યા હતા તે હાસ્પીટલનો પાયો નાખવાની ક્રિઆ

૪ ટાઇમ્સ આફ ઇ૦, તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૯૫.

૫ શેઠ કાવશજી એદલજી બાટલીવાલા[illegible] બાવા.

આજ દીને મુંબઈના નામદાર ગવરનર લારડ હેરીસ કે જે નાશક મધે ગોદાવરી નદીપરના પુલનો પાયો નાખવાની ક્રિઆ માટે તે તરફ ગયા હતા તેવણે સવારનાં એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. આ વેળાએ નામદાર ગવરનરે એક સુભાખીત ભાષાણમાં સર દીનશાહજીની ઘણીક સ્તુતી કરી હતી.[1]

---

તા૦ ૧૯ મી જાનેવારી.

શેઠ ફરામજી દીનશાહજી પીટીટે સુરતની ફ્રીમેસનોની લૉડજ "હેમીલટન" નાં ફંડમાં રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ગરીબ મેસન બીરાદરો અથવા તેઓનાં બચ્ચાંઓને મદદ કરવા માટે વાપડવાને ભેટ આપી હતી.[2]

---

શેઠ ખરશેદજી રતનજી બહમનજી દુબાશે પોતાના ભાઈ શેઠ બહમનજી રતનજી બહમનજી સાથે મલી આજ દીને ખાંનદેશનાં ધાવલી ગામની નજદીકનાં જંગલમાં એક મોટા ચીતો વાઘ માર્યો હતો તથા એજ મુજબ મારચ માસમાં એવણે મી૦ દોરાબ તાતા સાથે ખાંનદેશનાં જંગલમાં બીજો એક મોટો વાઘ માર્યો હતો.[3]

---

ભીવંડી મધે ત્યાંની સ્કુલને માટે એક મકાંન બાંધવાને ત્યાંના લોકોએ રૂ.૩૫૦૦) તેમજ મ્યુનીસીપાલીટી અને લોકલ બોરડાએ પણ એટલીજ રકમો તથા મરહુમ શેઠ બેહરાંમજી જીજીભાઈએ રૂ.૮૦૦૦) ની રકમ આપવાથી તે સ્કુલને એ શેઠનું નામ આપવામાં આવ્યું હતું. તેનાં નવાં મકાનનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને થાણાના કલેકટર મી૦ સીલકાકે કીધી હતી.[4]

---

તા૦ ૨૩ મી જાનેવારી.

અતરેની નેટીવ જનરલ લાઈબ્રેરી સ્થાપવાને આજે ૫૦) વર્ષ પુરાં થયાં તેની જુબીલીની ખુશાલીમાં આજ દીને સાંજનાં એક મેલાવડો લાઈબ્રેરીનાં મકાનમાં મલ્યો હતો. પ્રમુખ હાનરેબલ મી૦ સયાંનીએ લાઈબ્રેરીની તવારીખ વાંચી સંભલાવ્યા બાદ રીફ્રેશમેંટ લઈ મેલાવડો બરખાસ્ત થયો હતો.[5]

---

તા૦ ૨૪ મી જાનેવારી.

રોજ ૧૧ માહ ૫ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

તારાપોર મધેની મરહુમ શેઠ વીકાજી મેહરજીવાલી જુની દરેમેહર બીસમાર થવાથી તે ઉજેડી બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાને ખરચે પાછી નવેસરથી બંધાવવાની હતી તેનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને ત્યાંના સર્વે જરથોસ્તીઓની હજુરમાં બુજર્ગ પંથકી એ૦ રતનજી રૂસતમજીને હાથે કરાવવામાં આવી હતી. પાયો નાખવા બાદ બાઈ દીનબાઈ તથા અંજુમનને નામની જુદી જુદી તંદરોસ્તીઓ પઢવા બાદ મેલાવડો બરખાસ્ત થયો હતો.[6]

---

તા૦ ૨૮ મી જાનેવારી.

રોજ ૧૫ માહ ૫ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—દાદાભાઈ નવરોજજી મોદી[7]—ઉમર વર્ષ ૬૯). ઈ. સ. ૧૮૫૧ ની તા૦ ૧ લી આગશટથી મેસરસ ડબલ્યુ. એચ. ક્રાફર્ડ, મનચેરજી રતનજી કોમ્પમેન, અને નાહનાભાઈ બહમનજી દાવરે સ્થાપેલાં "ક્રાફર્ડની કંપની" ના લીલાંઉખાનામાં પ્રથમ એક મદદનીશ તરીકે દાખલ થઈ, મી૦ ક્રાફર્ડના રીટાયર થયા પછી તથા ઉપલા બે પારસી ભાગ્યાઓનાં મરણ પછી ઈ. સ. ૧૮૭૪ થી એ લીલાંઉખાનાનાં એકલા માલેક થયા હતા, અને પોતાની ખંત અને પ્રમાણીક મેહનતથી તેને પેહલી પંકતીપર લાવી, પ્રજાનો વીશ્વાસ મેળવી, તેના વધારામાંજ પોતાની મોજ સમજતા હતા.

---

તા૦ ૨૯ મી જાનેવારી.

રોજ ૧૬ માહ ૬ (ક૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—ડાકટર ફરાંમરોજ શાવકશાહ દાવર[8]—ઉમર વર્ષ ૩૧) એવણ ૧૮૮૫ માં મુંબઈ યુનીવરસીટીની એલ. એમ. એંડ એસ. ની તબીબી પરીક્ષા પસાર કરી સરકારી નોકરીમાં રહ્યા હતા. ૧૮૮૭ માં લંડન જઈ ત્યાંની રૉયલ કૉલેજ ઑફ સરજયન્સ તથા ફીઝીશીયનસના તબીબની પદ્દી તથા સુખશાંતીની વિદ્યાની સનદ તથા ૧૮૯૦ માં બ્રસલસની એમ. ડી. ની પદ્દી મેલવી પાછા સરકારી નોકરીમાં ગુજરાત વીભાગના શીતલાખાતાંના સુપરીટેંડંટ અને તે બાદ રાજકોટના તબીબ નેમાયા હતા. એમનું મરણ સવીટઝરલાંડમાં ડેવસપલાઝ ખાતે, હવા ખાવા ગયલા ત્યાં, નીપજ્યું હતું.

---

મુંબઈના નામદાર ગવરનર લૉરડ હેરીસના ઓહદાની મુદત પુરી થવાથી તે નામદાર પોતાને વતન જનાર હોવાથી તેના મિત્રો અને વખાણનારાઓની એક સભા ૪ ઈંગ્રેજ, ૨ હિંદુ, ૨ મુસલમાંના અને ૨ પારસી (હાનરેબલ નવ-

---

૧ ટાઈમ્સ ઑફ ઈં૦, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૯૫.

૨—૩ જામે જમશેદ, તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૯૫.

૪ મુંબઈ સમાચાર, તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૯૫.

એ મકાંન તૈયાર થવાથી તા૦ ૧૦ મી નવેમબર ૧૮૯૬ થી વપરાસમાં લીધું હતું.

૫ જામે જમશેદ, તા૦ ૨૪ મી જાનેવારી ૧૮૯૫.

૬ જામે જમશેદ, તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૯૫.

૭ મરહુમ શેઠો શાપુરજી, ફીરોજશાહ, જીજીભાઈ, અને ડા૦ અરદેસર દાદાભાઈ મોદીના બાવા.

૮ શેઠો મેહરવાંનજી કેખશરૂ આલપાઈવાલા, અને અરદેસર તથા જાંહગીર શાવકશાહ દાવરના ભાઈ.

રોજજી નશરવાનજી વાડીઆ અને શેઠ રૂસતમજી મેહેરવાનજી પટેલ) આજ દીને ટાઉન હાલ મધે ભેલાવી હતી. સરનશીનની ખુરસી હાનરેબલ ડબલ્યુ. આર. મેકડોનેલ્લને આપવા બાદ એવો ઠેડાવ થયો કે "પશ્ચીમ હીંદુસતાનની જુદી જુદી કોમો મધેના નામદાર લૉરડ હેરીસના મીતરો અને વખાણનારાઓની બનેલી આ સભા, એ નામદારે પોતાની હાકમી દરમિયાન આ ઇલાકાની બજાવેલી સેવાઓ વીશે બેહદ હેશાનની લાગણી નોંધવા માગેછે."

એ પછી તે નામદારની આતરે કાંઇ યાદગારી રાખવા માટે એક ફંડ[1] ભેગું કરવા તથા તેની સર્વે ગોઠવણો કરવા માટે એક બહુ મોટી કમીટી તથા તેના ૧ ઇંગ્રેજ, ૧ હિંદુ. ૧ મુસલમાન, અને ૧ પારસી (હાનરેબલ નવરોજજી નશરવાનજી વાડીઆ) ને શેક્રેટરીઓ નેમી સભા બરખાસ્ત થઇ હતી.[2]

તા૦ ૬ થી ફેબરવારી.

લંડનનાં "સેંટ જેમસીસ ગેઝેટ" નામનાં પત્રમાં સર મનચેરજી મેહેરવાનજી ભાવનગરીની એક સખી તથા જન્મારાનું વૃતાંત આપી, એમની પાર્લામેંટ માટેની ઉમેદવારીને મજબુત ટેકો આપો હતો.

તા૦ ૭ મી ફેબરવારી.

રોજ ૨૫ માહ ૫ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—શેરાબજી હોરમજજી ચીકન છાપનાર—ઉમર વર્ષ ૭૪). ઇંગ્રેજી ભાષાનાં બીલકુલ ગ્નાન વગર ગરીબાઇમાં આબરૂથી પોતાનું ગુજરાન ચલાવા જુદા જુદા સાહસોમાં મગજ દોડાવ્યું હતું. આશરે ૪૦) વર્ષની વાત ઉપર પાયધોણીના લતા ઉપર મરહુમ પેહલા સર જમશેદજી, શેઠ જગનાથ શંકરશેઠ અને બીજા આગેવાન મુંબઇગરાઓનાં માતીનાં પુતળાં બનાવી તે નાહની ફી લેઇ તેવણે જોવા મેલ્યાં હતાં. પછી જાત્રાઓ અને મેલાઓમાં એવાં પુતલાં અને ચીતારો દેખડાવાનો ધંધો કરતા હતા, અને લગન વગેરે ખુશ હીગામીપર ગરબાઓ ગવાડવા જતા હતા, અને તે માટે ચાલુ બનાવોપર ગરબાઓ જોડી તેનાં આશરે અર્ધો દજન પુસ્તકો બાહર પાડયાં હતાં. આ ગરબાઓમાં પીગલનો કશો નીયમ હતો નહીં છતાં ઘરેઘર ગવાતા હતા.

તા૦ ૧૨ મી ફેબરવારી.

મુંબઇની યુનીવરસીટીની ચોત્રીસમાં વર્ષની "કૉનવોકેશન" સર કાવશજી જાંગીર યુનીવરસીટી હાલમાં ભરાઇ. પ્રમુખસ્થાને નામદાર ચેનસેલર લારડ હેરીસ બીરાજયો હતો. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી તેમાં નીચલા પારસીઓ હતા[3]:—

**એમ. એ.** ની પદવી—રૂસ્તમ ડોસાભાઇ ન. વાડીઆ, જાંગીરજી ભીખાજી મોતીવાલા, પેશતનજી કુવરજી મોતીવાલા (જંદમાં), જીવણજી હોરમજજી ચાહેવાલા, પેશતનજી શેરાબજી પાટક, શેરાબજી નશરવાનજી કોયાજી.

**એલ. એલ. બી.** ની પદવી—જાંહગીર બહમનજી બહમન બેરામના, શેરાબજી દાદાભાઇ બાસ્તાવાલા, રૂસતમજી પીરોજશાહ ભરૂચા, દીનશાહ બરજોરજી દુબાશ, જાંહગીર જીવણજી ગજધર, રૂસતમજી ફરદુનજી મુલ્લાં, જમશેદજી ધનજીભાઇ સુપ્રીઆ, ફરાંમજી અરદેસર વકીલ.

**એલ. એમ. એંડ એસ.** ની પદવી—બહમનજી નવરોજજી અકલેસરીઆ, દારાશાહ દીનશાહ ડાકટર, શેરાબજી આદરજી ડાકટર, મનચેરશાહ નવરોજજી કાપ-

૧ એ ફંડમાં પારસીઓએ રૂ.૩૬૭૨) ની રકમ ભરી હતી, જેમાં રૂ.૫૦૦) સર દીનશાહજી માણેકજી પીટીટ, રૂ.૨૫૦) સર જમશેદજી જીજીભાઇ, હાનરેબલ નવરોજજી નશરવાનજી વાડીઆ, અને બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટ, રૂ.૨૦૦ શેઠો જાંહગીર કાવશજી જાંહગીર, ડોશાભાઇ ફરાંમજી કરાકા, અને બા. બા. દોરાબજી પદમજી, રૂ.૧૫૦) શેઠો ફરાંમજી દીનશાહજી પીટીટ, બહમનજી દીનશાહજી પીટીટ અને ડા૦ કાવશજી હોરમજજી, રૂ.૧૦૦) શેઠો બેહરાંમજી નશરવાનજી સીરવઇ, બેજનજી નાહનાભાઇ કાપડીઆ વગેરેના હતા.

૨ *ટાઇમ્સ ઑફ ઇં૦, તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૯૫.

આ સભામાં પસાર થયલા ઠેડાવો નામદાર ગવરનરને પોંહચાડવા માટે તેના આગેવાનોનું એક ડેપ્યુટેશન તા૦ ૧ લી ફેબરવારી ૧૮૯૫ ને દીને વાલકેશરના સરકારી મેહલમાં ગયું હતું, જેનો તે નામદારે દીલોજાનથી ઉપકાર માનયો હતો.

૩ આએ વર્ષ યુનીવરસીટીની પુંજીમાં મરહુમ શેઠ ડોશાભાઇ ફરાંમજી કામાજીની યાદગારી રાખવા તેમના બેશીઓ તથા દોસ્તઆશનાઓએ એકઠાં કરેલાં ફંડના રૂ.૫૦૦૦) ની રકમ તેનાં વ્યાજમાંથી એ મરહુમ શેઠને નામની એક સ્કાલરશીપ મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પેહલા દરો આવનાર મધે જે પારસી વિદ્યાર્થી ચહડતો આવે તેને દર સાલ આપવા માટે એલાહેદી કાઢી હતી.

ડીઆ, પીરોજશાહ દાદાભાઇ બાજી, બાહદુર કેખશરૂ નરીમાન, બાબ શેરાબજી વકીલ.

**એલ. સી. ઈ.** ની પદવી—અરદેશર કાવશજી દાદાચાંનજી, ખરશેદજી નશરવાંનજી સરવેયર.

**બી. એસ. સા.** ની પદવી—બરજોરજી એદલજી વાછા.

**બી. એ.** ની પદવી (જુને કાએદે)—નશરવાંનજી નાનાભાઇ બાપસ, પીરોજશાહ જમશેદજી કમીસરીએટવાલા, ખરશેદજી હોરમજજી દાદીબરજોર, ડોશાભાઇ માણેકજી કોઠાવાલા, શેરાબજી મનચેરજી મોબેદજીના, બરજોરજી જમશેદજી તીજોરીવાલા, ધનજીશાહ તેહમુરશ અકલેસરીઆ, ફરાંમરોજ રતનજી બહમનજી દુબાશ, પેશતનજી શેરાબજી બાટલીવાલા, મેહરવાંનજી ફરાંમજી કપટાંન, જમશેદજી ખરશેદજી દલાલ, નશરવાંનજી જમશેદજી કાકા, કેખશરૂ માણેકજી મીનોચેહરહોમજીના, અરદેશર દીનશાહજી શાહના.

**બી. એ.** ની પદવી (નવે કાયદે)—હીરજીભાઇ હોરમજજી વાડીઆ, દોરાબજી શેરાબજી કપટાંન, ફરાંમજી શાપુરજી મેહતા, હોરમજજી દાદાભાઇ સરાફ, પજદનજરદ દાદાભાઇ થાણેવાલા.

મેટ્રીકયુલેશનની પરીક્ષામાં નીચલાં બાનુઓ પસાર થયાં હતાં:—બાઇઓ વીરબાઇજી કાવશજી ખરશેદજી, મેહરબાઇ ફરાંમજી પાઠક, પીરોજબાઇ ફરદુનજી બનાજી, મેહરબાઇ મનચેરજી મરઝબાન, મેહરબાઇ પેશતનજી ભરૂચા, માણેકબાઇ દીનશાહ વકીલ, મોટાંમાએ અરદેશર વકીલ, અને બચુબાઇ મનચેરજી દસ્તુર.

આ વર્ષમાં નીચલા પારસીઓ મુંબઇ યુનીવરસીટીની જુદી જુદી પરીક્ષાઓમાં પરીક્ષકો તરીકે નેમાયા હતા.

| પરીક્ષક. | પરીક્ષા. | બાબદ. |
|---|---|---|
| શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર. | પ્રીવીઅસ, ઇનટરમીડીએટ, ફરસ્ટ બી. એસ. સી; ફરસ્ટ એલ. સી. ઇ. માં. | ગણિતશાસ્ત્રના. |
| " કાવશજી જમશેદજી સંજાણા. | (ઉપલીજ પરીક્ષાઓમાં) | ગણિતશાસ્ત્રના. |
| " ફરામજી કાવશજી બનાજી. | પ્રીવીઅસ તથા ઇનટરમીડીએટમાં. | તવારીખ તથા તર્કશાસ્ત્રના. |
| " કાવશજી દાદાભાઇ નાએગાંમવાલા. | પ્રીવીઅસ, ઇનટરમીડીએટ, ફરસ્ટ બી. એસ. સી. માં | સિદ્ધ પદાર્થ વિજ્ઞાનના. |
| ડાકટર મનચેરજી કાવશજી કાંગા. | (ઉપલીજ પરીક્ષાઓ) તથા સ્કુલ ફાઇનલમાં | જીવનશાસ્ત્ર તથા ઝાડપાનની વિદ્યા. |
| પ્રો૦ બા૦ બહમનજી શેરાબજી તારાપોરવાલા. | ફરસ્ટ એલ. એમ. એંડ એસ., ફરસ્ટ બી. એસ. સી., અને ફરસ્ટ એલ. સી. ઇ. | રસાએણશાસ્ત્ર તથા એનજીનીઅરીંગ. |
| શેઠ નાનાભાઇ અરદેસર મુસ. | ફરસ્ટ બી. એસ. સી., તથા ફરસ્ટ એલ. સી. ઇ. માં | જુશ સ્ત્રના. |
| " જમશેદજી મેહરવાંનજી આંતીઆ. | પ્રીવીઅસ તથા ઇનટરમીડીએટમાં. | ફારસી ભાષાના. |
| " જહાંગીરજી એદલજી દાવર. | મેત્રીકયુલેશન તથા સ્કુલ ફાઇનલમાં. | ફ્રેંચ ભાષાના. |
| " આદરજી મેહરનોશજી મસાંની. | સેકંડ એલ. એમ. એંડ એસ. માં. | શીઝીઆલોજી અને હીસ્ટાલોજીના. |
| ડાકટર અરદેસર પેશતનજી કામા. | ફરસ્ટ એલ. એમ. એંડ એસ. માં. | મેટીરીયામેડીકા એંડ ફારમસી. |
| શેઠ જમશેદજી અરદેસર દલાલ. | મેત્રીકયુલેશનમાં. | ગણિતશાસ્ત્રના. |
| " ધનજીશાહ હોરમજજી દસ્તુર. | મેત્રીકયુલેશનમાં. | કુદરતી વિદ્યાના. |
| એ૦ દારાબજી દસ્તુર પેશોતનજી સંજાણા. | મેત્રીકયુલેશનમાં. | ફારસી ભાષાના. |
| શેઠ પેશતનજી બમાનજી પાદશાહ. | સ્કુલ ફાઇનલમાં. | તવારીખ અને ભુગોળના. |
| " રૂસતમ બ. રૂ. કામા. | સ્કુલ ફાઇનલમાં. | અર્થ વિદ્યાના. |
| " રૂસતમજી પેશતનજી ઠરકરીઆ. | સ્કુલ ફાઇનલમાં. | તવારીખ અને ભુગોલના. |
| " રૂસતમજી ધનજીભાઇ શેઠના. | હાઇ કોરટ પલીડરની. | |
| " માણેકશાહ જહાંગીરશાહ તાલેયારખાં. | ડીસ્ટ્રીકટ પલીડરની. | |

તા૦ ૧૩ મી ફેબરવારી.

મુંબઇની આરટ સોસાઇટીનું સાતમી વારનું વાર્ષિક પ્રદર્શન આજ દીને અતરેની સેક્રેટરીએટનાં દીવાંનખાંનાં-માં નામદાર ગવરનર લૉરડ હેરીસે ઉઘાડયું હતું. નીચલા પારસી ગ્રહસ્થો તથા બાનુઓને ઇનામો મલ્યાં હતાં[1]—

શેઠ એમ. એફ. પીઠાંવાલાને સઉથી સરસ પાસ્ટેલ Block or Coloured Crayons માટે સોસાઇટીનો રૂપાનો ચાંદ તથા સરસ વૉટરકલર પીકચર માટે રૂ.૬૦) અને રૂ.૫૦) નાં ઇનામો; સરસ "ઑઇલ પેનટીંગ" માટે બાઇ પુતલીબાઇ જાંગીરજી કાબરાજીને રૂ.૫૦) તથા બાઇ શીરીનબાઇ ભીખાજી પોસ્ટવાલાને રૂ.૩૮) તથા બાઇ શીરીનબાઇ ફરાંમજી પાટકને રૂ.૨૦) નાં ઇનામો તથા લાકડાંપર સરસ કોતરકામ માટે શેઠ જીજીભાઇ નશરવાંનજી ખરેઘાતને રૂ.૫૦) નાં ઇનામો.

મીસ પેરોચી ખ. રૂ. કામાનાં ચીતારોની તથા શેઠ પીકાજી દાદાભાઇ મેહતાનાં ચીતારોની તારીફ થઇ હતી.

તા૦ ૧૩ મી ફેબરવારી.

મુંબઇના ગવરનર લૉરડ હેરીસે આજ દીને સર જમશેદજી જીજીભાઇ બારોનેટ તથા કુટુંબની મોલાકાત તેમનાં મઝગાંન કાસ્ટલમાં તથા સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ અને કુટુંબની મોલાકાત તેમના વાલકેશર-ના પીટીટ હાલમાં જઇને લીધી હતી.[2]

તા૦ ૧૮ મી ફેબરવારી.

રોજ ૬ માહ ૬ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

આજ દીને આકોલા મધે અંજુમનના ઉખરાતથી બંધાવેલું નવું દોખમું પરકવાની ક્રિયા કરવામાં આવી હતી. જશનની ક્રિઆ શમસુલ ઓલમા ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પઆશાનાએ કીધા બાદ એ દોખમાંનાં ફંડના શેક્રેટરી શેઠ મનચેરશાહ અસપંદીઆરજી દસ્તુર કામદીને એક અંજુમન પત્ર વાંચી સંભલાવ્યો, જે મધે કયા સબબોને લીધે આ દોખમું બંધાવવાની જરૂર પડી તેની વીગત દર્શાવી હતી, તથા બાઇ સાહેબ દીનબાઇ નશરવાંનજી પીટીટ તથા પીટીટ કુટુંબનો ઉપકાર માનયો હતો. એ પછી આકોલાના જરથોસ્તીઓ તરફનું એક માનપત્ર તથા શેઆલ દસ્તુર હોશંગજીને આપવા બાદ તેઓએ ધર્મનાં ફરમાંનને લગતી એક વાએજ કરી સંભ-લાવી હતી. એ બાદ દોખમું બાંધનાર કંત્રાકટર એ૦ કેકો-બાદ ખરશેદજી મોદીને તેમજ શેક્રેટરી શેઠ મનચેરશાહ અસપંદીઆરજી કામદીનને અંજુમન તરફથી એકકી શેઆલ તથા સોનાંનાં ઘડીઆલ ભેટ આપવામાં આવ્યાં હતાં તથા દોખમાંનાં ઉઘરાંણાનાં કામમાં મદદ કરનાર શેઠ અરદેસર શોરાબજી દસ્તુર કામદીનનો ઉપકાર માની ચાશની કરી મેલાવડો બરખાસ્ત થયો હતો.[3]

તા૦ ૧૮ મી ફેબરવારી.

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા[4]—

શેઠ જમશેદજી મેહરવાંનજી આંતીઆ, એમ. એ.

ડાકટર મેહરાંમજી નવરોજજી દારાબ શેઠના,

તા૦ ૨૦ મી ફેબરવારી.

રોજ ૮ માહ ૬ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—દાદાભાઇ ફરાંમજી,[5] વલસાડના—ઉમર વર્ષ ૮૦). એઓ આગલ લાકડાં તથા મોવડાંના વેપારી હતા, પણ છેલ્લાં વીસેક વર્ષ એકાંત જીંદગી ગુજારતા હતા.

તા૦ ૨૫ મી ફેબરવારી.

અતરેની વિકટોરીયા નાટક મંડલીએ આજ રાત્રે કોઇ હિંદુ ધર્મખાતાંના લાભને માટે "હરીશચંદર" નો ખેલ કરી બતાવ્યો હતો. એ ખેલની આવકમાંથી ખરચ બાદ કરી રૂ.૫૦૦) ની રકમ એ મંડલીના માલેક શેઠ ખરશેદજી મેહરવાંનજી બાલીવાલાએ "ગોપાળણ ઉપદેશક સભા" નાં ફંડમાં આપી હતી.[6]

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૯૫.

૨ જામે જમશેદ, તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૯૫.

૩ જામે જમશેદ, તા૦ ૧૯–૨૧ મી ફેબરવારી ૧૮૯૫.

એ દોખમું આકોલા ગામથી સુમારે ૩ માઇલ દુર છે, જેથી સ્વાંનોને લઇ જવાને તકલીફ પડશે એમ ધારી અતરેના જરથોસતી સાહેબોએ મેસરસ સોરાબજી શાપુરજી-ની કું૦ આયરન ફાઊંડરીવાળાઓને આગ્રહ કરવાથી તેઓએ લોખંડી એક ગાડી આકોલાની અંજુમનને ભેટ આપીછે, તે અતરેનાં દોખમાવાળી જગો ઉપર સરવેને દેખાડવા રાખી હતી.

આ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ છે.

"આ દોખમું બીરાર જીલ્લાના તેમજ મુંબઇ અને
"બીજા દેશાવરના સખી દીનસુસ્ત જરથોસ્તીઓની ભેગી
"મદદથી બંધાવી રોજ ૯ મો આદર યજદ, માહા ૭ મો
"મેહેર યજદ, શેહેનશાહી શને ૧૨૬૩ યજદેજરદી તા૦ ૨૩
"મી માર્ચ શને ૧૮૯૪ ને દીને ઇજાવી સર્વે જરથોસ્તી-
"ઓના વપડાસ માટે ખુલ્લું મુકયું છે."

તખ્તીમાં જણાવેલે દીવસે દોખમું ન પરઠાતાં ૧૧ માસ રહીને આએ દીને પરઠાયું હતું.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૯૫.

૫ વલસાડવાલા શેઠ શાપુરજી દાદાભાઇના બાવા.

૬ જામે જમશેદ, તા૦ ૨૫ મી માર્ચ ૧૮૯૫.

તા૦ ૨૮ મી ફેબરવારી.

નીચલા પારસી ગ્રહસ્થોને નામદાર સરકારે નવા સુલેહના અમલદારો ઠેરવ્યા:—શેઠ ધનજીભાઇ મેહરવાંનજી જીજીભાઇ, ડાકટર ફરદુનજી નશરવાંનજી ખીશની, શેઠ જમશેદજી માણેકજી ફરામજી પટેલ, જીજીભાઇ ફરામજી પીટીટ, જીવણજી હોરમજજી ગજધર, કેખશરૂ ડોશાભાઇ કરાકા, ખરશેદજી નવરોજજી નશરવાંનજી વાડીઆ, નાનાભાઇ ધનજીભાઇ બનાજી.[1]

તા૦ ૧ લી મારચ.

અતરેનાં મેદાનમાં ભરાયલાં ગાડીઘોડાનાં પ્રદર્શણમાં આજ દીને નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટે વેંહચેલાં ઇનામોમાં ફોરટ કોચ ફેકટરીવાલા શેઠ પેશતનજી બેહરાંમજી પ્રેસને મુંબઇમાં બનાવેલી ગાડીઓના સારા ડીઝાઇન તથા તેની ફીનીશ માટે તેમજ ગાડીમાં અછી રોશની બતાવનારાં ફાનસો તથા બચાવ માટે પુલમાં રાખેલા પેટંટ બોલટ માટે બે ડીપલોમા તથા એક રૂપાંનો ચાંદ મલયો હતો.[2]

તા૦ ૨ જી મારચ.

હાનરેબલ પીરોજશાહ મેહરવાંનજી મેહતાએ હિંદુસ્થાંનની વડી ધારાસભામાં કેટલાક ધારાઓનાં ખીલો વખતે જે હીમતવાંન અમુલ્ય સેવા આ દેશની પ્રજાની બજાવી હતી તેની પીછાંણમાં ત્યાંવાલા જાણીતા બાબુ ડબલ્યુ. સી. બૉનરજી તથા બાનુએ આજ રાત્રે કલકતાના પોતાના બંગલામાં સઘળી વર્ણના પેહલી પંકતીના લોકોનો એક ઇવનીંગ પારટીનો મેલાવડો કરી હાનરેબલ પીરોજશાહની સર્વે સાથે પીછાંણ કરાવી હતી.[3]

તા૦ ૪ થી મારચ.

રોજ ૨૦ માહ ૬ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

કુડીઆણાં ગામમાં અંજુમનનાં ઉઘરાતથી સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટની આગેવાની હેઠલ બંધાવવા માડેલાં દોખમાનો તાંણો પુરવાની ક્રિઆ આજ દીને એ૦ શાપુરજી મનચેરજી ઇછાપોરીઆ અને પંથકી જમશેદજી બેહરામજી મોબેદે કરી હતી.[4]

તા૦ ૧૦ મી મારચ.

રોજ ૨૬ માહ ૬ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—ડાકટર બરજોરજી અરદેસર ઇસ્પેનશરના[5]—ઉમર વર્ષ ૬૧). ગ્રાન્ટ મેડીકલ કૉલેજના પેહલા દેશી ગ્રાડયુએટોમાંના એક હતા. એ કૉલેજમાં ઇ૦ સ૦ ૧૮૫૧ માં જોડાઇ કેટલીક સ્કાલરશીપો વગેરે મેળવી તા૦ ૧૭ મી એપ્રીલ ૧૮૫૬ ને દીને નામદાર ગવરનર લૉરડ એલફીનસ્ટનને હાથે તબીબી સનદ મેલવી, સરકારી નોકરીમાં આસીસ્ટંટ સરજયન તરીકે દાખલ થયા. અને માલેગાંમ, ખેડા, નાશક, સાવંતવાડી, રાજકોટ, એડન, થાણા વગેરેના સરકારી દવાખાનાના તબીબ નેમાઇ થાણાના કેટલીકવાર એકટીંગ સીવીલ સરજયન નેમાયા હતા, અને ૧૮૯૧ માં ૩૫) વર્ષની સરકારી નોકરી બાદ પેનશન લીધું હતું.

તા૦ ૧૧ મી મારચ.

ગરીબ જરથોસ્તીઓનાં રેહઠાંણોનાં ફંડની કમીટી હસ્તક શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટે પોતાના બપાવા મરહુમ શેઠ માણેકજી નશરવાંનજી પીટીટનાં નામથી એક મકાંન બાંધવાને આપેલા રૂ૧૨૫૦૦), તથા શેઠ બહમનજી

---

1 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૯૫.

2 જામે જમશેદ, તા૦ ૪ અને ૯ મી મારચ ૧૮૯૫.

3 જામે જમશેદ, તા૦ ૧૧ મી મારચ ૧૮૯૫.

એજ મુજબ કલકતાના ટાઉન હાલમાં હાનરેબલ પીરોજશાહને તા૦ ૨૬ મી મારચે ત્યાંના આગેવાંન દેશી ગ્રહસ્થોએ એક ખાણું આપ્યું હતું. પ્રમુખસ્થાંને બાબુ મનમોહન ઘોસ બીરાજ્યા હતા. લાહોરની ઇંડયન આશોશીએશને પણ એવણની એ સેવાઓ માટે ઉપકાર માનવાનો ઠડાવ પસાર કરી તે એવણ ઊપર મોકલી આપ્યો હતો. મધરાજની હિંદુ થીઓલોજીકલ સ્ટુડંટસ સોસાઇટીએ પણ હાનરેબલ પી. આનંદાચારલુનાં પ્રમુખપણાં હેઠલ એવણ ઊપર એક માનપત્ર મોકલ્યું જેમાં જણાવ્યું હતું કે,—"સચાઇ માટે તમોએ મજબુત અવાજ ઊઠાવ્યો, અને તમારી પોતાની તથા તમોને ચુંટી કહાડનારાઓની સ્વતંત્રતા અને છુટથી તકરાર ચલાવવાના હક માટે તમો હીમતથી લડયા, તેમજ પોતે અમુક હોદાના અમલદારોના દાવા વીશે શક ઊઠાવવાને તમો પાછળ પડયા નહી, તે માટે અમો તમારી તરફ મગરૂરીની લાગણીથી જોઇયે છીયે. આપણા સ્વદેશીઓને તમોએ એવો એક દાખલો બેસાડયો છે કે જે તેમને લોકોના હકો માટે વધારે નીરભયપણે બોલવાની હીમત આપશે એવો અમો ભરૂસો રાખયે છીયે, અને હીંદુસ્તાનની ધારાસભાઓમાં સુધારો કરાવવા માટે જે આસામીઓની મેહેનતને હીંદુસ્તાન આભારી છે તેઓએ બતાવેલી દુરઅંદેશી ખરી પાડી આપવાને તમોએ પોતે આટલુંબધું બજાવ્યું તે માટે અમો તમારો ઊપકાર માનયે છીયેં. હીંદુસ્તાનની ધારાસભાઓમાં તમારા જેવા આસામીઓ દાખલ થવાથી જે રાજદવારી લાભો થવા જોઇયે, તે માટે વીશ્વાસ સાથે રાહ જોવાને અમો ખુશી છીયે. આપણું કેહેવાનું ફકત સાંભળવાનેજ નહી પણ તે ઊપર ધયાન પહોંચાડવાની માંગણી કરવાના આપણા હક માટે હીમતથી અને માનપુરવક રીતે દાવો કરીને આપણા બીહીકણા સ્વદેશીઓને તમોએ જે ધડો શીખવ્યોછે તે માટે અમો તમારો ઊપકાર માનયે છીયે."

4 જામે જમશેદ, તા૦ ૭ મી મારચ ૧૮૯૫.

5 કરનલ ધનજીશાહ, ડા૦ જાંગીર, મરહુમ શેઠ શાપુર, અરદેશર, ફરામરોઝ, હોરમજજી રૂસતમ, શેરાબ, અને મીનોચેહર બરજોરજી સ્પેન્સરના બાવા.

દીનશાહજી પીટીટે પોતાનાં બપાઇ મરહુમ બાઇ હમાંબાઇનાં નામથી એક મકાન બાંધવાને આપેલા રૂ૧૨૫૦૦), તથા સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટની બેટીઓ બાઇ ભીખાઇજી દાદી નશરવાંનજી, બાઇ નવાજબાઇ પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ, બાઇ હમાંબાઇ ફરાંમજી રૂસતમજી કામાજી, બાઇ હીરાંબાઇ જમશેદજી નશરવાંનજી પીટીટ, બાઇ માણેકબાઇ પીરોજશાહ બહમનજી જીજીભાઇ અને બાઇ બચુબાઇ મેહરવાંનજી શેરાબજી જમશેદજીએ પોતાનાં માતાજી મરહુમ લેડી સાકરબાઇનાં નામથી એક મકાન બાંધવાને આપેલા રૂ.૧૮૦૦૦), તથા જરથોસ્તીઓ વચ્ચે ઉઘરાંણાંથી એકઠા થયલા રૂ.૧૪૦૮૦) માંથી બંધાનારાં ચાર મકાંનોનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને મુંબઇના નામદાર ગવરનરનાં બાનુ લેડી સેંડહરસ્ટે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. એ ખાતાંના હાનરરી સેક્રેટરી ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઇ. ઇ. એ મકાનોને લગતો થોડોક અહેવાલ વાંચી સંભળાવ્યો, જે બાદ લેડી સેંડહરસ્તે ચારે મકાનોનો પાયો નાખ્યો તથા કેટલીક પારસી બાનુઓએ શેઠ ફીરોજશાહ રૂસતમજી બાટલીવાલાની આગેવાની હેઠલ દોઆનાં ગાયણો ગાવા બાદ નામદાર ગવરનરે એક સુભાખીત ભાષાણુ કીધું. જે બાદ શેઠ ફરાંમજી દીનશાહ પીટીટે તે બંધે નામદારોનો ઉપકાર માન્યા બાદ મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

તા૦ ૧૩ મી મારચ.

લંડન મધે પ્રગટ થતાં "ધી સ્કેચ" પત્રના આજના અંકમાં "ધી અરવીંગ ઓવ ઇંડયા" યાને "હીંદુસ્તાનના અરવીંગ" એવાં મથાળાં હેઠળ મુંબઇના જાણીતા આગેવાન દેશી એકટર મી૦ ખુરશેદજી મેરવાનજી બાલીવાળાની એક છબી, તેવણની કારકીરદીની કેટલીક વીગતો સાથ પ્રગટ થઇ હતી.[2]

તા૦ ૧૩ મી મારચ.

રોજ ૨૯ માહ ૬ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—અરદેસર ડોશાભાઇ મુનશી[3]—ઉમર વર્ષ ૮૪). આગલા વખતમાં સરકારી ઇંગ્રેજ અમલદારોને ફારસી તથા હીંદુસતાની ભાષા શીખવનાર મુનશી. સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસટીટયુટના ૧૮૬૧ થી ૧૮૭૧ સુધી ઓડીટર અને ૧૮૮૪ સુધી એક અધીકારી. ૧૮૭૧ માં ઇરાનના શાહજાદા જલાલ કાજાએ ફારસીમાં બનાવેલી પુરાતમ પારસીઓની તવારીખનું પુસતક તથા ૧૮૯૩ માં "રમુજે દીલ પસંદ" નામની કેતાબ બનાવી હતી. આવડી મોટી ઉમર છતાં નીયમીત જીંદગીને લીધે તેઓ કામ કરવાની ઉલટ ધરાવતા હતા.

તા૦ ૧૪ મી મારચ.

રોજ ૩૦ માહ ૬ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટને ત્યાં આજ દીને તેમનાં નબીરા બાઇ માણેકબાઇ બહમનજી દીનશાહજી પીટીટ તથા દોતરા બાઇ અરદેશર જીજીભાઇ એદલજી મોદીની નવજોત હતી તે ક્રિઆ જોવાને નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટ તથા અતરેના મોટે વાગેના ઇંગ્રેજ ગ્રહસ્થો અને બાનુઓ સર દીનશાહજીનાં નોતરાંને માન આપી હાજર થયાં હતાં. ક્રિઆ થઇ રેહવા પછી તેને લગતી થોડીક ઇંગ્રેજીમાં સમજ શમસુલ-ઓલમા એમ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. એ આપી હતી. નામદાર ગવરનરે સર દીનશાહજી તથા એમ૦ જીવણજીનો પોતાને આપેલી આવી કીમતી તક તથા સમજનો ઉપકાર માનયો હતો. શેઠ બહમનજી દીનશાહજી પીટીટે આ નવજોતની ખુશાલીમાં રૂ૫૦૦૦) ની રકમ ધર્મ ખાતે આપી હતી.[4]

તા૦ ૧૫ મી મારચ.

રોજ ૧ માહ ૭ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

આજ દીને જામનગર મધે શેઠ તેહમુલજી માહીઆરજી મીરજાંએ પોતાના નયાગાનોના પુનને માટે એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.[5] જશનની ક્રિઆ ઉદવાડાવાલા દસ્તુર પેશોતનજી બરજોરજી મીરજાંએ કીધી હતી, જે પુરી થવા બાદ તેવણે એ તાંકણુનિ અનુસરતી એક વાએજ કરી સંભળાવી હતી, તથા ઉદવાડાવાલા એમ૦ મેહેરાંમજી પેશતનજી ભરડાએ ઇરાંનથી જરથોસ્તીઓ કેવી

૧ જામે જમશેદ, તા૦ ૧૨ મી મારચ ૧૮૯૫.

૨ જામે જમશેદ, તા૦ ૧ લી અપરેલ ૧૮૯૫.

૩ શેઠો શેરાબજી બહમનજી અને કેખશરૂ અરદેશર મુનશીના કાકા.

૪ જામે જમશેદ, તા૦ ૧૫ મી મારચ ૧૮૯૫.

૫ એ મકાન ઊપર નીચે મુજબ તખ્તી છે:—

શ્રી પાક દાદાર અહુરમઝદની મદદ હોજો.

"શ્રી જામનગર મધે મહારાજાધિરાજ જામ શ્રી સર વિભાજી સાહેબ કે. સી. એસ. આઇ. ના નેક અમલમાં.

આ આતશ દાદગાની દરેમેહેરના મકાનના પાયાનું ખાંત મુહુર્ત યઝદેઝરદી સને ૧૨૬૩ રોજ ૨૭ માહ ૧૧ મો તારીખ ૮ ઑગસ્ટ સને ૧૮૯૪ ને દીવસે એરવદ તેહમુરજી માહીઆરજી બીન ફિરોઝજી મીરઝાં મુંસરો એણે પોતાનાં મરહુમ નેઆગાનોના પુનને માટે પોતાને ખર્ચે બંધાવી તેના જશનનો મુબારક દીવસ રોજ ૧ લો માહ ૭ મો સને ૧૨૬૪ યઝદેઝરદી તારીખ ૧૫ મી માહ ૩ જો સને ૧૮૯૫ ઇસવી સંવત ૧૯૫૨ નાં વીક્રમાજીત [illegible] વદ ૫ શુક્રવારે કર્યું છે અને પોતે [illegible] તેનો આજ ખર્ચ ચલાવવા ચાર નીમાઇ."

હુલ્લડમારી વચ્ચે આવી વસ્યા તથા પોતાના પાક આતશની જાળવણી માટે કેટલા હાદેસા વેઠયા તે બાબે એક ભાષણ કર્યું હતું. એ બાદ શેઠ તેહમુલજીએ દસ્તુર પેશોતનજી મીરજાંને, એ નવી દરેમેહરના પંથકી એમ૦ માણેકજી શાપુરજી મીરજાંને તથા શેઠ મેહરાંમજી ભરડાને શેઆલો હોરાડી હતી. જે પછી ચાહની કરી મેળાવડો બરખાસ્ત થયો હતો.[1]

તા૦ ૧૭ મી મારચ.

રોજ ૩ માહ ૭ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટની આઠમાં વર્ષની બાજ હોવાથી તેમનાં માતાજી બાઇ દીનબાઇએ રૂ.૧૦૦૦૦૦) ની રકમ તેમનાં પુનને માટે "ધી નશરવાનજી માણેકજી પીટીટ ચેરીટી ફંડ"ના ત્રસ્ટીઓને સવાધીન કરી હતી કે, એ રકમ અનામત રાખી તેનું વીયાજ "જમશેદજી નશરવાનજી પીટીટ પારસી આરફનેજ"માં લાચાર પારસી માબાપના છોકરાઓને દાખલ કરવા માટે વાપરવું. એ સાથ પોતાના એકપુત્રા દીકરાનું નામ જાળવનારાં આ બહુ પુણ્યવાન ધરમખાતાં માટે બાઇ સાહેબ દીનબાઇ પીટીટે રૂ૩૨૦૦૦૦ ની રકમ કહાડી આપીછે.[2]

તા૦ ૧૮ મી મારચ.

રોજ ૪ માહ ૭ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—દસ્તુર મેહરાંમજી જામાસપજી જામાસપ-આશાના[3]—ઉમર વર્ષ ૬૭). પ્રથમમાં નીઝામ સરકારની નોકરીમાં નલદરંગના મોહતેમલ, પછી ઔરંગાબાદના તાલુકદાર, પછી નાંદેદના અવલ તાલુકદાર વગેરેના ઓહદા ભોગવી નીઝામ સરકાર તરફથી રૂ૨૦૦) નું પેનશન મેળવ્યું હતું. ઇ. સ. ૧૮૭૫ માં પોતાના ભાઇ દસ્તુર હોરમજજી જામાસપજીનાં મરણ વેળા તેમની જગાએ હેદરાબાદના દસ્તુર નેમાયા હતા. એઓ ફારસી અને ઉરદુ ભાષાના ખાં હતા, અને એમની "દિવાને મેહરાંમ" નામની ચોપડી વખણાતી હતી.

તા૦ ૨૦ મી મારચ.

રોજ ૬ માહ ૭ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—પીરોજશાહ મેહરવાનજી જીજીભાઇ—ઉમર વર્ષ ૪૮). મરહુમ શેઠ મેહરવાનજી જીજીભાઇના ત્રીજા દીકરા. પ્રથમ પોતાના ભાઇઓ સાથે વેપાર ચલાવતા હતા. પછી "જુબીલી મીલ"ના એજંટોની પેહડીના ભાગ્યા હતા. મુસાફરીના બહુ શોખીન હોવાથી હીંદુસ્તાન, યુરોપ, અમેરીકા, જાપાન, ચીન વગેરે ઠેકાણે મુસાફરી કરી હતી.

તા૦ ૨૦ મી મારચ.

આજ દીને સીકંદરાબાદ મધે મરહુમ દસ્તુર મેહરાંમજી જામાસપજી જામાસ્પઆશાનાનાં ઉઠમણાંમાં તેમના દીકરા દસ્તુર ખુરશેદજી મેહરાંમજી જામાસ્પઆશાનાને હેદરાબાદના દસ્તુર નેમ્યા હતા, તથા તેવણને અંજુમન તરફથી એક શેઆલ શેઠ મેહરવાનજી પેશતનજી મેહરજીએ હોરાડી હતી, તથા બીજી શેઆલ દખણના વડા દસ્તુર શમશુલ ઓલમા ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી તરફથી નાયબે દસ્તુર કૈકોબાદે હોરાડી હતી. વળી નામદાર નીજાંમ સરકાર તરફથી નામદાર દીવાન નવાબ વીકારલ ઉમરાએ એ મીજલસમાં પોતાના ખાનગી સેક્રેટરી મી૦ ફરદુનજી જમશેદજીને મોકલયા હતા, જેવણે નીઝામ સરકાર તરફથી મરહુમ દસતુરનાં મરણ માટે દલગીરી બતાવી હતી તથા જણાવયું હતું કે, નવા દસતુરની નેમણુક નામદાર નીઝામ તથા દીવાન સાહેબ પસંદ કરેછે અને તેવણને સરકાર તરફથી રૂ.૧૫૦ નું મનસબ બાંધી આપવાનો ઠરાવ થયોછે.

એ બાદ હેદરાબાદની જરથોસ્તી અંજુમનના શેઠ-ઠકી શેઠ બેજનજી આદરજી પલીડરે તથા શેઠ પીરોજશાહ પેશતનજી મેહરજીએ મરહુમ દસ્તુરજીનાં મરણથી અંજુમન-ને ગયલી ખોટ વિષે ખેદ બતાવી મરહુમની પહરેજગારી અને ભલા ગુણોની વખાંણ કરી મરહુમનું નામ દરેક અવસરનાં ભણતરોમાં લેવાની સુચના કીધી હતી જે મંજુર થઇ હતી. એ બાદ નવા દસ્તુરજીને બીજી સાત શેઆલો હોરાડવામાં આવી હતી. મરનારનાં કુટુંબ તરફથી તેમનાં પુનને માટે રૂ.૨૦૦૦) ધર્મખાતે આપવામાં આવ્યા હતા, તથા હેદરાબાદની વસતી વધવાથી જુનું દોખમું પુરતું જણાતું નથી, માટે મરહુમની યાદગારીમાં એક નવું દોખમું બાંધવાની સુચના થવાથી મીજલસમાં હેદરાબાદના જરથોસતીઓ તરફથી એક ફંડ થયું હતું, જે ફંડમાં રૂ.૧૦૦૦૦ થી વધુ રકમો ભરાઇછે, જેમાં મુખ્ય રકમો નીચે મુજબ હતી:—રૂ.૨૦૦૦) શેઠ ડોસાભાઇ નશરવાનજી

---

૧ જામે જમશેદ, તા૦ ૧૮ મી મારચ ૧૮૯૫.

બીજે દીને એટલે તા૦ ૧૬ મી મારચે શેઠ તેહમુલજી મીરજાંનાં ઘરનાં ચાર બાળકોને સુદરેહ પેહરાવવાની ક્રિઆ કરવામાં આવી હતી, જયાં જમ સાહેબ, કુંવરસાહેબ તથા બીજા દરબારીઓ ક્રિઆ જોવાને હાજર થયા હતા. તે પછી માહરાજાએ પારસી કોમને પોતાને ખરચે એક જીયાફત આપી હતી તથા શેઠ તેહમુલજીને સરપાવ ભેટ કીધો હતો. રાજકોટવાળા શેઠ કુંવરજી કાયાજીએ પણ શેઠ તેહમુલજીને એક માનપત્ર તથા શેઆલ હોરાડી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૧૮ મી મારચ ૧૮૯૫.

૩ શેઠો શેરાબજી, તથા રૂસતમજી, હેદરાબાદના દસ્તુર ખુરશેદજી મેહરાંમજી તથા દખણના દસ્તુર સરદાર કૈકોબાદ આદરબાદ, અને બાઇ બાઇજી તે મુંબઇના શેર દલાલ અને ઇરાંન તથા યુનાનની તવારીખના માજી અભ્યાસી એ૦ મેહરાંમજી મીખાજી કાંગાનાં ધણીઆંનીના બાવા.

ચીનાઈ, રૂ.૧૫૦૦) શેઠ દોરાબજી ડોસાભાઈ દોઠીવાલા, રૂ.૧૦૦૦) શેઠ શાપુરજી એદલજી ચીનાઈ, અને ઉકરજી વકીલ, રૂ.૫૦૦) શેઠ એદલજી શોરાબજી ચીનાઈ, રૂ.૩૦૦) શેઠ મનચેરજી ખરશેદજી પંથકી, રૂ.૨૦૦) શેઠો દીનશાહજી તુરકી, અને રુસતમજી ચીનાઈ વગેરે.[1]

---

તા૦ ૨૧ મી મારચ.

રોજ ૭ માહ ૬ (શેં૦) ૧૨૬૪ યજદેજરદી.

આજ દીને મહુના અંજુમનનાં ઉધરાતથી બંધાવલી દરેમેહરને પરઠાયાને ૫૦) વર્ષ પુરાં થયાથી તેની જુબીલી તરફે ત્યાંના સર્વે જરથોસ્તીઓએ શેઠ દાદાભાઈ પેશતનજી ભોટની આગેવાની હેઠલ ઉઘરાંણું કરી સાંજનાં દરેમેહરમાં જશન કરી રાતનાં રોશની કરી જીયાફત આપી હતી, જેમાં ત્યાં વસ્તાં સર્વે પારસી કુટુંબોએ ભાગ લીધો હતો. જશનની ક્રિયા પુરી થવા બાદ દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાનાએ એક વાએજ કરી સંભળાવી હતી.[2]

---

તા૦ ૨૨ મી મારચ.

આજ દીને મરહુમ શેઠ પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઈનાં ઉઠમણાંમાં તેમનાં વીધવા બાઈ નવાજબાઈ તે સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટનાં બેટીએ રૂ.૫૦૦૦), બેહન બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ નશરવાંનજી પીટીટનાં વીધવાએ રૂ.૮૦૦૦), ભાઈઓ શેઠો ધનજીભાઈ તથા દાદાભાઈ મેહરવાંનજી જીજીભાઈ અને ભત્રિજા શેઠ જીજીભાઈ મનચેરજી મેહરવાંનજી તથા પાલક શેઠ જમશેદજી ધનજીભાઈ મેહરવાંનજી મલી રૂ.૧૧૫૦), સસરા દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ.૫૦૦૦), શેઠો ફરાંમજી તથા બહમનજી દીનશાહજી પીટીટે રૂ.૨૦૦૦), સર. દીનશાહજીની બેટીઓ બાઈઓ ભીખાઈજી, હમંબાઈ, હીરાંબાઈ, માણેકબાઈ, બચુબાઈ, તથા બેહશતનશીન રતનબાઈની બેટીઓ બચુબાઈ, કુવરબાઈ, અને મેહરબાઈ ફરાંમજી પાંડે મલી રૂ.૧૨૦૦), બેહન બાઈ આવાંબાઈ તે મરહુમ શેઠ કાવશજી દીનશાહજી પીટીટનાં વીધવાએ રૂ.૫૦૦), બીજાં બેહનોએ રૂ.૨૦૦), તથા મિત્રો શેઠ કાવશજી દાદી કીમજીએ રૂ.૫૦૦), શેઠ જાંહગીરજી કાવશજી રેડીમનીએ રૂ.૫૦૦), અને શેઠ એદલજી દીનશાહ કરાંચીવાલાએ, રૂ.૨૦૦) મલી રૂ.૨૪૨૫૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[3] પાછલી રાતનાં ઉઠમણાંમાં હાનરેબલ નવરોજજી નશરવાંનજી વાડીઆએ રૂ.૫૦૦૦) ની રકમ યુનીવરસીટીમાં મરનારને નાંમની જંદ પેહલવીમાં સ્કાલરશીપ આપવાને ભેટ કરી હતી.[4]

---

અતરેની પારસી પંચાયતનાં ફંડના ટ્રસટી સાહેબો હસ્તક ૧૮૮૭ માં ઉભાં થયલાં "શ્રી વિકટોરીયા જુબીલી પેહલવી ટેક્ષ્ટ ફંડ" ની તરફથી પેહલવી નીરંગસ્તાંનનું એક પુસ્તક જે પુણાંવાલા શમસુલ ઓલમા ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પઆશાના પાસે હતું તેની એક આબેહુબ નકલ પુણાના સરકારી ફોતોઝીંકો પ્રેસમાં છપાઈ બાહેર પાડી હતી. એજ નીરંગસતાનની એક વધારે પુરાણી હાથની લખેલી ઇરાનથી મળેલી નકલ એરવદ તેહેમુરસ દીનશાહ અંકલેસરીયા પાસ હતી તેની સાથ મુકાબલો કરીને આ નવું પુસ્તક કેટલાક ટીકા સાથ દસ્તુર દારાબ પેશોતન સંજાનાએ તઈયાર કરયું હતું.[5]

---

તા૦ ૨૬ મી મારચ.

રોજ ૧૨ માહ ૭ (શેં૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—શાપુરજી હોરમજજી સોપારીવાલા[6]—ઉમર વર્ષ ૭૨) કરાંચીની કમીસરીયટના એક કંટ્રાકટર હતા. છેલ્લાં ૮ વર્ષની વાતપર પોતાના બેટાઓને કામકાજ સોંપી પોતે નજદીક ૭ વર્ષ સુધી આખાં હીંદુસ્તાંનમાં જુદે જુદે ઠેકાણે મુસાફરીઓ કીધી હતી. કરાંચીની પારસી "વીરબાઈજી સ્કુલ" એવણે પોતાનાં ધણીઆણીનાં નામથી સ્થાપી હતી. કરાંચીના ગરીબ જરથોસ્તીઓ માટે એક નીરાશ્રીત ફંડ એવણે ઉભું કીધું હતું.[7]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૩ મી મારચ ૧૮૯૫.

નવા દસ્તુરજીને એ પ્રમાણે મનસબ આપવા માટે નામદાર દીવાંન વીકાર ઉલ ઊમરાનો ઊપકાર માનવાને તા૦ ૩૧ મી મારચે દસ્તુરજી પોતે તથા હેદરાબાદના આગેવાંન જરથોસ્તીઓનું એક ડેપ્યુટેશન ગયું હતું. રાબેતાની તાજીમતવાજો થયા પછી ડેપ્યુટેશને પારસી કોમનાં દેશાંનની લાગણી જાહેર કરી હતી, અને દીવાંને એક કીમતી શેઆલ નવા દસ્તુર ખુરશેદજીને ઓડાડી હતી.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૩ જી એપરીલ ૧૮૯૫.

૩ જામે જમશેદ, તા૦ ૨૩ મી મારચ ૧૮૯૫.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૨૫ મી મારચ ૧૮૯૫.

૫ જામે જમશેદ, તા૦ ૨૫ મી મારચ ૧૮૯૫.

૬ શેઠો ખરશેદજી અને જમશેદજી શાપુરજી સોપારીવાલાના બાવા, અને મુંબઈવાલા શેઠ દીનશાહજી પેસતનજી સોપારીવાલાના ભાઈ.

૭ કરાંચીની અંજુમને એમના દીકરા મી૦ ખરશેદજી ઉપર દીલાસાપત્ર મોકલી, એમની યાદગારી માટે ઉઘરાણું કરી રૂ. ૫૦૦) એકઠા કરી તેમાંથી એમની એક ઓઇલ પેનટીંગ તસવીર પડાવી ત્યાંની કાંપની બાગીયારીમાં તા૦ ૩ જી અકટોબર ૧૮૯૭ ને દીને શેઠ પેસતનજી બેહરામજી કોટવાલને હાથે ખુલી મુકી હતી.

તા૦ ૨૮ મી માર્ચ.

હાનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતાએ વડી ધારાસભાના એક સભાસદ તરીકે હાલની મોસમમાં જે કીમતવાન તારીફલાયક પ્રજાસેવા બજાવી તેની પીછાંણમાં કલકતા મધે "ઇંડીઅન મીરર" ના અધીપતી બાબુ નોરેનડરોનાથ સેનનાં પ્રમુખપણાં હેઠળ ગઈ તા૦ ૧૭ મી મારચે ત્યાંના આગેવાન બંગાલીઓની એક સભા મલી હતી, જ્યાં ઠેરાવ થયો હતો કે હાનરેબલ પીરોજશાહ મુંબઈ પાછા ફરે તે અગાઉ તેવણને જાહેર માનઅકરામ આપવું તથા કલકતાના ટાઉન હૉલમાં એક મોટા પ્રકારની ઇવનીંગ પારટી આપવી. તે ઠેરાવની રૂહે આજ રાત્રે કલકતાના ટાઉન હાલમાં એક મોટો મેલાવડો થયો હતો. હાનરેબલ પીરોજશાહ આવી પોહચતાં તેમને યોગ્ય આવકાર દઈ એક ખાસ બેઠક ઉપર જગા આપી કમીટીના પ્રમુખ હાનરેબલ ડબલ્યુ. સી. બોનરજીએ કલકતાના રેહવાસીઓ તરફનું એક માનપત્ર વાંચી સંભળાવ્યું, અને તેમ કરતાં જણાવ્યું હતું કે ઉતાવલને લીધે આ મેલાવડાની ગોઠવણો દોડાદોડીમાં કરેલી હોવા છતાં કલકતાના ૩૫૦૦) રેહવાસીઓએ એ હીલચાલને લગતી અરજી ઉપર સહીઓ કરી હતી. હાનરેબલ પીરોજશાહે એ માનપત્રનો ઘટતો જવાબ વાલ્યા બાદ ગાયન તથા રંગરાગમાં કેટલોક વખત ગુજારી રીફ્રેશમેંટ લઈ મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

તા૦ ૩૦ મી મારચ.

શેઠ કેખશરૂ શેરાબજી પાટક, બી. એ. એ રૂરકીની ટામસન કાલેજની ઇજનેરી સેવટની પરીક્ષા પેહલા નંબરે ફતેહમંદી સાથે પશાર કરી નીચલાં પાંચ ઇનામો મેલવ્યાં હતાં:—(૧) "કાઉનસીલ ઓવ ઇંડયા"નું સઉથી સરસ નીવડનાર જવાનને માટેનું રૂ.૧૦૦૦ ની રોકડ રકમનું પેહલું મોટું ઇનામ; (૨) ચહડતા પ્રકારની સરટીફીકેટ મેળવવા માટે રૂ૨૫૦ નું "ટામસન પ્રાઇઝ"; (૩) ગણીતમાં પહેલા આવવા માટે કોરટલી મેમોરીયલવાલો સોનાનો ચાંદ; (૪) એક્ષપેરીમેનટલ સાયનસમાં પહેલી પદવી મેળવવા માટે જનરલ મેકલેગનવાળું ચોપડીઓનું ઇનામ; (૫) એ કાલેજના દેશી જવાનોમાં કસરતની હરીફાઈઓમાં પહેલા આવવા માટે વીજયાનગ્રામના મહારાજાવાળું રૂ.૪૦ નું ઇનામ.[2]

તા૦ ૩૧ મી મારચ.

રોજ ૧૭ માહ ૭ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—બરજોરજી રૂસતમજી મોદી[3]—ઉમર વર્ષ ૬૭). ઇ૦ સ૦ ૧૮૪૯ માં એમને એલફીનસ્ટન ઇનસટીટયુશનમાંથી કમેર સ્કોલરની પદવી મેળવી હતી. એ બાદ કેટલીક મુદત સુધી વેપારનાં કારણસર ચીન જઈ આવયા હતા. ૧૮૬૫ માં શેરસટાના વખતમાં ભાંગી પડેલી કેટલીક જોઇંટ સ્ટોક કંપનીઓના લીકવીડેટર નેમાયા હતા. એમની સાસુન મીલના ઘણાંક વરસો સુધી સેક્રેટરી હતા અને બીમારીને લીધે તે ઓધો ૧૮૮૭ માં છોડયો હતો. એવણ એક સુલેહના અમલદાર હતા.

૧ જામે જમશેદ, તા૦ ૨ જી આપરેલ ૧૮૯૫.
૨ જામે જમશેદ, તા૦ ૪ થી આપરેલ ૧૮૯૫.
૩ શેઠ પીરોજશાહ બરજોરજી મોદીના બાવા.

તા૦ ૧ લી એપ્રીલ.

૧૮૯૫ નાં સાલમાં જુદે જુદે ઠેકાંણેની મ્યુનીસીપાલ બૉર્ડમાં નીચલા પારસીઓ ચુંટાયા યા નેમાયા હતા:—

મુંબઈની મ્યુનીસીપાલ કોરપોરેશનમાં. કર ભરનારાઓ તરફથી—શેઠો નવરોજજી જાંગીરજી ગામડીઆ, કાવસજી મેહરવાનજી સરાફ, દીનશાહ એદલજી વાછા, ડાકટરો નાનાભાઈ નવરોજજી કાતરક, કેખશરૂ નશરવાનજી બાધુરજી, કાવસજી હોરમજજી, કાવસજી એદલજી દાદાચાનજી, રૂસતમજી નશરવાનજી ઓરી, ફરદુનજી નશરવાનજી બીલની, અને શેઠો જીજીભાઈ ફરામજી પીટીટ, શેરાબજી ખરશેદજી ઢાંડી, ખરશેદજી નશરવાનજી વાડીઆ, અરદેસર ફરામજી ઉનવાલા; સુલેહના અમલદારો તરફથી—શેઠો દારાશાહ રતનજી ચીચગર, હાનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતા, સી. આઇ. ઇ., કેખશરૂ નવરોજજી કાબરાજી, બહમનજી પેશતનજી માસટર, બેહરામજી નશરવાનજી સીરવાઈ, હોરમજજી ખરશેદજી કુરલેવાલા, પેશતનજી નશરવાનજી વાડીઆ, અને જમશેદજી ખરશેદજી કામાજી; યુનીવરસીટી તરફના—શેઠ માણેકશાહ જાંગીરશાહ તાલેયારખાં; સરકાર તરફના—સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઇ., અને હાનરેબલ નવરોજજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ.

તા૦ ૪ થી આપરેલ ૧૮૯૫ ને દીને નવી કોરપોરેશને સ્ટેનડીંગ કમીટીમાં શેઠો કાવસજી મેહરવાનજી શરાફ અને ડાકટર કાવસજી હોરમજજીને ચુંટી કાઢયા હતા.

મ્યુનીસીપાલ બોર્ડ.

અંકલેસર—સરકારે નેમેલા—ખાં૦ બા૦ શેરાબશાહ હોરમજજી, પીરોજશાહ દીનશાહ. ચુંટી કાઢેલા—જમશેદજી નશરવાનજી, અરદેસર નશરવાનજી, કાવસજી અરદેસર. અહમદનગર—સરકારે નેમેલા—દોરાબજી રૂસતમજી નાજર ડીસ્ટ્રીકટ કોરટના, ખાં૦ બા૦ શેરાબજી પદમજી, ખાં૦ બા૦ ફરામજી અરદેસર. ચુંટી કાઢેલા—ખાં૦ બા૦ નશરવાનજી ખરશેદજી, એદલજી રૂસતમજી નગરવાલા, બેહરામજી શેરાબજી કારડ માસટર, એમ. એ. પ્રાંતીજ—સરકારે નેમેલા—જાંગીર કેખશરૂ કાબરાજી. ભીવંડી—ડાકટર મ. ન. મોટાભાઈ વકીલ. સુરત—સરકારે નેમેલા—સરજન મેજર કેખ-

ખરૂ શોરાબજી નરીમાન, ખાં૦ બા૦ ફરદુનજી કુવરજી તારાપોરવાલા, ખાં૦ બા૦ કુવરજી કાવશજી. ચુંટી કાઢેલા—ખાં૦ બા૦ ડાકટર ડોશાભાઇ પેશતનજી, બરજોરજી નશરવાંનજી વકીલ, ડાકટર દીનશાહજી જીવનજી એદલબેહરાંમના, ડાકટર પીરોજશાહ જમશેદજી નાણાંવટી. નડીઆડ—સરકારે નેમેલા—ખાં૦ સા૦ એદલજી બેહ[illegible] હોડીવાલા, બી. એ., કેખશરૂ કુવરજી કાપડીઆ, એમ. એ., ડાકટર રૂસતમજી માણેકજી કેલાંવાલા. મોડાસા—સરકારે નેમેલા—જાંગીર કેખશરૂ કાબરાજી. તાસગાંમ, માન, ખતાવ, ખાંનપુર—સરકારે નેમેલા—ખાં૦ બા૦ જાંગીરજી માણેકજી ખરશેદજી. ધારવાર—ચુંટી કાઢેલા—જમશેદજી એદલજી બાટલીવાલા. હુબલી—સરકારે નેમેલા—જાંગીરજી બેહરાંમજી. કોલાબા—સરકારે નેમેલા—ખાં૦ બા૦ રતનજી એદલજી કાંગા. વલસાડ—સરકારે નેમેલા—ખાં૦ સા૦ શોરાબજી રતનજી મામલતદાર, ડાકટર પાલણજી હોરમજજી દાદાચાંનજી, નવરોજજી હોરમજજી, શાપુરજી ફરાંમજી, એદલજી પેશતનજી. ચુંટી કાઢેલા—કાવશજી ધનજીભાઇ, શાપુરજી દાદાભાઇ. રાંડેલ—ચુંટી કાઢેલા—માણેકજી નશરવાંનજી. કલીઆંણ—સરકારે નેમેલા—ડાકટર રતનજી રૂસતમજી દાદીના, દસ્તુર દારાશાહ રૂસતમજી સંજાણા. ચુંટી કાઢેલા—રૂસતમજી હોરમજજી. થાંણા—ચુંટી કાઢેલા—નવરોજજી જમશેદજી આંતીઆ, કાવશજી બેહરાંમજી દીવેચા, મેહરવાંનજી નવરોજજી આંતીઆ. કુરલા—સરકારે નેમેલા—ડાકટર નશરવાંનજી ધનજીભાઇ, કાવશજી દોરાબજી પાંડે, કાવશજી માણેકજી સુતરીઆ, હોરમજજી રૂસતમજી ઉમરીગર. વાંદરા—સરકારે નેમેલા—રતનજી ભીખાજી કરંજીઆ. અમદાવાદ—સરકારે નેમેલા—જાંગીર કેખશરૂ કાબરાજી, ખાં૦ બા૦ એદલજી ડોશાભાઇ કોઠાવાલા, લવજી મેહરવાંનજી વાડીઆ. ચુંટી કાઢેલા—અરદેસર કાવશજી કારંજવાલા, ડાકટર નાનાભાઇ કુવરજી મોદી, દારાશાહ શાપુરજી શેઠના, એમ. એ. વીરંમગામ—સરકારે નેમેલા—હોરમજજી દીનશાહજી. પુણાં—સરકારે નેમેલા—હાનરેબલ ખાં૦ બા૦ દોરાબજી પદમજી, દસ્તુર કેકોબાદ આદરબાદ. નાશક—સરકારે નેમેલા—હોરમજજી શોરાબજી લેલીનવાલા. બેલગાંમ—સરકારે નેમેલા—ખરશેદજી પેશતનજી બાઇસ. ઉરન—ચુંટી કાઢેલા—અરદેશર પેશતનજી, આદરજી કાવશજી. જાંબુસર—સરકારે નેમેલા—ખાં૦ સા૦ શોરાબશાહ હોરમજજી. ખાંનદેશ—સરકારે નેમેલા—કે. આર. બહમનજી, શોરાબજી ખરશેદજી. ધુલીઆ—સરકારે નેમેલા—સરજયન મેજર ખરશેદજી અરદેશર દલાલ, જાંહગીર પેશતનજી. ભુસાવલ—ચુંટી કાઢેલા—એદલજી કાવશજી. વરનગાંમ—સરકારે નેમેલા—બાપુજી માણેકજી. માંડવી—સરકારે નેમેલા—હોરમજી એદલજી હાસ્પી૦ આસીસ્ટંટ, ડોશાભાઇ શોરાબજી. ઇગતપુરા—ચુંટી કાઢેલા—હોરમજજી ધનજીભાઇ. સતારા—ચુંટી કાઢેલા—ડોશાભાઇ માણેકજી બરડી, નશરવાનજી ડોશાભાઇ સતારેવાલા, ખરશેદજી દાદાભાઇ સતારેવાલા, અને માણેકજી બહમનજી. હાંસોટ—સરકારે નેમેલા—નશરવાનજી પાલણજી શેઠના, બેહરાંમજી ડોશાભાઇ બાસલા, ખાં૦ બા૦ પીરોજશાહ પેશતનજી.

### ડીસ્ટ્રીકટ તથા તાલુકા લોકલ બોરડ.

ભરૂચ—સરકારે નેમેલા—ખાંનબાહદુર શોરાબશાહ હોરમજજી. અંકલેસર—સરકારે નેમેલા—ખાંનબાહદુર શોરાબશાહ હોરમજજી. સાલસેટ—સરકારે નેમેલા—અરદેસર રૂસતમજી દીવેચા. ચુંટી કાઢેલા—રતનજી ડોશાભાઇ કરાંની. દેહણુ—સરકારે નેમેલા—અરદેસર દોરાબજી દવીહરવાલા. ચુંટી કાઢેલા—રતનજી જીવણજી વકીલ તારાપોરવાલા, પાલણજી વીકાજી સરોંડાવાલા. માહીમ—ચુંટી કાઢેલા—જાંગીરજી દાદાભાઇ તારાપોરવાલા, વીકાજી મેહરજી. હવેલી—સરકારે નેમેલા—મેરવાંનજી મનચેરજી. નડીઆડ—સરકારે નેમેલા—ખાં૦ સાહેબ એદલજી બેહરાંમશાહ. આનંદ અને બોરસદ—સરકારે નેમેલા—ખાં૦ બા૦ બહમનજી એદલજી મોદી. કલીઆણ—સરકારે નેમેલા—ડાકટર રતનજી રૂસતમજી દાદીના. શાહપુર—સરકારે નેમેલા—ફરાંમજી રૂસતમજી. ઇગતપુરા—ચુંટી કાઢેલા—રતનજી ભીખાજી. નાશક—સરકારે નેમેલા—જાંહગીર કેખશરૂ કાબરાજી. અહમદનગર—સરકારે નેમેલા—ખાં૦ બા૦ શોરાબજી પદમજી, ખાં૦ બા૦ નશરવાંનજી ખરશેદજી, ખાં૦ બા૦ ફરાંમજી અરદેસર. અલીબાગ—સરકારે નેમેલા—ખાં૦ બા૦ રતનજી એદલજી કાંગા. પનવેલ—ચુંટી કાઢેલા—હોરમજજી માણેકજી. ઉરનના. પુણાં—સરકારે નેમેલા—હાનરેબલ ખાં૦ બા૦ દોરાબજી પદમજી. ડાપોલી—સરકારે નેમેલા—પેશતનજી રતનજી શેઠ. અમદાવાદ—સરકારે નેમેલા—જાંગીર કે. ન. કાબરાજી. લોકોએ ચુંટી કાઢેલા—ખાં૦ બા૦ એદલજી ડોશાભાઇ કોઠાવાલા. થાંણા—ઇનામદારોએ ચુંટી કાઢેલા—વીકાજી મેહરજી. લોકોએ ચુંટી કાઢેલા—અરદેસર દારાબજી દવીહરવાલા. ખેડા—સરકારે—ખાં૦ બા૦ બહમનજી એદલજી મોદી. ઇનામદારોએ ચુંટેલા—પેશતનજી ખરશેદજી મોદી. સતારા—સરકારે—ખાં૦ બા૦ જાંગીર માણેકજી ખરશેદજી. ભુસાવલ—સરકારે—નવરોજજી પેશતનજી. ખાંનદેશ—સરકારે—કે. આર. બહમનજી, પેસ્તનજી હોરમજજી પાતક. ચાલીસગાંમ—સરકારે—જમશેદજી કુવરજી. નાશક—સરકારે—એદલજી મનચેરજી, ગુતાવાલાના માનેજર. ચુંટી કાઢેલા—રતનજી ભીખાજી. ઇગતપુરાવાલા. વલસાડ—સરકારે—ડાકટર પાલણજી હોરમજજી દાદાચાંનજી.

તા૦ ૧ લી આપરેલ.

જરથોસ્તી બાઇબંધોની મંડલીને બાઇ દીનબાઇ પીટીટ તથા સર દીનશાહજીએ દરેકે રૂ.૧૦૦૦) આપ્યા હતા.

તા૦ ૪ થી આપરેલ.

મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશન તરફના લેજીસ્લેટીવ કાનસીલના એક પ્રતીનિધી તરીકે આજ દીને હાનરેબલ પીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ. ને એકમતે ચુંટી કાઢયા હતા.[1]

તા૦ ૫ મી આપરેલ.

નાગપોર મધે શેઠ જમશેદજી નશરવાંનજી તાતાના વહીવટ તલે ચાલતી "સેનટરલ ઇંડીઆ સ્પીનીંગ એંડ વીવીંગ કું૦"ની "એમપ્રેસ મીલ"માં એક નવું વીવીંગ શેડ ખોલ્લું મુકવાની ક્રિઆ આજ દીને મધ્ય પ્રાંતોના ચીફ કમીશનર મી૦ જોન ઉડબરન, સી. એસ. આઇ. એ એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં એ કુંપનીના મેનેજીંગ ડાયરેકટર શેઠ જમશેદજી નશરવાંનજી તાતાએ એ મીલને લગતી તવારીખ તથા હકીકત વાંચી સંભલાવી હતી.

તા૦ ૯ મી આપરેલ.

મુંબઇના ચીફ-જસટીસ સર ચારલસ સારજંટ નાઇટ ઓહદાપરથી રીટાયર થઇ પોતાને વતન સીધારનાર હોવાથી તેવણ તરફ અતરેની સઘળી વર્ણની પ્રજાની માનની લાગણી બતાવવા તથા તેવણની યાદગારી કાયમ રાખવાનાં પગલાંઓ ભરવાને મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૨૭ મી મારચે શેરીફ મી૦ જી. ડબલ્યુ. રાઉટન જોગ અતરેના સર્વે ગ્નાતના આગેવાન ગ્રહસ્થોએ મોકલેલાં રેકવીજીશનની રૂહે આજ દીને ટાઉન હૉલમાં એક જાહેર સભા મલી હતી. ગ્રનશીનની ખુરસી મી૦ એસ. આર. ડબલ્યુ. ફોરેસ્ટે લીધા બાદ એ નામદાર વિષે સભાનું ઉંચું મત નોંધવાનો ઠેડાવ કરી તે નામદારની યાદગારી રાખવા વિષે એક ફંડ ઉભું કરવા તથા બીજી ગોઠવણો કરવા માટે એક કમીટી તથા ૧ ઇંગ્રેજ, ૧ હિંદુ, ૧ મુસલમાંન, અને ૧ પારસી—શેઠ માણેકશાહ જાંગીરશાહ તાલિયારખાંનને, સેક્રેટરીઓ નેમી સભા બરખાસત થઇ હતી.[2] આ સભામાં હાનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતા, ડાકટર કેખશરૂ નશરવાનજી બાધુરજી, ડાકટર કાવશજી હોરમજજી, અને શેઠ ફરામજી દીનશાહજી પીટીટે ભાષાણો કીધાં હતાં.

હાનરેબલ પીરોજશાહ મેહરવાંનજી મેહતા સી. આઇ. ઇ. એ કલકતા ખાતે નામદાર વાઇસરાયની ધારાસભામાં દેશની બજાવેલી કીમતી સેવાની પીછાંન તરીકે અતરેની જાણીતી પારસી રીપન કલબે આજ રાત્રે તેઓનાં માનમાં એક મોટું ખાણું સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. નાં પ્રમુખપણાં હેઠલ આપ્યું હતું.[3]

અતરેની વિકટોરીયા નાટક મંડલીએ હાનરેબલ પીરોજશાહ મેહરવાંનજી મેહતાનાં માનમાં આજ રાત્રે પોતાની નોવેલટી નાટકશાલામાં એક નાટક ભજી બતાવ્યો હતો. એ નાટકની ઉપજના ખરચ બાદ કરી રૂ.૧૧૩૬) મી૦ મેહતાની ખાએશ મુજબ હિંદી નેશનલ કાનગ્રેસની બ્રીતિષ કમીટી ઉપર મોકલયા હતા.[4]

તા૦ ૧૨ મી આપરેલ.

"હાંગકાંગ ટેલીગ્રાફ" નામનું ઇંગરેજી પત્ર જાહેર લીલાંઉથી મી૦ એસ. રૂસતમજીએ ખરીદયું હતું.

તા૦ ૧૨ મી આપરેલ.

શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાને એડનમાં પગ મેલવાને આજે બરાબર ૫૦) વર્ષ થયાં તેની જુબીલીની ખુશાલીમાં આજ દીને એઓની પેહડીનાં આસરે ૧૦૦) માણસોએ એમને મુબારકબાદીનું એક માનપત્ર તથા એક સુંદર રૂપાંનું વાઝ ભેટ આપ્યું હતું. શેઠ કાવશજીએ એ બનાવની ખુશાલીમાં એડનના સર્વે પારસીઓને એક જીયાફત આજે આપી હતી.[5]

૧ ટાઇમ્સ આફ ઇં૦, તા૦ ૫ મી આપરેલ ૧૮૯૫.

૨ ફંડને હીસાબે તા૦ ૧૧ મી આપરેલે એ નામદારને શેઠ વરજીવનદાસના "વેસ્ટ ફીલડ" બંગલામાં ઇવનીંગ પારટી આપી હતી.

યાદગારીનાં ફંડમાં રૂ.૧૬૭૫૦) ભરાયા હતા તેમાંથી રૂ૭૫૦૦) ખરચી તસવીર ચીતરાવી, રૂ૭૯૫૩ા≈ ઇવનીંગ પારટી આપી તેના ખરચયા, તથા બાકીના રૂ.૮૯૯૬ાા– યુનીવરસીટી એનડાઉમેંટ ફંડમાં તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૯૭ ને દીને આપ્યા હતા.

૩ જામે જમશેદ, તા૦ ૧૦ મી આપરેલ ૧૮૯૫.

૪ કયસરે હિંદ, તા૦ ૫ મી મેએ ૧૮૯૫.

૫ ટાઇમ્સ ઑફ ઇં૦, તા૦ ૧૨ મી આપરેલ ૧૮૯૫.

તા૦ ૧૬ મી આપરેલ.

રોજ ૩ માહ ૮ (શે૦) ૧૨૬૪ યઝદેજરદી.

મરણ—નાનાભાઇ માણેકજી ગજ્ધર[1]—ઉમર વર્ષ ૮૪). એવણ ગંદેવીના વતની, પણ અતરે કમીસરીયતના કંત્રાકટર હતા. ગંદેવીની અંજુમનના ફંડના એક તરસ્ટી હતા. તેમજ ત્યાંની "કા. જાં. રેડીમની ગંદેવી ઇંગલીશ સ્કુલ" અને દવાખાનાના તથા શેઠ હોરમજજી બરજોરજી કપટાંનનાં ગંદેવી તેમજ નવસારીનાં કેટલાંક ધરમનાં કાંમો માટેનાં ટ્રસ્ટના પણ પેહલા ટ્રસ્ટી હતા. વળી એવણે ગંદેવીનાં અંજુમનનાં ઉધરાતથી બંધાયલાં દોખ્મામાંનાં ફંડમાં રૂ.૧૦૦૦૦) ની મોટી રકમ આપ્યાથી ૧૮૭૦ માં તે પરહતી વેળાએ ત્યાંની અંજુમને એવણને એક માનપત્ર અને શેઆલ આપી હતી.

---

મરહુમ શેઠ કાવશજી બેજનજી આલબલેસે તા૦ ૧૩ મી જુન ૧૮૮૦ ને દીને એક ટ્રસ્ટ કરી પોતાની હેયાતી પછી કેટલાંક ધર્મખાતાંઓમાં તેનું વ્યાજ વાપડવાને રૂ.૭૫૦૦૦) ની સરકારી નોટ એલાહેદી કાઢી હતી, તે મુજબ તેવણ તા૦ ૯ મી જુન ૧૮૯૧ ને દીને બેહશતનશીન થયા પછી તે ટ્રસ્ટના ટ્રસ્ટીઓ શેઠો માણેકજી તથા હોરમજજી એદલજી આલબલેસ અને ફરદુનજી ધનજીભાઇ આલબલેસે રૂ.૪૨૫૦૦) ની નોટો તેમાં લખેલાં ધર્મખાતાંઓમાં આપી હતી, પણ રૂ.૭૫૦૦) ની નોટ તેનું વ્યાજ ઇરાન દેશમાં રેહનારા જરથોસ્તીઓપર નખાતા જજીયાના કરમાં વાપડવા આપવાને લખ્યું હતું, લેકીન જજીયાનો કર ઇરાનના નામદાર શાહ નસરૂદીને ઇ. સ. ૧૮૮૨ થી જરથોસ્તીઓ પાસેથી લેવાનું બંધ કર્યાથી તે નોટો ઇરાન દેશમાં રેહનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવાનાં ધર્મખાતાંને આપવી કે નહિ; તેમજ બીજી રૂ.૨૫૦૦૦) ની નોટોનાં વ્યાજમાંથી મરનારની પોતાની તથા તેમના ચાર વડીલોની બાજને દીને સર્વે ધર્મક્રિઆ કરવા તથા તે દીને ચોપાતીની ધર્મશાલામાંના આંધલા પાંગલા પારસીઓ તથા લાચાર ઇરાનીઓને જમાડવા અને આશીરવાદ આપવી—એ ઉપલી બંધે રકમો કાએદાસર છે કે નહિ તે બાબે મજકુર ટ્રસ્ટીઓએ હાઇ કોરટનું મત લેવા માટે એક મુકદમો માંડયો હતો. એ મુકદમામાં શમશુલ ઓલમા દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા, દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાના, શમશુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ., અને 'પારસી પ્રકાશ'ના બનાવનાર શેઠ બહમનજી બેહરામજી પટેલની શાક્ષી લેવામાં આવી હતી, જેઓ સંધાઓએ જણાવ્યું હતું કે બાજરોજગારની ક્રિઆ અમુક કુટુંબનાં તથા સઘળાં ગુજરેલાંઓના લાભ માટેની છે. તે વખતની બંદગીમાં સામાન્ય પ્રજાને દોઆ કરવામાં આવેછે. એથી જીવતાંઓને પણ લાભ છે કે તેઓ પોતાના વડીલોનાં પગલાંપર ચાલવાની કોશેશ કરે તથા વધારે ધર્મચુસત બનેછે. એ પછી કેટલીક ધારા સંબંધી તકરારો થવા બાદ નામદાર જસટીસ બેલીએ આજ દીને તેનો ચુકાદો આપ્યો કે આગલ મી૦ જસટીસ જારડીને તથા જસટીસ ફેરને કરેલા ચુકાદાઓ પ્રમાણે બાજરોજગારની ક્રિઆ ખાંનગી પ્રકારની છે, અને તે જાહેર સખાવત તરીકે ગણાય નહિ. આ મુકદમામાં બાજરોજગારની ક્રિઆ સાથે ગરીબોને જમાડવાની પણ ટ્રસ્ટમાં ગોઠવણ કીધેલીછે, પણ એ જમણબી બાજરોજગારનો એક ભાગ છે એમ અતરે શાક્ષી પડી, માટે જ્યારે બાજરોજગારનું ટ્રસ્ટ કાએદાસર ટકી શકતું નથી તો તેનો એ ભાગબી કેમ ટકી શકે, માટે રૂ.૨૫૦૦૦) ની રકમ મરનારની અશકેઆંમતનાં એકઝીકયુટરસોને સ્વાધીન કરવી, તથા મજકુર જજીયાના ફંડમાં મરનારે આપવા લખેલી રૂ.૭૫૦૦) ની રકમ ઇરાન દેશમાં રેહનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવાનાં ધર્મખાતાંના ટ્રસ્ટીઓને તેમનાં ધર્મખાતાંમાં જો એક ઉપયોગ નહિ હોય તો બીજો ઉપયોગ કરવાની સત્તા છે માટે તે તેમને સ્વાધીન કરવી.[2]

---

શેઠો દીનશાહ ફરદુનજી મુલ્લાં, એમ. એ; એલ. એલ. બી., શોરાબજી દાદાભાઇ બાસ્તાવાલા, બી. એ; એલ. એલ. બી; અને ધનજીશાહ પાલણજી મીસતરી, બી. એ; એલ. એલ. બી. એ હાઇ કોરટના સોલીશીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[3]

---

અતરેની હાઇ કોરટના નામદાર જડજોએ, ૧૦) વર્ષ સુધી હાઇ કોરટમાં વકીલનું કામ કરી એક વર્ષ સુધી પોતાનો ધંધો જે વકીલે નહિ ચલાવ્યો હોય તે જો લાયક માલમ પડે તો તેને હાઇ કોરટના એક "એડવોકેટ" તરીકે નામદાર જડજો દાખલ કરી શકે એવો નવો કાયદો બાંધવાથી તે કાયદાની રૂહે મઝાલ કાઝ કોરટના બીજા જડજ શેઠ રૂસતમજી મેહરવાંનજી પટેલ, એમ. એ; એલ. એલ. બી. ને મુંબઇની હાઇ કોરટના એક "એડવોકેટ" અથવા બારીસ્ટર તરીકે નામદાર ચીફ-જસટીસ અને જડજોએ આજ દીને નેમ્યા હતા.[4]

---

તા૦ ૨૦ મી આપરેલ.

હાનરેબલ પીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ. એ મુંબઇ ઇલાકાના પ્રતિનિધી તરીકે હિંદુસ્થાંનની વડી ધારાસભામાં જે સ્વતંત્રતા બતાવી

---

૧ શેઠ જાંહગીર નાનાભાઇ ગજધરના કરી લેનાર બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૧૮ મી આપરેલ ૧૮૯૫.

૩ ટાઇમ્સ ઑફ ઇ૦, તા૦ ૧૮ મી આપરેલ ૧૮૯૫.

૪ જામે જમશેદ, તા૦ ૨૨ મી આપરેલ ૧૮૯૫.

આ દેશની ઉત્તમ સેવા બજાવી હતી તે માટે તેવણનો પ્રજા તરફથી ઉપકાર માની તેમને એક માનપત્ર આપવાનો ઠેડાવ કરવાને અતરેની પ્રેસીડંસી એસોસીએશનનાં નોતરાંથી આજ દીને નોવેલટી થીએટરમાં સર્વે વરણના લોકોની એક મોટી જાહેર સભા મલી હતી. સરનશીનની ખુરસી સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટને આપવા બાદ તેવણ તરફથી હાનરેબલ પીરોજશાહની સેફતમાં એક ભાષાણ તેમના બેટા શેઠ ફરામજી દીનશાહજી પીટીટે વાંચી સંભલાવ્યું હતું. જે બાદ પુણાંની સાર્વજનીક સભા તરફથી આવેલો નીચે મુજબનો તારનો સંદેશો સેક્રેટરી શેઠ દીનશાહ એદલજી વાછાએ વાંચી સંભલાવ્યો:—“ આનરેબલ મી૦ ફીરોઝશાહ મેહતાએ, જાતી અગવડ ભોગવી, ભોગો આપીને વડી સરકારની ધારાસભામાં બજાવેલી ઉતમ સેવા માટે તેવણ તરફના ઉપકારની લાગણી જાહેર કરવા પ્રેસીડનસી આસોસીએશને બોલાવેલી આ જાહેર સભાનાં કામમાં સારવજનીક સભા દીલોજાનીથી ભાગ લેછે.”

એ પછી નીચલા ઠેડાવો સર્વેનાં એકમતથી પસાર થયા હતા:—

હાનરેબલ રહીમતુલા મહમદ સયાંની એમ. એ. એ દરખાસ્ત કીધી તેને હાનરેબલ જવેરીલાલ ઉમયાશંકર યાજ્ઞીક તથા શેઠ દાજી આબાજી ખારે, બી. એ; એલ. એલ. બી. એ ટેકો આપ્યો કે:—“ આ સભાનાં મત પ્રમાણે, આનરેબલ મી૦ ફીરોઝશાહ મેરવાનજી મેહતાએ સામાનય રીતે હીંદુસ્તાનની અને ખસુસ કરીને આ શેહેરની બજાવેલી અગતની, કીમતી અને જુદા જુદા પ્રકારની સેવાઓની ઉંચી પીછાનની નોંધ હાલને પ્રસંગે લેવાની જરૂર છે.”

શેઠ એન. જી. ચંદાવરકર, બી. એ; એલ. એલ. બી. એ દરખાસ્ત કીધી તેને ડાકટર ભાલચંદર ક્રિશ્ણા તથા શેઠ ઇબ્રાહીમ રહીમતુલાએ ટેકો આપ્યો કે:—“ આનરેબલ મી૦ ફીરોઝશાહ મેરવાનજી મેહતા માટે મુંબઇની પ્રજા જે ઉંચું માન અને ચાહ ધરાવેછે તે જાહેર રીતે દરશાવવા માટે એક માનપત્ર તેમને એનાયત કરવાનો ઠરાવ સભા કરેછે.[1]”

મી૦ ડબલ્યુ. સી. ચેમબરસે દરખાસ્ત કીધી તેને શેઠ રૂસ્તમ ખ. ર. કામા, બી. એ; એલ. એલ. બી. તથા શેઠ માહદેવ વાસુદેવ સ્મરથે ટેકો આપ્યો કે:—“ સભામાં પસાર કરવામાં આવેલું માનપત્ર, પ્રમુખ નજદીકનો જે દીવસ નકી કરે તે દીને, જાહેર રીતે આનરેબલ મી૦ મેહતાને એનાયત કરવું અને તેને લગતી ગોઠવણો કરવાનું કામ મેસરસ ધરમસી, દીનશાહ એદલજી વાછા અને ચંદાવરકરને સોપવું.”

સેવટે ડાકટર કેખશરૂ નશરવાંનજી બાધુરજીની દરખાસ્ત ઉપરથી પ્રમુખ સાહેબનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

---

તા૦ ૨૩ મી આપરેલ.

રોજ ૧૦ માહ ૮ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મુંબઇ મધે કોટમાં ગોલવાડની ગલીમાં મરહુમ શેઠ મનચેરજી ખરશેદજી લંગડાએ તા૦ ૯ મી આપરેલ ૧૮૪૮ ને દીને પરઠાવેલી આદરાંનની દરેમેહર બીસમાર હાલતમાં આવવાથી તે ઉખેડી શેઠ પેશતનજી નશરવાંનજી ગોદીવાલાએ નવેસરથી પોતાનાં બેટી મરહુમ બાઇ પીરોજબાઇનાં પુનને માટે ત્યાં બીજી ઇમારત બંધાવી તેમાં જુનાં આદરાંન પરઠાવી આજ દીને તે ખોલ્લી મુકવાની જશનની ક્રિઆ કરાવી હતી. જશનની ક્રિઆ દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાં પ્રમુખપણાં હેઠલ થવા બાદ શેઠ પેશતનજી તરફથી શેઠ બરજોરજી રતનજી હકીમે એક અંજુમન પત્ર વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ દરેમેહર સર્વે જરથોસ્તીઓના વપડાસ માટે ખોલ્લી મેલીછે, અને તેના નીભાવ માટે દસ્તુર જામાસપજી સાથે બંદોબસ્ત કર્યોછે તે પ્રમાણે હાલ દર માસે પોંહચાડયા જઇશું અને ભવીશના નીભાવ માટેનો બંદોબસ્ત આગલ ચાલતાં કરીશું. એ પછી દસ્તુર જામાસપજીએ એ દરેમેહરની આગલી તવારીખ આપી જુની ઇમારત બીસમાર થવાથી મ્યુનીસીપાલીટીએ તોડાવી પડાવી, અને છેલ્લાં આઠ વર્ષ થયાં તેનો કેબલો મરહુમ શેઠ ખરશેદજી માણેકજીની, તથા મરહુમ શેઠ માણેકજી શેઠવાલી તથા મરહુમ શેઠ બનાજી લીમજીની દરેમેહરમાં મેલવા દેવા માટે એ દરેમેહરોના મુતવલીઓ, અકસર કરી શેઠ જાલભાઇ અરદેસર શેઠના તથા શેઠ નાનાભાઇ ધનજીભાઇ બનાજીનો તેમજ સર દીનશાહજીએ અનેક મદદો કરવા માટે તેમના ઉપકાર માનયા હતા. એ બાદ દસ્તુરજીએ એ દરેમેહરના અસલ મુતવલીને નામે શેઠ પેશતનજીને એક શેઆલ હોરાડી હતી, તથા શેઠ પેશતનજીએ દસ્તુર જામાસપજીને તેમજ એ૦ બહમનજી ખરશેદજી પાવરીને એકકી શેઆલ હોરાડી હતી, અને ચાશની કરી મેલાવડો બરખાસ્ત થયો હતો.[2]

---

૧ ઊપલું માનપત્ર હાનરેબલ ફીરોજશાહને તા૦ ૨૦ મી ડીસેમબર ૧૮૯૫ ને દીને ગેઇતી થીએટરમાં એક મોટી જાહેર સભા ભરી આપવામાં આવ્યું હતું. તે વેળાએ પ્રમુખસ્થાને હાનરેબલ રહીમતુલા મહમદ સયાંની, એમ. એ. બીરાજ્યા હતા.

૨ જામે જમશેદ, તા૦ ૨૪ મી આપરેલ ૧૮૯૫.

એ દરેમેહરમાં નીચે મુજબ તખતી મારવામાં આવીછે:—

“શ્રી પાક દાદાર અહુરમઝદની મદદ હોજો. આ દરેમેહર મરહુમ શેઠ મનચેરજી ખરશેદજી લંગડાએ રોજ ૧૫ મો માહ ૭ મો શેહેનશાહી સને ૧૨૧૭ યઝદેજરદીને દીને ઇનવી જરથોસ્તીઓના વપરાસ સારૂ ખુલ્લી મેલી હતી,

કલીઆંણીનાં સ્ટેશનની પાસે ત્યાંના ગામના લોકોના વપડાસને માટે પારસી આબકારી મકતેદારોએ એક કુવો રૂ.૮૦૦) ને ખરચે બંધાવ્યો હતો.[1]

---

લંડન મધે "ઇસ્ટબરન ફોતોગ્રાફીક એકઝીબીશન" જે ડેવનશાયર પાર્કમાં ખુલ્લું મેલાયું હતું તેમાં મુંબઇ-વાલા શેઠ શાપુર નશરવાંનજી ભેદવારે પેહલી પદ્વીનો રૂપાનો ચાંદ ઇનામમાં મેળવ્યો હતો. આ સાથ મી૦ ભેદવારે ૩૧ ચાંદીનું ઇનામ મેળવ્યું હતું.[2]

---

તા૦ ૧ લી મેએ.

"વાનડરર્સ વેલ્કમ લાજ" ના વડા ટેમ્પલર બેરાદર ડાક્ટર ધનજીશાહ આર. ટાટાને હિંદુસ્તાનના પાસ્ટ ગ્રાંડ ચીફ ટેમ્પલરે "ઇંટરનાશનલ સુપરીમ લાજ ડીગ્રી" એનાયત કીધી, જેવી ઉંચી ગણાતી પદવી એક પારસીને આ પેહલીજ વાર મલીછે.[3]

---

શેઠ રૂસતમજી આદરજી અહમદનગરવાલાએ હેદરા-બાદનાં વરંગલ જીલ્લામાં ખમન્ન તાલુકામાં ૭ા ફીટની લંબાઇના એક જબરા શીંહનો શીકાર કરી નામદાર નીજામ સરકાર તરફથી ઇનામ મેળવ્યું હતું.[4]

---

તા૦ ૨ જી મેએ.

રોજ ૧૯ માહ ૮ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—ફરાંમજી રૂસતમજી ખંડાલેવાલા—ઉમર વર્ષ ૫૬). મધ્ય પ્રાંતો માંહેના ખીરારમાં રેલવેના કારતીંગ એજંટનું કામ કરતા હતા. ગરીબાઇમાંથી વધેલા હોવાથી ગરીબ હમજાતીઓ તરફ સારી દીલસોજી હતી. ૧૮૯૦ માં રૂ.૧૦૦૦૦) દશ હજારની એક રકમ તેઓએ જરથોસ્તી-ઓના લાભ ફીજે વ્યાજ વાપરવા એક ટ્રસ્ટ કરી આપી હતી. જેના મેનેજીંગ ટ્રસ્ટી શેઠ ફરાંમજી કાવશજી મેહતા ('કયસરે હિન્દ' વાલા) અને જોડયા ટ્રસ્ટીઓ શેઠ દીન-શાહ જીજીભાઇ ડાક્ટર (સોલીસીટર) અને ડા૦ બરજોરજી હોરમજજી દાંતરાને નેમ્યા હતા.

---

સુરત જીલ્લાનાં કદોદ ગામમાં લાગેલી આગમાં નુક-સાંન પામેલાઓને મદદ કરવા થકી કલેક્ટર મી૦ લેલીએ ઉભાં કરેલાં ફંડમાં મુંબઇથી સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ.૫૦૦ તથા શેઠ ફરાંમજી બહમનજી જીજીભાઇએ રૂ.૧૦૦) મોકલ્યા હતા.[5]

---

લંડનનાં "સેંટ જેમસીસ બજેટ" પત્રના અંકમાં શેઠ કાવશજી દીનશાહ એડનવાલાની એક તસવીર તથા જીંદગીનો અહેવાલ પ્રગટ થયો હતો.[6]

---

તા૦ ૯ મી મેએ.

આએ સાલની ડીસ્ટ્રીકટ પલીડરની પરીક્ષામાં નીચલા પાંચ પારસીઓ પસાર થયા હતા:—

શેઠો શાવકશાહ કાવશજી ડોશાભાઇ દાવર, બહ-મનજી પાલણજી માસ્ટર, મેહરખાંન ફરેદુન આલમશાહ, મેહરવાંનજી ફરદુનજી મુલ્લાં, ધનજીશાહ હોરમજજી કેરાંવાલા.[7]

---

તા૦ ૧૨ મી મે.

મુંબઇ ઇલાકાની આઠમી પ્રાંતીક કૉનફરંસ આજ દીને બેલગાંમ મધે ભરાઇ હતી. પ્રમુખસ્થાંન મુંબઇવાલા શેઠ દીનશાહ એદલજી વાછાને આપવામાં આવ્યું હતું. તેઓએ એક છટાદાર ભાષાણ બે કલાક સુધીનું કર્યું, જેમાં હિંદી બજેટ તથા હિંદી નાણાં સંબંધી ગોઠવણો ઉપર નુકતેચીની કરી, દેશી છાપાનો મજબુતીથી બંચાવ કર્યો. આ કૉનફરંસનું કામ ત્રણ દીવસ સુધી ચાલ્યું હતું, અને તેમાં પારસીઓમાં પ્રમુખ ઉપરાંત ડાક્ટર કેખશરૂ નશર-વાંનજી બાધુરજીએ સરકારી તબીબી નોકરીની ગેરરીતી તથા શેઠ રૂસતમ ખ. રૂ. કામાએ ચઢતી કેળવણી સંબંધી સરકારી રાજનીતિ વિષે ભાષણો કીધાં હતાં. એ ઉપરાંત નીચલો ઠેડાવ સર્વેનાં એકમતે ખુશાલીની તાલીઓ વચ્ચે પસાર થયો હતો કે આનરેબલ મી૦ ફીરોજશાહ મેહરવાનજી મેહતાએ વડી ધારાસભાની કલકતા ખાતેની છેલ્લી મોસમમાં દેશની જે અમુલ્ય સેવા બજાવી હતી, તેની પીછાંન કરનારી નોંધ આ કૉનફરંસ બહુ ખુશી

---

તે સને ૧૨૫૬ માં ઘણીજ બીસમાર હાલતમાં આવવાથી મજકુર ધણીના એ દરેમેહેરના વારસોથી એ દરેહમેહેર પાછી નહી બાંધી શકાવાથી દસતુરજી સાહેબ ડાકટર જામા-સપજી મીનોચેહેરજી જામાસપઆસાના, એમ. એ., વગેરેએ તથા મોબેદ બમનજી ખરશેદજી પાવરી અથવા જનરલે ભલા-મણ કરવાથી શેઠ પેસતનજી નશરવાનજી ગોદીવાળાએ પોતા-ની બેહેસતનશીન દીકરી બાઇ પીરોજબાઇનાં પુન માટે એ દરેહમેહેર નવેસર પાયેથી બાંધીને રોજ ૧૦ મો માહા ૮ મો શેહેનશાહી, માહા ૯ મો કદમી સને ૧૨૬૪ યઝદેજરદીને દીને ઇંજાવી અને અસલ આતશ આદરાન સાહેબને પાછા તખતનશીન કરીને સરવે જરથોસતી સાહેબોને વાપરવા સારૂ ખુલ્લી મેલીછે. રોજ ૧૦ મો માહા ૮ મો શેહેનશાહી સને ૧૨૬૪ યઝદેજરદી, તા૦ ૨૩ મી એપરેલ સને ૧૮૯૫ ઇસવી, સંવત ૧૯૫૧ ચઇત્ર વદ ૧૪ ને વાર મંગલ."

૧ જામે જમશેદ, તા૦ ૧ લી મેએ ૧૮૯૫.

૨ જામે જમશેદ, તા૦ ૨૦ મી મેએ ૧૮૯૫.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૫ મી મેએ ૧૮૯૫.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૧૯ મી મેએ ૧૮૯૫.

૫ જામે જમશેદ, તા૦ ૧૦ મી અને ૨૪ મી મેએ ૧૮૯૫.

૬ જામે જમશેદ, તા૦ ૨૨ મી મેએ ૧૮૯૫.

૭ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૯ મી મેએ ૧૮૯૫.

૮ જામે જમશેદ, તા૦ ૧૩, ૧૫ મી મેએ ૧૮૯૫.

સાથ છેછે અને પ્રમુખને સતા આપેછે કે, કૉન્ફરંસ તરફથી એક માનપત્ર ઘડી કહાડી આનરેબલ મી૦ મેહતા સાથ મસલત ચલાવી તેવણ નકી કરે તે વખતે તથા ઠેકાણે એ માનપત્ર તેવણને એનાયત કરવો.[1]

---

તા૦ ૧૪ મી મેએ.

રોજ ૧ માહ ૯ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—જીવણજી હોરમજજી ગજધર[2]—ઉમર વર્ષ ૬૬). પ્રથમમાં દવા વેચનારી મેસરસ ત્રીચર ફીલીપની કંપનીમાં નોકરી. કંપનીના આડતીયા તરીકે ૧૮૫૩ માં ઓસ્ટ્રેલીયા ખાતે ગયા હતા. તે પછી મેસરસ ત્રીચરની કંપનીના ભાગ્યા થયા હતા. એ બાદ ભાયખલા હોટલ તથા માથેરાન મધે ચોક હોટલ ઉઘાડયાં હતાં. ૧૮૮૩ થી કોટ મધે જુની હાઇ કોરટવાળી કુશાદે ઇમારતમાં 'ગ્રેટ વેસટરન હોટલ' ઉઘાડી તે પોતાનાં મરણ સુધી ચલાવયું હતું. પોતાના જનમ વતન ગણદેવીના જરથોસતી અંજુમનનાં ફંડના ૧૮૬૫ થી એક ત્રસટી હતા તેમજ ત્યાંની સર કાવસજી જહાંગીર ઇંગ્રેજી નીશાળને સારા પાયા ઉપર લાવવાને તન મન અને ધનથી ઘણી મેહેનત કરી હતી. લાંબી મુદતના હોટલો તથા યુરોપ શોપો સાથના અને બીજા સંબંધને લીધે ઇંગ્રેજ ગ્રહસથો અને અમલદારોમાં સારા પલોટાઇ જઇ વગ અને માન ધરાવતા હતા.

---

મરણ—દસ્તુર દારાબજી ખુરશેદજી દારાબપાલણના—ઉમર વર્ષ ૬૪). નવસારીની વડી દરેહમેહેરના તાબેના ભગરીઆ મોબેદો તથા બેહેદીનોના સુરત રૂસતમપુરાના દસતુર હતા. ત્યાંની દસતુર ખોરશેદ લાઇબ્રેરી સથાપવામાં એવણની આગેવાની હતી.

---

શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, સી. આઇ. ઇ. ને ઇંગલાંડનાં "નોરથ ઇસ્ટ બેઠનલ ગ્રીન" વીભાગ તરફથી પાર્લામેંટના એક કનઝરવેટીવ બાજુ તરફના ઉમેદવાર તરીકે બાહેર પાડવામાં આવ્યા હતા. શેઠ મનચેરજીએ પોતાના રાજદ્વારી વિચારો કેવા છે તે ત્યાંના ચુંટી કાઢનારાઓને કહી સંભળાવવા માટે આજ દીને એક મોટી સભા મેલવી ભાષણ કીધું હતું.[3]

---

બાંડાલા મધે ગરીબ જરથોસ્તીઓને માંદગીની વખતે હવા ખાવા જવા માટે શેઠ જાંગીરજી બેહરાંમજી મરજબાંન હસ્તકનાં સેનીટેરીયમવાલી જગો ઉપર શેઠ જાંગીરજી રૂસતમજી મોદીએ રૂ.૫૦૦૦) આપી બે નાધલા બંગલાઓ પોતાનાં માતાજી મરહુમ બાઇ રતનબાઇનાં પુનને માટે બંધાવી આપ્યા હતા.[4]

---

લંડન આરટ સોસાયટીનું ફ્લાવર પેનટીંગ બુક અને ઓઇલ પેનટીંગ કલર બોક્ષ સાથનું ત્રીજું ઇનામ જી. આઇ. પી. રેલવે આફીસના એક મદદનીશ મી૦ ખરશેદજી શાપુરજી દીવેચાને મલ્યું.[5]

---

તા૦ ૧૬ મી મેએ.

આજ દીને સુરત મધે મરહુમ દસ્તુર દારાબજી ખુરશેદજી દારાબ પાલણનાં ઉઠમણાંમાં તેમના બેટા દસ્તુર બરજોરજી દારાબજી દારાબ પાલણનાને નવસારીના વડા દસ્તુર દારાબજી માહીયારજીએ પોતાની નવસારીની વડી દરેહેમેહેરને તાબેના ભગરીયા મોબેદો તથા બેહેદીનો તરફની એક શીયાલ ઓઢાડી, તેઓને તેમના મરનાર બાવાની જગાએ સુરત રૂસતમપરાના દસતુર ઠરાવયા બાદ, સુરત ભગર સાથની અંજુમન તરફની, સુરત રૂસતમપરાની દસતુર ખુરશેદ લાઇબરેરી તરફની, નવસારી તાબેના સુરતવાસી ભગર સાથના મોબેદો તરફની, રૂસતમપરાના તલાટી ખાનદાંન તરફની, નવસારીના મરનાર શેઠ માણેકજી હોરમસજી પરવેજ તરફની, અદગરાના ખાનદાંન તરફની અને નવા દસતુર બરજોરજી દારાબજીના મોટા મોહોલાના દોસતો તરફની મળી ૮ શાલો આપવામાં આવી હતી.[6]

---

તા૦ ૨૧ મી મેએ.

રોજ ૮ માહ ૯ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

બાંડવા મધે શેઠ હોરમજજી ધનજીભાઇ કાપડીઆએ પોતાના બાવા મરહુમ શેઠ ધનજીભાઇ મેહરવાંનજી કાપડીઆનાં પુનને માટે એક માલ સાથનું મકાંન ત્યાંના જરથોસ્તીઓને દીનઆઇનની ક્રિઆ વગેરે કરવા માટે ધર્મખાતે બંધાવી આપી આજ દીને મરહુમ શેઠ ધનજીભાઇની

---

૧ તા૦ ૧૭ મી મેએની રાત્રે તે તરફવાલા મેશરસ બાટે અને કુવરાવે આનરેબલ પીરોજશાહ મેરવાનજી મેહતાનાં માનમાં ઇવનીંગ પારટીનો મેલાવડો કરી તેમાં સર્વે ડેલીગેટોને નોતરયા હતા.

એ માનપત્ર આનરેબલ ફીરોજશાહને તા૦ ૨૦ મી ડીસેમ્બર ૧૮૯૫ ને દીને મુંબઇ મધે ગેઇટી થીએટરમાં એક મોટી જાહેર સભા મેળવી મુંબઇની પ્રજા તરફનાં માનપત્રની સાથે આપવામાં આવ્યો હતો.

૨ શેઠો નવરોજજી, જાંગીરજી, નસરવાંનજી તથા બરજોરજી જીવણજી ગજધરના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૧૩ મી જુન ૧૮૯૫.

એવાં બીજાં પાંચ ભાષણો એવણે એક પખવાડીઆંમાં કીધાં હતાં, તથા ત્યાંની દરેક વૉર્ડ મીટીંગોમાં પોતે હાજર થઇ પુછેલા સવાલોના જવાબ આપતા હતા.

૪ જામે જમશેદ, તા૦ ૧૬ મી મેએ ૧૮૯૫.

૫ જામે જમશેદ, તા૦ ૨૧ મી મેએ ૧૮૯૫.

૬ જામે જમશેદ, તા૦ ૧૮ મી મેએ ૧૮૯૫.

વરસી હોવાથી જશન કરી ખોલ્લું મુક્યું હતું. જશનની ક્રિઆ મઉવાલા દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પ-આશાનાએ કરવા બાદ તેઓએ એક વાએજ કરી સંભળાવી. જે પછી શેઠ હોરમજજી તરફથી એક અંજુમન પત્ર વાંચી સંભળાવ્યો, જેમાં એવી શરતો જાહેર કરી હતી કે, એ મકાનમાં દખણના દસ્તુરને તાબેનેજ મોબેદ રાખવો, જો ખંડવાના જરથોસતીઓમાં કશો વરવાંધો પડે અને તેઓ બીજા મોબેદને લાવી રાખવા માગે, તો તે મોબેદથી એ મકાનમાં રહી શકાશે નહી. મકાનની માલેકી તથા મુતવલીપણું મકાનના બંધાવનાર તથા તેવણના વારસોને હસ્તક રહેશે. જો ખંડવાના જરથોસતીઓ કદી ઓદા ન કરે ને અંજુમનનો મોબેદ રાખવાને અશક્ત થઇ પડે, તો તેઓનો એ મકાન ઉપર કશો હક રહેશે નહી અને મકાનના માલેક અથવા મુતવલી એ મકાન ગમે તે બીજા ઉપયોગમાં લેઇ શકશે.

એ પછી શેઠ હોરમજજીનો ઉપકાર માની આશની કરી મીજલસ બરખાસ્ત થઇ હતી.[૧]

---

તા૦ ૨૩ મી મેએ.

રોજ ૧૦ માહ ૯ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—નવરોજજી પેશતનજી ધાલા[૨]—(ઉમર વર્ષ ૫૮). મેસરસ નશરવાનજી બમનજી મોદીના છોકરાઓની હાંગકાંગ તથા કલકતા ખાતેની પેહડીના વડા મદદનીશ, એ બંને શેહરોમાં વરસો સુધી રેહવાસ કરયાથી બેઉ શેહેરોની જરથોસતી અંજુમનના ધરમના ફંડોના ટ્રસ્ટી તથા આનરરી સેક્રેટરી હતા.

---

કરાંચી મધે પ્રોફેસર બરજોરજી જામાસપજી પાદશાહની આગેવાંની હેઠલ બાનુઓને માટે એક સરક્યુલેટીંગ લાઇબ્રેરી સ્થાપવામાં આવી હતી.[૩]

---

તા૦ ૨૫ મી મેએ.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—ડાકટર હોરમજશાહ બેહરાંમજી પેશતનજી[૪]—(ઉમર વર્ષ ૫૦). સુરતવાળા જાણીતા તબીબ તથા ત્યાંની પારસી પંચાયતના સરનશીન ડાકટર બેહરાંમજી પેશતનજીના બીજા બેટા. ૧૮૮૦ માં એવણે લંડન મધે તબીબી અભયાસ કરી એલ. આર. સી. પી. વગેરે પદ્દી મેલવી અત્રે ભાવનગર રાજની તબીબી નોકરીમાં રહ્યા હતા. મુંબઇ હવા ફેરફાર કરવા આવ્યા હતા, ત્યાં એમનું મરણ નીપજ્યું હતું.

---

આ વેળા નામદાર માહરાંણીની સાલગરેહની ખુશાલીમાં અપાયલા એતાબોમાં અમદાવાદવાલા શેઠ જાંગીરજી પેશતનજી વકીલને "ખાંનબાહદુર" નો એતાબ આપવામાં આવ્યો હતો.[૫]

---

નામદાર માહરાંણીની સાલગરેહની ખુશાલીમાં આજ દીને પુણાં મધે ભરાયલી દખણના સરદારોની વાર્ષીક દરબારમાં નામદાર ગવરનરના એજંટ મી૦ સ્ટુઅરડ નવા નેમાયલા સરદાર હાનરેબલ ખાંનબાહદુર દોરાબજી પદમજી પેશતનજીને નામદાર વાઇસરાય તરફની સનદ આપી.[૬]

---

કરાંચી મધે સીંધ વૉલંટીયર કોરનો વારસીક હથીઆરની કસરતોનો મેળાવડો આજ દીને થયો, જેમાં મી૦ રૂસતમજી દીનશાહ બીલીઆએ બધી સરતોમાં પેહલા આવી આખી સીંધ કોરમાંથી ચેમપીયનશીપનો બેલ્ટ મેલવ્યો હતો.[૭]

---

ઉદવાડાનાં આતશબેહેરાંમના કંપાઉંડમાં બાઇ મોટલાંબાઇ માણેકજી વાડીઆએ એક નાહનખાનું બંધાવી આજ દીને ત્યાંની અંજુમનને સ્વાધીન કર્યું છે.[૮]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૩ મી મેએ ૧૮૯૫.

૨ શેઠો પેશતનજી, બેહરાંમજી, અને ફેમરોઝ નવરોજજી ધાલાના બાવા.

૩ તેના સેક્રેટરી તરીકે બાઇ બોસ્તોનબાનુ ખરશેદજી મેહતા તે મી૦ નાદરશાહ નવરોજજી કાબરાજીનાં બેટી હતાં.

૪ શેઠ નશરવાનજી હોરમજશાહ ડાકટરના બાવા.

૫ એ એતાબની સનદ આપવા માટે ઊત્તર વિભાગના કમીશનર મી૦ રીડે તા૦ ૮ મી અકટોબર ૧૮૯૫ ને દીને એક દરબાર ત્યાંની હઠેસીંગની વાડીમાં ભરી હતી, જે વેળા તેવણે તથા આ૦ રાવ બાહદુર રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઇ. તથા ગુજરાતના કવિ દલપતરામ ડાહ્યાભાઇ, સી. આઇ. ઇ. એ ભાષણો કરી અમદાવાદના રહીસો તરફથી શેઠ જાંગીરજીને મુબારકબાદી આપી હતી.

[ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૯ મી અકટોબર ૧૮૯૫.]

૬ જામે જમશેદ, તા૦ ૨૭ મી મેએ ૧૮૯૫.

૭ રાસ્ત ગોફતાર, તા૦ ૨ જી જુન ૧૮૯૫.

૮ એ નાહનખાનાંપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"આએ નાહનખાણાનું મકાન મુંબઇવાસી બાઇસાહેબ મોટલાંબાઇ માણેકજી વાહાડીઆ તે મરહુમ શેઠ જાંહાંગીરજી નશરવાનજી વાહાડીઆની બેટીએ પોતાના મરહુમ સસરા શેઠ નવરોજી નશરવાનજી વાહાડીઆના પુનને સારૂ પોતાના ખરચે જમીન સુધાં બંધાવીને ટ્રસ્ટીઓની મારફતે અનજુમનને સવાધીન આપ્યું છે.

રોજ ૧૨ મો મોહોર ઇજદ માહા ૯ મો આદર ઇજદ શેહેનશાહી, માહા ૧૦ મો દે કદમી સને ૧૨૬૪ ઇજદજરદી—તા૦ ૩૦ મી મે સને ૧૮૯૫ ઇસ્વી.

દીનશાહ દોરાબજી મીસ્તરી,

એલ. એલ. એ.

શીલ્પશાસ્ત્રી."

[છાપેલી તખ્તીમાં ઇંગ્રેજી તારીખની ભુલ દીસે છે.]

તા૦ ૨૬ મી મેએ.

રોજ ૧૩ માહ ૯ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

જંગબાર મધે શેઠ દોરાબજી દીનશાહજી એડન-વાલાને ખરચે બંધાયલી દરેમેહર આજ દીને પરઠવામાં આવી હતી.[1] જશનની ક્રિઆ પુરી થવા બાદ ત્યાંની અંજુમન તરફથી શેઠ બહમનજી ધનજીભાઇ તલાટીએ શેઠ મનચેરજી દોરાબજી એડનવાલાને એક શેઆલ હોરાડી તથા બીજી શેઆલ તેમના બાવાને માટે મોકલવાને આપી તથા અંજુમન તરફથી તેમનો ઉપકાર માનયો. એ પછી ચાશની કરી સર્વે જરથોસ્તીઓએ આખો દીવસ ત્યાંજ ખુશાલી-માં ગુજાર્યો હતો.[2]

---

તા૦ ૨૯ મી મેએ.

રોજ ૧૬ માહ ૯ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—ખરશેદજી હોરમજજી ચીનાઇ—ઉમર વર્ષ ૭૧). એવણ આગલા વખતમાં પોતાના બાઇ સાથ મેસરસ ખરશેદજી અને જાંગીર હોરમજજી ચીનાઇનાં નામથી બાપીકો મોટો વેપાર ચલાવતા હતા. પાછલથી રોજગારમાં ઘણું નુકસાંન જવાથી એકાંત જીંદગી ગુજારી હતી. કેટલીક જોઇંટ સ્ટોક કંપનીઓના એવણ ડાયરેકટર તથા ઑડીટર હતા.

---

તા૦ ૩૦ મી મેએ.

રોજ ૧૭ માહ ૯ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—ડાકટર દાદાભાઇ જામાસપજી કાપડીઆ—ઉમર વર્ષ ૬૦). એવણે ગ્રાંટ મેડીકલ કૉલેજમાંથી ૧૮૬૧ માં પસાર થઇ તબીબપણાંની સનદ મેલવી હતી, અને મુંબઇમાં સારા પાયાપર ધંધો ચલાવતા હતા. થોડુંક સુધી એવણ જામખંડીનાં રાજની નોકરીમાં ત્યાંના સરકારી દવાખાનાના તબીબ નેમાઇ ગયા હતા.

---

તા૦ ૩૧ મી મેએ.

રોજ ૧૮ માહ ૯ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—કુવરજી શાપુરજી તારાપોરવાલા[3]—ઉમર વર્ષ ૬૮). તારાપોરની પારસી પંચાયતનાં એક જુના ત્રસ્ટી અને જવહાર સંસ્થાનના માજી દીવાંન. તારાપોરની "બાંગર્યાની હુલ" વેલાએ શેઠ કુંવરજી પોતાની પોલાદી કાઠી અને દીલનાં બળ ઉપર, લુટારાઓએ ગામમાં કીધેલી લુટફાટની તપાસ કરવા, વગર ધાસ્તીએ ગામની અંદર બંદુક લઇને રાત્રે ફરતા હતા. અને તેવણના અમલમાં જવહારનાં જંગલ, આબકારી, અને મેહસુલનાં ખાતાંઓ આબાદ હાલતે પોંહચ્યાં હતાં.

---

તા૦ ૧ લી જુન.

રોજ ૧૯ માહ ૯ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

શેઠ રૂસતમજી પાલણજી માડને પોતાનાં માતાજી મરહુમ બાઇ નવાજબાઇનાં પુનને માટે નવસારી મધે ત્યાંના દોખમાંના કંપાઉંડમાં એક કુવો બંધાવી આજ દીને એક જશન કરી અંજુમનને વાપડવાને ખોલ્લો મુકયો હતો. આ વેળાએ એ૦ એદલજી કેરશાસપજી આંટી-આએ એક વાએજ કરી કુવા બાંધવાના સવાબ તથા દોખમાં વગેરેની સમજ આપી હતી.

---

કરાંચી મધે ખાંનબાહદુર બેહરાંમજી જાંગીરજી રાજ-કોટવાલાએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ ખરશેદ-બાઇનાં પુનને માટે ત્યાંનાં દોખમાંની સાંમેની શગડીને લગતી બેઠક ઉપર જરથોસ્તીઓને બંદગી કરવા માટે એક બંગલી બંધાવી આજ દીને તેને ખોલ્લી મુકવાનું જશન કીધું હતું. એજ મુજબ દોખમાંના કંપાઉંડમાં શેઠ બેહરાંમજી આદરજી ગાંધીએ પોતાના બાવા મરહુમ શેઠ આદરજી ડોશાભાઇ ગાંધીનાં પુનને માટે એક મોટી પાણીની ટાંકી બંધાવી આપી તે પણ આજ દીને જશન કરી ખોલ્લી મુકી હતી.[4]

---

શેઠ જાંહગીરજી કાવશજી જાંહગીરજીએ ઇ૦ સ૦ ૧૮૯૩ માં લંડનનાં ઇમપીરીઅલ ઇનસ્ટીટયુટમાં રૂપીઆ ૨૦૦૦૦૦) બે લાખ (૧૦૫૦૦ પોંડ) ભેટ આપ્યા હતા તે મધેથી તે ઇનસ્ટીટયુટમાં ભાષણો તથા ગાયણોની મીજલસોને માટે ૪૦૦ થી ૫૦૦ માણસ સમાઇ શકે એવો એક મોટો હૉલ બાંધી તેમાં હિંદુસ્થાંનને લગતું એક

---

૧ એ દરેમેહરનાં મકાનમાં ઘટતો ફેરફાર કરી તે ઇ. સ. ૧૯૦૬ માં પાછું કુશાદે બંધાવ્યું હતું.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૨૩ મી જુન ૧૮૯૫.

૩ કોલહાપુરના માજી દીવાંન ખા૦ બા૦ મેહરજીભાઇ સી. આઇ. ઇ., અને ખા૦ બા૦ ફરદુનજી કુવરજી તારા-પોરવાલા સી. આઇ. ઇ. ના બાવા.

૪ આ શગડી તથા ટાંકી ઉપર નીચે મુજબ તખ્તીઓ મારેલીછે:—

"યઝદાંની મદદ."

"બેહેસતનશીન ખુરશેદબાઇ તે ખાંનબાહદુર શેઠ બેહ-
"રાંમજી જહાંગીરજી રાજકોટવાલાનાં ધણીયાણીનાં ધરમનાં
"ફંડ મધેથી સગડીને લગતું આએ કામ બનાવ્યું છે.
"કરાંચી તા૦ ૨૨-૫-૧૮૯૫."

"શ્રી પાક દાદાર હોરમઝદની મદદ હોજો.

"મરહુમ શેઠ આદરજી ડોશાભાઇ ગાંધી સને ૧૨૬૪
"યઝદેજરદી રોજ મીનો મારેસપંદ માહા ખોરદાદ અમ-
"શાસપંદ તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૯૪ ને દીને હક
"થયાછે તેવણનાં પુનને વાટે આએ ટાંકી એવોનાં ધણી-
"આંની બાઇ રતુબાઇ અને છોકરા શેઠ બેરાંમજી આદરજી
"ગાંધીએ બંધાવી આપીછે."

પુસ્તકખાનું પણ રાખ્યું હતું, અને તેને "ઇંડીઅન કૉન્ફરન્સ હાલ" કરી નામ આપવામાં આવ્યું હતું. તે હાલ ઉઘાડવાની ક્રિઆ આજ દીને એ ઇનસ્ટીટ્યુટની કૌનસીલના પ્રમુખ લૉરડ ચાનસેલર લૉરડ હરશચેલે એક મોટા વગવાલા મેલાવડાની હજુરમાં કીધી હતી.[1] લૉરડ હરશચેલે એક ટુક ભાષાણ કરી શેઠ જાંહગીરજીની આ સખાવતને બેહદ ખુશાલીના આવાજો વચ્ચે "એક મહા-ભારત બક્ષીશ" જણાવી હતી અને ઉમેદ બતાવી કે એ હોલ ફક્ત હીંદુસતાનનેજ ઉપયોગી થઇ પડશે એટલુંજ નહી, પણ જે ઇંગરેજો મોટાં હીંદી શેહેનશાહત અને તેની ભાતભાતની ગંજાવર વસતીમાં ભાગ લેછે, જેવો લાભ દરેક ઇંગરેજે લેવોજ જોઇયે, તે ઇંગરેજ શહસયોને પણ એ હોલ બહુ ઉપયોગી થઇ પડશે.

---

તા૦ ૪ થી જુન.

રોજ ૨૨ માહ ૯ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—કાવશજી નવરોજજી વલસાડા—ઉમર વર્ષ ૩૯). ૧૮૭૭ થી એઓ મુંબઇની મયુનીસીપાલીટીમા એક કલારક તરીકે રહયા હતા. તે બાદ એસેસમેંટ ખાતું નવે-સરથી ગોઠવયું, તે વેળાએ આસીસટંટ એસેસરની ૩૪૦૦ ના પગારની જગા ઉપર એવણને નેમયા હતા. હૈદરાબાદનું મયુનીસીપલ એસેસમેંટ નવી ઢબ ઉપર સુધારીને ગોઠવવામાં આવયું તે વખતે નીઝામ સરકારની અરજ ઉપરથી એવણની નોકરી તે સરકારને છ માસ માટે ઉછીની આપી હતી. મયુનીસીપલ ખાતાંમાં એઓ ઘણા લોકપ્રીય હતા.

---

તા૦ ૧૦ મા જુન.

રોજ ૨૮ માહ ૯ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—એદલજી બહમનજી મારીસ[2]—ઉમર વર્ષ ૮૩). એવણે ઇ૦ સ૦ ૧૮૨૭ થી ૧૮૭૯ સુધીનાં ૫૨) વરસ દરમયાન મુંબઇના જાણીતા તેમજ પહેલે વાઘેના વકીલોને તયાં કહાડવાથી પોતે અરધા વકીલના જેટલી માહીતગારી ધરાવતા હતા. પ્રથમમાં અત્રેના જાણીતા સોલી-સીટરો મેસરસ ગ્રાહમ અને મારીસને તયાં એક કલારક તરીકે રહયા હતા અને ૧૧) વરસ સુધી મી૦ મારીસના હાથ તળે કામ કરવાથી એવણની અટક પણ ખરાસ ઉપરથી બદલાઇને મારીસની થઇ હતી. મી૦ મારીસની પછી મી૦ પીયુ તથા તે પછી જાણીતા મી૦ એ. એસ. એરીટન વકીલની પેહેડી થઇ તેમાં પણ એવણ કાયમ રહયા. મી૦ એરીટન તે વેળાએ ઇસ્ટ ઇંડયા કંપનીનું તથા સરવે નામીચી ઇંગ્રેજી પેહેડીઓ તથા દેશી શેઠયાઓનું વકીલાત-નું કામ કરતા હતા, જેથી તેમના આ મેનેજીંગ કલારકને પણ સરવે ગ્નાતના બડખાંઓ સાથે ઘરોબરો પડયો હતો. એ પછી એ પેહેડી ખાતે અવારનવાર મેસરસ વૉકર, બોંડ, વાઇડાંગ, ફ્રેથફુલ, પૉલક, રામસડેન, ક્રેર, પ્રેસકોટ અને વીંટર ભાગીયાઓ થયા હતા, જે બધાઓના હાથ હેઠળ એવણ ૧૮૭૯ સુધી મેનેજીંગ કલારક હતા. ઉપલા દરેક વકીલોએ વીલાયત જતી વખતે એમને ઘણી સરસ સરટીફીકેટો આપી હતી. વકીલોના કારભારી ઉપરાંત એવણ પારસીઓને લગતી ઘણીક જાહેર બાબતોમાં આગેવાની લેતા હતા અને કેટલાંક ખાતાંઓમાં કેટલાંક વરસો સુધી કારોબારી તરીકે કામ કરયું હતું.

---

તા૦ ૧૧ મી જુન.

રોજ ૨૯ માહ ૧૦ (ક૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—આઇમાએ તે ખરશેદજી રૂસતમજી કામા-જીનાં ધણીઆંની—ઉમર વર્ષ ૫૨). મરહુમ શેઠ માણેકજી ખરશેદજી શરાફનાં બેટી. એઓએ પારસીઓમાં પહેલવહેલી પુખત ઇંગ્રેજી કેળવણી લીધી હતી તથા સુધરેલી રીતભાત શીખયાં હતાં તથા ૧૮૬૨ માં એઓ તથા એઓનાં બેન શીરીનબાઇ પોતાના બાપની સાથે યુરોપની મુસાફરી પણ કરી આવયાં હતાં. એ બન્ને વાતો તે વેળાએ પારસીઓમાં ઘણી નવાઇ જેવી હતી. ૧૮૬૩ માં શેઠ માણેકજીએ પોતાના ભાયખલાના બંગલામાં દેશી છોકરીઓને ઇંગ્રેજી ભાશાની કેળવણી આપવાને એલેકઝાંડરા નેટીવ ગરલસ સકુલ ઉઘાડી તેમાં છોડીઓને કેળવણી આપવાના તથા બીજાં કામોમાં એ બંને બેનોની પોતાના બાપને મુખય મદદ હતી, અને એ સકુલના વહીવટમાં એવણે છેલ્લી ઘડી સુધી કાળજી રાખી હતી. ૧૮૬૫ માં એઓનાં લગન આપણા પારસી વીદવાન શેઠ ખરશેદજી રૂસ્તમજી કામા સાથે થયાં હતાં અને પરણેલી જીંદગી પછી પણ એવણે પોતાનો સ્ત્રીકેળવણી તરફનો ભાવ છાડયો હતો નહી. એઓની રીતભાત તરબીયત તથા અદબઅદા ખરેખર એક કેળ-વાયલી સ્ત્રીને છાજતાં હતાં.

---

તા૦ ૧૨ મી જુન.

રોજ ૩૦ માહ ૯ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—ડાકટર હોરમજજી જમશેદજી સીરવાઇ—ઉમર વર્ષ ૩૯). ઇ૦ સ૦ ૧૮૮૧ માં મુંબઇ યુનીવર-સીટીની એલ. એમ. એંડ એસ. ની પરીક્ષા પસાર કરી વડોદરા રેલવેની તબીબી નોકરીમાં જોડાયા હતા, અને એ રેલવેના સરવે કામદારોની પ્રીતી મેળવી હતી. એવણનું મરણ વલસાડ મધે નીપજયું હતું.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૪ મી જુન ૧૮૯૫.

૨ મરહુમ શેઠો મંચેરજી, હીરજીભાઇ, જાંગીરજી અને શેઠ બહમનજી એદલજી મારીસના બાવા.

તા૦ ૧૪ મી જુન.

રોજ ૨ માહ ૧૦ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—કાવશજી પેશતનજી કામા[1]—ઉમર વર્ષ ૭૬). ઇ. સ. ૧૮૩૭ થી એઓ પોતાના બાપની પેહડી ચલાવતા હતા. કોટનાં પારસી બજાર સ્ટ્રીટમાં તેઓની મોટી દુકાંન હતી, જે ઉપર છેક જુના વખતથી આબરૂદાર પારસી ગ્રહસ્થોની સાંજને છેડે બેઠક હતી.

---

તા૦ ૧૫ મી જુન.

રોજ ૩ માહ ૧૦ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

તારાપોર મધે મરહુમ શેઠ વીકાજી મેહરજીએ ઇ. સ. ૧૮૨૦ માં બંધાવેલી દરેમેહર બીસમાર હાલતમાં આવવાથી ત્યાંના જરથોસ્તીઓની અરજ ઉપરથી મુંબઇવાલાં બાઇસાહેબ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ પોતાના મરહુમ ખાવંદની પુંજીમાંથી રૂ.૭૦૦૦) ખરચી નવેસરથી બંધાવી આજદીને પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટની નઇઅતે પરઠાવી હતી. જશનની ક્રિઆ ત્યાંના બુજર્ગ પંથકી એ૦ રતનજી રૂસતમજીએ કરવા બાદ બાઇ દીનબાઇ તરફથી એ દરેમેહરનાં ફંડમાં રૂ. ૧૦૦૦) ની રકમ આપવાની તંદરોસ્તી પઢાવવામાં આવી હતી, તથા એ દરેમેહરનું મકાન બાંધનાર કંત્રાકટર શેઠ વીકાજી નવરોજજી તારાપોરવાલાને એક શેઆલ હોરાડવામાં આવી હતી. એ પછી શેઠો જાંગીરજી દાદાભાઇ તારાપોરવાલા તથા જમશેદજી બરજોરજી વીકાજીએ બાઇ દીનબાઇની તથા પીટીટ ખાંનદાંનની સેફતમાં ભાષાણો કીધા બાદ બાઇસાહેબપર અંજુમન તરફથી મોકલવામાં આવનાર માનપત્ર શેઠ દાદી એદલજી તારાપોરવાલાએ વાંચી સંભલાવ્યું, જેમાં બાઇજીનો ઘણો ઘણો ઉપકાર માનવા સાથે તેમનાં કાનપર એ દરેમેહર બંધાવવાની બાબદ લાવવા સારૂં મુંબઇની આગ્રા બેંકવાલા શેઠ નવરોજજી રતનજી વીકાજી અથવા તારાપોરવાલાનો પણ ઉપકાર માનવામાં આવ્યો હતો. એ પછી શેઠ અરદેસર દારાબજીએ મરહુમ શેઠો નશરવાંનજી પીટીટ અને જમશેદજી પીટીટનાં નામ અંજુમનને લગતાં દરેક ક્રિઆકામોમાં લેવાની દરખાસ્ત કીધી, જે સર્વેએ બાહલ રાખવા બાદ ચાશની કરી સર્વે લોક વિદાય થયું હતું.[2]

તા૦ ૨૨ મી જુન.

રોજ ૧૦ માહ ૧૦ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—પેશતનજી દીનશાહજી એડનવાલા[3]—ઉમર વર્ષ ૫૫). શેઠ કાવશજી દીનશાહજી એડનવાલા સી. આઇ. ઇ. ના નાહના ભાઇ. શેઠ કાવશજી એડનવાલાની મુંબઇ અને એડનની પેહડીના ભાગ્યા તરીકે ધંધો કરતા હતા, અને એડન મધેજ ગુજર્યા.

---

તા૦ ૨૪ મી જુન.

મુંબઇના નામદાર ગવરનર લારડ સેનડહરસ્ટે આજ દીને પુણાં મધે કૌનસીલ હાલમાં એક "લેવી" ભરી હતી. આ વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ત્યાં **પ્રાઇવેટ એનત્રીમાં** હાજર થયા હતા:—

શમશુલ ઓલમા સરદાર ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પઆશાના, હાનરેબલ સરદાર ખાંનબાહદુર દોરાબજી પદમજી, સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ.[4]

---

તા૦ ૨૭ મી જુન.

સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશનના એક અધિકારી મરહુમ શેઠ અરદેસર ડાશાભાઇ મુનશીની ખાલી પડેલી જગોએ પુણાંવાલા સરદાર હાનરેબલ ખાંનબાહદુર દોરાબજી પદમજીને એક અધીકારી તરીકે નેમ્યા હતા.[5]

---

તા૦ ૩૦ મી જુન.

રોજ ૧૮ માહ ૧૦ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—દારાશાહ રૂસતમજી દલાલ[6]—ઉમર વર્ષ ૪૮). મરહુમ ખાનબાહદુર રૂસતમજી શેરાબજી દલાલના

---

૧ શેઠો પેશતનજી, ખરશેદજી, અરદેસર, જાંગીરજી અને જમશેદજી કાવશજી કામાના બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૧૭ મી જુન ૧૮૯૫.

આ નવી દરેમેહેરમાં નીચલી તખતી મુકવામાં આવીછે:—

"શેઠ જમશેદજી નશરવાનજી પીટીટ તારાપોર દરેમેહેર.

આએ આતશ દાદગાહનું અસલ મકાન પ્રથમ મરહુમ શેઠ વીકાજી મેહેરજી તારાપોરવાળાએ રોજ ૯ મો આદર યઝદ માહા ૯ મો આદર યઝદ શેહેનસાહી સને ૧૧૮૯ યઝદેજરદી તા૦ ૯ મી જુન સને ૧૮૨૦ ને દીને બંધાવી પરથાવયું હતું પણ તે બીસમાર હાલતમાં આવી જવાથી, બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં વીધવા અને મરહુમ શેઠ મેરવાનજી જીજીભાઇ મુગાનાં બેટીએ પોતાના મરહુમ દીકરા જમશેદજી નશરવાનજી પીટીટનાં પુનને માટે પોતાના મરહુમ ખાવીંદ શેઠ નશરવાનજી માણેકજી પીટીટની પુંજી મધેથી નવેસરથી એજ જગયા ઊપર હાલનું આ મકાન કુલે જરથોસ્તી અંજુમનના વપરાશ સારૂ બંધાવી આપયું છે. તારાપોર રોજ ૩ જો અરદીબેહેસ્ત અમસાસપંદ માહા ૧૦ મો દેહે દાદાર હોરમજદ શેહેનશાહી સને ૧૨૬૪ યઝદેજરદી, તા૦ ૧૫ મી જુન સને ૧૮૯૫, સંવત ૧૯૫૧ ના જેઠ વદ ૮ ને વાર સનેઊ."

૩ શેઠ હીરજીભાઇ પેશાતનજી એદનવાલાના બાવા.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૬ મી જુન ૧૮૯૫.

૫ જામે જમશેદ, તા૦ ૨૮ મી જુન ૧૮૯૫.

૬ શેઠો કુવરજી, દીનશાહ, તથા પીરોજશાહ દારાશાહ દલાલના બાવા.

નાહના દીકરા. ભરૂચના એક જાણીતા વેપારી તથા ત્યાંની પારસી પંચાયતના એક અકાબર તથા સુરતની ડીસ્ટ્રીક્ટ મેટ્રીમોનીયલ કોરટના એક ડેલીગેટ હતા. તેમજ ભરૂચની આલફ્રેડ તથા આલબર્ટ મીલ અને વીક્ટોરીયા જીનીંગ તથા પ્રેસ કંપનીના ડાયરેકટર હતા.

તા૦ ૧ લી જુલાઈ.

મુંબઇની પારસી પંચાતનાં ફંડનો તા૦ ૧ લી નવેમબર ૧૮૯૩ થી તા૦ ૩૧ મી અકટોબર ૧૮૯૪.

૧ અનામત રકમનો વધારો નીચે પ્રમાણે છે:—
બાહેરગામોની અનજુમનોએ નવાં ખાતાં પડાવ્યાં તેના.

| | | |
|---|---|---|
| અમરોલીની અનજુમને | રૂ.૨૫૦૦) | |
| નાગપુર તથા કાંમટીની " | રૂ.૬૫૦૦) | |
| લખનોરની " | રૂ.૧૫૦૦) | |
| | | રૂ.૧૦૫૦૦) |
| જુદાં જુદાં ખાતાંઓના આ સાલ તથા આગલાં સાલના વધારામાંથી નોટો ખરીદી તેના. | | રૂ.૨૧૫૦૦) |
| જુદા જુદા ધણીઓએ ધરમખાતે અનામત રાખવા રકમો આપી. | | રૂ.૫૮૬૦૦) |
| | | કુલે રૂ.૯૦૬૦૦) |

મુંબીના હીસાબની ચોપડી ટ્રસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેપરથી જોવામાં આવેછે કે, વરસની સેવટે પંચાતનાં ફંડના ટ્રસ્ટીઓ હસ્તકનાં ધરમનાં ફંડ ખાતાંઓની પુંજી એકંદર રૂ.૩૪૬૯૯૨૯॥૯ ની હતી. આગલાં વરસ-

જુદા જુદા ધણીઓએ આપેલી રકમનાં આએ સાલ ચાર નવાં ખાતાં નીચે પ્રમાણેનાં પાડયાં છે:—

૧. બેહસ્તનશીન શેઠ ખરશેદજી માણેકજી તે સર જમશેદજી જીજીભાઇ (ત્રીજા) બેરોનેટ, સી. એસ. આઇ. ના દીકરાનાં પુનને માટેનું ધરમખાતું રૂ.૬૦૦૦) નું.

૨. શેઠ જીજીભાઇ ફરાંમજી પીટીટનાં લગનની ખુશાલીમાં એમનાં મમાઇજી બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટે પોતાના ખાવીંદની પુંજીમાંથી કીધેલું રૂ.૫૦૦૦) નું.

૩. મરહુમ શેઠ માણેકજી એદલજી આલબલેસની પોતાની પુંજીમાંથી એમના એકજીકયુટરોએ કીધેલું ધરમખાતું રૂ.૪૦૦૦) નું.

૪. મરહુમ બાઇ ખરશેદબાઇ એદલજી આલબલેસ તે શેઠ નશરવાંનજી બહમનજી મોદીનાં વીધવાનાં પુનને સારૂં એવણના એકજીકયુટરોએ કીધેલું રૂ.૬૦૦૦) નું.

**એ સાલમાં જુદા જુદા ધણીઓએ રૂ૫૮૬૦૦) ની રકમ અનામત જુદે જુદે ખાતે આપીછે તેની ટીપ.**

| નોટ તથા બાંડ આપનારનું નામ. | રકમ. રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| બાઇ સુનાબાઇ તે શેઠ નશરવાનજી રૂસતમજી કથોટની વીધવા. | ૫૦૦ | પંચાએતના શેહેનશાહી પહમબારના ફંડ ખાતે. |
| શેઠ નવરોજજી જહાંગીરજી ગામડીયા. | ૫૦૦ | મુંબઇના આંધલાં પાંગલાં તથા લાચાર જરતોસતીઓની પરવરશી કરવા માટે પગાર આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ દારાશાહ હોરાબજી રીપોરટર તથા ધણીયાણી બાઇ જરબાઈ. | ૫૦૦ | " |
| બાઇ સુનાબાઇ તે શેઠ નશરવાનજી રૂસતમજી કથોટની વીધવા. | ૫૦૦ | " |
| શેઠ દીનશાહ પીરોજશાહ શેઠના. | ૫૦૦ | " |
| બાઇ વીરબાઇજી તે શેઠ નશરવાનજી અરદેશરજી વાડીયાનાં બેટી. | ૫૦૦ | " |
| શેઠ સોરાબજી જહાંગીરજી કેરાંવાલા તથા ધણીયાંણી બાઇ રતનબાઈ. | ૫૦૦ | " |
| શેઠ ફરદુનજી ધનજીભાઇ આલબલેસ. | ૧૦૦૦ | કુલ જરતોસતી રવાંનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડ ખાતે. |
| બાઇ ભીખાઇજી તે શેઠ ડોસાભાઇ બહમનજી દેશાઇનાં વીધવા. | ૫૦૦ | શ્રી નવસારીના જરતોસતી રવાંનોને અવલમંજલ પોહોંચાડવાના ફંડ ખાતે. |
| શેઠ શાપુરજી જીવાજી. | ૫૦૦ | મુકતાદને ટાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરતોસતીઓને વેહેંચી આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ જીવણજી જમશેદજી મોદી. | ૫૦૦ | સર જમશેદજી જીજીભાઇ જરતોસતી મદરેસાનાં ફંડ ખાતે. |
| શ્રી ઊદવાડાની અથોરનાન અનજુમન. | ૫૦૦ | શ્રી ઊદવાડાની અથોરનાન અનજુમનનાં જનરલ ફંડ ખાતે. |
| સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ. | ૫૦૦ | શ્રી પુનાની પારસીની અનજુમનનાં ફંડ ખાતે. |

ની સેવટે એ પુંજી રૂ.૩૩૨૫૬૩૯॥૧૦॥ ની હતી. એટલે | આ સાલમાં કુલે વધારો રૂ.૧૪૪૨૮૯॥૨૨॥નો થયો હતો.

| નોટ તથા બાંડ આપનારનું નામ. | રકમ રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| શેઠ પેશતનજી નાનાભાઈ કોલાબાવાલાના એકજીકયુટરો. | ૨૦૦૦ | ચોપાટીની ધરમશાલામાં આંધલાં પાંગલાં તથા લાચાર જરતોસતીઓને રાખી પરવરશી કરવાનાં ફંડ ખાતે. |
| બાઈ મીઠીબાઈ તે શેઠ મેહેરવાનજી મનચેરજી પાવડીની વીધવાના એકજીકયુટરો. | ૪૦૦૦ | " |
| શેઠ કેખશરૂજી બહમનજી જીજીભાઈના ધરમખાતાંના ટરસટીઓ. | ૧૦૦૦ | મુંબઈના તંગદસત હાલતમાં આવેલા જરતોસતીઓને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ ફરામજી હોરમજજી બમનજી શેઠના. | ૫૦૦ | " |
| શેઠ ડોસાભાઈ દાદાભાઈ આલબલેસ. | ૫૦૦ | ગરીબ લાચાર જરતોસતી વીધવાઓને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| બાઈ કુંવરબાઈ તે શેઠ અરદેશરજી એદલજી ચીનાઈનાં વીધવા. | ૫૦૦ | " |
| શેઠ ફરામજી રૂસતમજી કામાજી. | ૧૫૦૦ | પંચાએતનાં જનરલ ફંડ ખાતે. |
| નામદાર સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ. | ૧૫૦૦ | લેડી સાકરબાઈ દીનશાજી પીટીટ તે બેહેસતનશીન શેઠ ફરામજી ભીખાજી પાંડેનાં બેટીનાં પુનને સારૂ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે તથા છોકરાંઓએ કીધેલાં ધરમ ખાતે. |
| નામદાર સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ. | ૫૫૦૦ | સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાની યાદગારી સારૂં કીધેલાં ધરમખાતે. |
| નામદાર સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ. | ૨૫૦૦ | મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટની યાદગારી કાયમ રાખવા સારૂં મુંબઈ તથા દેશાવરો ખાતેના જરતોસતીઓએ ઊભાં કીધેલાં ફંડ મધેથી પડાવેલાં ધરમખાતે. |
| શેઠ ફરામજી દીનશાહજી પીટીટ. | ૧૫૦૦ | " |
| શેઠ બહમનજી દીનશાહજી પીટીટ. | ૧૦૦૦ | " |
| બાઈ સાહેબ દીનબાઈ ગુ૦ નશરવાનજી માણેકજી પીટીટ. | ૬૦૦ | મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં પુનને સારૂં તેવણની પુંજીમાંથી તેવણની વીધવા બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ મેહેરવાનજી જીજીભાઈ મુગાનાં બેટીએ પડાવેલાં ધરમખાતે. |
| બાઈ નવાજબાઈ તે શેઠ રૂસતમજી અરદેશરજી વાડીયાનાં વીધવા તથા બેશીઓ. | ૩૦૦૦ | મરહુમ ખાનબહાદુર શેઠ રૂસતમજી અરદેશરજી વાડીયાનાં પુનને સારૂં ધરમશાલાના માણસોને જમાડવા વીગેરેના કારણસર. |
| ડાવેજર લેડી રતનબાઈ ખરશેદજી તથા સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઈ. | ૬૦૦૦ | બેહેસતનશીન શેઠ ખરશેદજી માણેકજી તે સર જમશેદજી જીજીભાઈ (તરીજા) બારોનેટ, સી. એસ. આઈ. ના દીકરાનાં પુનને સારૂં ઊભાં કીધેલાં ધરમખાતે. |
| બાઈ સાહેબ દીનબાઈ ગુ૦ નશરવાનજી માણેકજી પીટીટ. | ૫૦૦૦ | શેઠ જીજીભાઈ ફરામજી પીટીટ તે મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં બેટી બાઈ આવાંબાઈના બેટાના લગનની ખુશાલીમાં એવણનાં મમાઈ બાઈ દીનબાઈ નશરવાનજી માણેકજી પીટીટે મરહુમ શેઠ નશરવાનજીની પુંજીમાંથી કીધેલાં ધરમખાતે. |
| શેઠ હોરમજજી એદલજી આલબલેસ. | ૯૦૦૦ | મરહુમ શેઠ માણેકજી એદલજી આલબલેસની પુંજીમાંથી એવણના એકજીકયુટરોએ કીધેલાં ધરમખાતે. |
| શેઠો અરદેશરજી તથા જમશેદજી નશરવાનજી મોદી. | ૬૦૦૦ | બેહેસતનશીન બાઈ ખરશેદબાઈ એદલજી આલબલેસ તે મરહુમ શેઠ નશરવાનજી બહમનજી મોદીનાં વીધવાનાં પુનને સારૂં એવણના એકજીકયુટરોએ કીધેલાં ધરમખાતે. |
| | ૪૫૮૬૦૦ | |

તા૦ ૧ લી જુલાઇ.

નામદાર માહરાણીજીના હોકમથી પ્રીન્સ ઑફ્ વેલસે આજ દીને લંડનના સેંટ જેમસીસ પેલેસમાં ભરેલી લેવીમાં શેઠ દીનશાહ બરજોરજી મેહેરાંમજી ડાકટર હાજર થયા હતા.[1]

તા૦ ૨ જી જુલાઇ.

ખાંનદેશ જીલ્લાના સાવદા તાલુકાની પરહદનાં જંગલમાં શેઠ પેશતનજી હોરમજજી પ્રતાએ એક મોટો વાઘ માર્યો હતો.[2]

તા૦ ૭ મી જુલાઇ.

રોજ ૨૫ માહ ૧૦ (શેં૦) ૧૨૬૪ યજદેજરદી.

સુરત જીલ્લાને લગતાં ઓલપાડ ગામમાં મુસાફરોના ઉતારાને માટે એક ધર્મશાલા મુંબઇવાલાં બાઇ ખરશેદબાઇ તે મરહુમ શેઠ માણેકજી પાલણજી હોમજી કરંજીઆનાં વીધવાએ પોતાના મરહુમ ખાવંદ તથા ભાઇ મરહુમ એ૦ એદલજી આદરજી હોમજીનાં પુન્ને સારૂં રૂ.૭૦૦૦) ને ખરચે બંધાવી આજ દીને એક જશન કરી ખોલ્લી મુકી હતી. જશનની ક્રિઆ કુંડીઆંનાંના બુજર્ગ પંથકી એ૦ મેહરાંમજી હીરજીભાઇએ કીધી હતી. જે બાદ બાઇ તરફથી તેમના એક ટ્રસ્ટી શેઠ માણેકજી જીવણજી માસ્ટરે કહી સંભલાવ્યું કે એ ધર્મશાલાનો ચાલુ ખરચ નીભાવવા માટે એક જુદી ચાલી બંધાવી આપવામાં આવીછે તેમજ એ મકાનની દેખરેખ રાખવા તથા વહીવટ કરવા સારૂં ત્યાંના વતનીઓ શેઠો હીરજીભાઇ એદલજી શેઠના, રતનજી નવરોજજી પટેલ, રતનજી પેશતનજી કરંજીઆ તથા એ૦ જમશેદજી મેહરાંમજી પંથકીને નેમ્યાછે. એ બાદ ત્યાંની તથા આસપાસનાં ગામોની અંજુમન તરફથી શેઠ દોરાબજી એદલજી શેઠનાએ બાઇ ખરશેદબાઇપર મોકલવાનું એક માનપત્ર વાંચી સંભલાવ્યું તથા તે અંજુમન તરફની એક શેઆલ સાથે બાઇને પોંહચાડવાને તેમના એક ટ્રસ્ટી શેઠ હોરમજજી દોરાબજી ભરૂચાને સ્વાધીન કીધું હતું. એ બાદ બાઇના ઉપલા બે ટ્રસ્ટીઓ તથા આડતીઆ શેઠ ખરશેદજી દાદાભાઇ ખાંનસાહેબને અંજુમન તરફથી એકેકી શેઆલ હોરાડવામાં આવી હતી, તથા અરસપરસ બીજી કેટલીક શેઆલોની પેહરાંમણી કરી ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[3]

તા૦ ૮ મી જુલાઇ.

રોજ ૨૬ માહ ૧૦ (શેં૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—બહમનજી પેશતનજી બાલીમોરીઆ[4]—એવણ બરેલી રોહીલખંડ તરફ પ[illegible] કામ કરતા હતા, અને સાંજ ગુજર્યા હતા.

---

"**દોખમાંઓ તથા તેઓની આસપાસની જમીનો વીગેરેના કારણો સારૂં ખરચ કરવાનાં ફંડ**" ખાતે આ સાલ જમીનનાં વેચાંણથી રૂ૧૦૫૯૫ા૧૯ આવયા હતા. ગીબસ રોડને લગતો ૧૭૯૪'૦૫૭ વારનો કટકો તથા સર જમશેદજી રોડને લગતો ૩૨૪'૦૫૨ નો કટકો મળી ૨૧૧૯'૦૯ વાર જમીન લેંડ એકવીઝીશન એકટ પ્રમાણે મુંબઇના કલેકટરની નોટીસો મુજબ મ્યુનીસીપાલીટીને વેચાતી આપી તેના દર વાર ૧) ના રૂ૫) લેખે એ કીમત ઉપજીછે.

આ સાલ સરકારે ચાર ટકાની નોટોને ૩ા ટકાની નોટોમાં બદલી નાખી હતી. તેના ફેરફારને લીધે એ સાલમાં ઘણાંક ખાતાંઓની નોટોનું આખા સાલનું વ્યાજ એંકે વસુલ કરયું હતું નહીં, માટે જુદાં જુદાં ખાતાંઓને પુરેપુરૂં આખા વરશનું વ્યાજ જમે આપી વ્યાજને ખાતે તે ઉધાર્યું હતું.

જુદાં જુદાં ખાતાંઓના વ્યાજના વધારામાથી લીધેલી નોટો અને કોઇ એકજ ખાતાંની એકઠી થણીની આપેલી નોટો એ સાલમાં કોનસોલીડેટ કરવામાં આવી હતી એ માટેની કોનસોલીડેશન ફી જનરલ ફંડ ખાતેથી આપવામાં આવી હતી.

આ સાલમાં એક ટ્રસ્ટી શેઠ સોરાબજી ફરાંમજી પટેલ તા૦ ૨ જી જુલાઇ ૧૮૯૪ ને દીને ગુજર્યા, અને બીજા ટ્રસ્ટી શેઠ મનચેરજી હોરમજજી કામાજી તા૦ ૧૯ મી અકટોબર ૧૮૯૪ ને દીને ગુજર્યા. તે બાબે ટ્રસ્ટીઓએ પોતાની તા૦ ૧૩ મી આગશટ ૧૮૯૪ અને તા૦ ૮ મી ડીસેમબર ૧૮૯૪ ને દીને અનુક્રમે મળેલી મીટીંગમાં દલગીરીની નોંધ લેઇ, તેઓની ખાલી પડેલી જગાએ શેઠ હોરમજજી એદલજી આલબલેસ, અને શેઠ કાવસજી ખરશેદજી જમશેદજીની અનુક્રમે નેમણુક કીધી હતી.

1 જામે જમશેદ, તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૯૫.

2 જામે જમશેદ, તા૦ ૧૨ મી જુલાઇ ૧૮૯૫.

3 જામે જમશેદ, તા૦ ૧૨ [illegible] જુલાઇ ૧૮૯૫.

આ ધર્મશાળામાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"દાદાર હોરમજદની મદદ હોજો.

"આ ધર્મશાળા બાઇ ખરશેદબાઇ તે આદરજી "હોમજીનાં બેટીએ પોતાના મરહુમ ભાઇ અંધીઆરૂ "એદલજી આદરજી હોમજીનાં તથા પોતાના મરહુમ "ખાવંદ માનેકજી પાલણજી હોમજીનાં પુનને સારૂં બંધાવી "સરવે જરથોશતીઓને વાપરવા સારૂં ખુલ્લી મુકીછે. "સને ૧૨૬૪ ઇઆજદેજરદી ઇ. સ. ૧૮૯૫."

4 શેઠ રૂસતમજી પેશતનજી બીલીમોરીઆના ભાઇ.

તા૦ ૯ મી જુલાઇ.

રોજ ૨૭ માહ ૧૦ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—જમશેદજી આદરજી રોજ[1]—ઉમર વર્ષ ૫૩). સુરતના વતની. બીકાનેર એજનસીના હેડ કલાર્ક હતા, અને બીકાનેરમાં ગુજર્યાં હતા.

---

તા૦ ૧૨ મી જુલાઇ.

રોજ ૩૦ માહ ૧૦ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી પેશતનજી બીલીમોરીઆ[2]—ઉમર વર્ષ ૬૬). એવણ સને ૧૮૪૬ માં મુંબઇનાં કેળવણીખાતાંમાં જોડાઇ ૮) વર્ષ નોકરી બજાવી ૧૮૫૪ થી કોટમાં પોતે એક ઇંગ્રેજી શાળા ઉંઘાડી હતી. તે સાથે "સમાચાર દરપણ" પત્રનું અધીપતીપણું પણ ચલાવ્યું હતું. એ પત્ર તથા શાળા સાથનો સંબંધ છોડી તા૦ ૨ જી ડીસેમબર ૧૮૫૬ ને દીને મેસરસ ફરાંમજી બેહરાંમજીની કંપનીના આડતીયા તરીકે ચીન ગયા હતા, જ્યાંથી સુખી હાલતમાં પાછા ફરી, કેટલાંક જોઇંટ સ્ટાક ખાતાંઓના કારોબારમાં શામેલ થયા હતા. એવણે બીલીમોરામાં એક ધરમનું દવાખાનું અને સ્કુલ પોતાને ખરચે એક દાહેકા કરતાં વધુ મુદત ચાલુ રાખ્યું હતું.

---

"સ્વતંત્ર" નામનું દર રવીવારનું ઇંગ્રેજી તથા ગુજરાતી ન્યુસ પેપર તા૦ ૧૪ મી જુલાઇ ૧૮૯૫ થી શેઠ દાદાભાઇ નશરવાનજી કેરાંવાળાએ પ્રગટ કરવા માડયું.[3] જે ડીજેમબર ૧૮૯૭ સુધી ચાલી બંધ પડયું હતું.

---

તા૦ ૧૭ મી જુલાઇ.

શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, સી. આઇ. ઇ. ને લંડનનાં "નોર્થ બેઠનલ ગ્રીન" વિભાગ તરફથી પાર્લામેંટના એક મેમબર તરીકે ૨૫૯૧) મતે ચુંટી કાઢયા હતા.[4]

તા૦ ૧૮ મી જુલાઇ.

શેઠ જાંગીરજી કાવશજી જાંગીર રેડીમનીને નામદાર માહરાંણીએ ગઇ તા૦ ૧ લીએ "નાઇટ હુડ" નો માંનભર્યો ખેતાબ આપ્યો હતો, તેની સનદ આજ દીને નામદાર માહરાંણીજીએ પોતાને હાથે શેઠ જાંગીરજીને "વીંડસર કાસ્ટલ" ના મેહલમાં બોલાવી આપી હતી. ખુદ માહરાંણીજીને હાથે સનદ મેળવવાનું માન એક હિંદીવાંનને આ પેહલવેહલું હતું.[5]

---

૧ રજપુતાના એજનસીવાલા શેઠ ફરાંમજી ભીખાજી રોગ્રના જમાઇ તથા ભત્રીજા.

૨ મરહુમ શેઠ નાનાભાઇ તથા શેઠો જીજીભાઇ, માણેકજી (સોલીસીટર), શેરાબજી અને હોરમજજી રૂસતમજી બીલીમોરીઆના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૯૫.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૯૫.

શેઠ મનચેરજીની સાંમે મી૦ જી. હાવેલ નામે એક હરીફ ઊમેદવાર હતો, જેને ૨૪૩૧) મતો મલયાં હતાં. શેઠ દાદાભાઇ નવરોજજી આ વેળાએ સેંનટ્રલ ફીનસબરી તરફથી ચુંટી કઢાયા ન હતા. તેમને ૨૭૮૩) અને તેમની સાંમે નીકલેલા હરીફ ઊમેદવાર હાનરેબલ ડબલ્યુ. એફ. મેસમેનરીઅને ૩૫૮૮) મતો મળયાં હતાં.

પારલામેંટમાં ચુંટેલી બેઠકની મુબારકબાદીમાં, મી૦ મનચેરજી મેરવાનજી ભાવનગરીને ઇંગલંડમાં વસતા તેમના પારસી મીત્રો તરફથી એક ખાણું, તા૦ ૨૪ મી આગસટની રાતે આપવામાં આવયું હતું. એ વખતે મી૦ ડી. બેહુરામજીએ પ્રમુખસથાન લીધું હતું.

મધરાસનાં બરહેમપોર ખાતેની એસોસીએશન તથા ગંજામની કાનગ્રેસ કમીટીની તા૦ ૩૦ મી આગશટ ૧૮૯૫ ને દીને મળેલી સભાઓમાં એવો ઠરાવ એકમતે પસાર થયો હતો કે, "આ સભા ઇંગ્લંડનાં લીબરલ મંડળોને આજીજીથી અપીલ કરેછે કે, મી૦ દાદાભાઇ નવરોજજી માટે એક સલામત વીભાગ નકી કરવાની મેહેરબાની કરવી, કારણકે ઇંગલંડ તથા હીંદુસતાન બેઊના લાભો માટે મી૦ દાદાભાઇની પારલામેંટમાં હાજરી અતીશય જરૂરની છે, અને મી૦ દાદાભાઇ કરતાં હીંદુસ્તાનને બીજો કોઇ વધારે ખરેખરો લાયક પ્રતીનીધી મળવો મુશકેલ છે."

લંડનમાં હોલબરન રેસટોરાંમાં તા૦ ૫ મી સપટેમ્બરે મી૦ ભાવનગરીના માનમાં એક યુનીયનીસટ ખાણું આપવામાં આવયું હતું, જયાં ૨૦૦ પરોણાઓ હાજર હતા, જેઓમાં પારલામેંટના ઘણાક સભાસદો પણ હતા.

મી૦ ભાવનગરીને લંડનનાં હૉટેલ મેટ્રોપોલમાં રાજદ્વારી હિલચાલથી તદન અલગ પ્રકારનું એક ખાણું તા૦ ૧૩ મી નવેમબરે આપ્યું. લૉરડ હેરીસ પ્રમુખસ્થાંને બીરાજયા હતા. એ હિલચાલની પ્રથમ શરૂઆત કાર્લટન કલબમાંથી સર રોપર લેથબ્રિજે કીધી હતી.

શેઠ મનચેરજી પાર્લામેંટના મેમબર ચુંટી કઢાયા તે માટે તેમને મુબારકબાદી આપવાને ભાવનગર મધે ત્યાંની હાઇ સ્કુલવાલાં મકાનમાં તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૯૫ ને દીને એક મોટી જાહેર સભા નગરશેઠ ભગવાનભાઇ ભવાંનભાઇનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી, જે વેળાએ તેમના ઊપર એક માનપત્ર મોકલવાનો ઠેડાવ થયો હતો.

શેઠ મનચેરજીની એક સુંદર તસવીર તથા જન્મચરિત્ર તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૯૫ ના "ઇલસટરેટેડ લંડન ન્યુસ" ના આંકમાં છપાયાં હતાં. એજ મુજબ "ધી ગ્રાફીક" માં પણ એમની સબી આવી હતી.

૫ ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૨૦ મી જુલાઇ ૧૮૯૫.

સર જાંહગીરજીને આ ખેતાબ મલવા પછી તેવણ મુંબઇ આવ્યા બાદ અતરેના ઘણાક ઇંગ્રેજ, પારસી, મુસલમાંન વગેરે ગ્રહસ્થોએ તેમને તા૦ ૧૪ મી ડીજેમબર ૧૮૯૫ ને દીને મજગાંમ કાસ્ટલમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. નાં પ્રમુખપણાં હેઠલ એક મોટી જીયાફત આપી હતી, જે વેળાએ કૌનસીલના મેમબર હાનરેબલ મી૦ બરડવુડ, ચીફ-જસ્ટીસ ફેરન, તથા બીજા જડજો, સરકારી અમલદારો, વગેરે ૧૫૦) ગ્રહસ્થો ખાણાંપર બીરાજયા હતા.

તા૦ ૨૧ મી જુલાઇ.

આએ સાલ લંડનમાં "એમ્પાયર ઑફ ઇંડિઆ" નામનું એક હિંદી પ્રદર્શન અર્લ્સ કોરટમાં ઉઘડયું હતું જેમાં અતરેથી જાતજાતના ધંધાદારીઓ તથા ખેલાડીઓને કેટલાક સાહસીક ઇંગ્રેજો લઇ ગયા હતા. એઓમાં કેટલાક પારસી તાલીમબાજો તથા તમાશાવાલાઓ પણ હતા. સઘળા હિંદીવાનો કે જેમની સંખીઆ ૧૧૨) ની હતી તેમને આજ દીને નામદાર મહારાણીજીએ પોતાના વીંડસરના મેહલમાં બોલાવી ખાસ મુલાકાત લીધી હતી, જે મધે નીચના સાત પારસીઓ પોતાના જામાપીછોડી સાથના પોશાકમાં હતા :—

શેઠો સી. અરદેસર, મેહરવાન ખુસરૂ ઇરાની, મેરવાનજી હોરમજજી નોરીઆ, જાંગીરજી એદલજી લાહેર, ધનજીશાહ કુંવરજી ગજધર, બહમનજી કુંવરજી ગજધર, ધનજીશાહ શોરાબજી ઓગરા.

પેહલા શહસ્થે કેટલાંક અજાયબ જેવાં જાનવરો પ્રદર્શનમાં દેખાડયાં હતાં, તેથી નામદાર મહારાણીજીએ ખુશ થઇ તેઓપર એક રૂપાનો તથા એક કાંસાનો ચાંદ ભેટ મોકલ્યો હતો.[1]

તા૦ ૨૩ મી જુલાઇ.

રોજ ૧૧ માહ ૧૧ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—જમશેદજી બેજનજી કાંગા—ઉમર વર્ષ ૩૮). અતરેની ફ્રેર્ટ હાઇ તથા ત્યારબાદ ન્યુ હાઇ સ્કુલમાં ફારસી ભાષાના શીક્ષક હતા. મીં૦ પેશતનજી કાવશજી કાંગા સાથે મલી "Hints on the study of Persian" નામે ફારસી ચોપડી રચી હતી.

તા૦ ૧ લી આગશટ.

હાનરેબલ શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆને મુંબઇ સરકારની ધારાસભામાં ત્રીજીવાર નેમ્યા.

સેંટ ઝેવીઅર કૉલેજના માનવંત ઉસતાદ ફાધર હેમીલ્ટનની યાદગારી રાખવાના ફંડની કમીટીના શેઠો નવરોજજી પાલણજી પાવરી, એમ. એ; એલ. એલ. બી., જમશેદજી પેશતનજી મીસતરી, બી. એ; એલ. સી. ઇ; અને શેરાબ પેશતનજી નશરવાનજી વાડીઆને બીજાઓ સાથે સેક્રેટરીઓ તથા શેઠ શાપુરજી દોરાબજી સકલાતવાળાને ખજાંનચી ઠેરવ્યા હતા.[2]

તા૦ ૩ જી આગશટ.

રોજ ૨૨ માહ ૧૧ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટના હેવાત વડા બેટા તથા એનાબના વારસ શેઠ ફરામજી દીનશાહજી પીટીટ કે જેવણ મુંબઇના સર્વે વર્ગના લોકોમાં ઘણા લોકપ્રીય હતા તેવણ હાલ ભયભરેલી માંદગીમાં હોવાથી તેમાંથી જલદી સાજા થાય એવી ઇશ્વરપ્રાર્થના કરવાને આજ દીને અતરેનાં શેર બજારના સર્વે દલાલોએ કોટમાં ચર્ચગેટનાં સ્ટેશનની આગલ દરીયે કીનારે ભેગા મળી બંદગી કીધી હતી. પ્રથમમાં બ્રાહમણો સાથે કેટલાક હિંદુ દલાલોએ કીનારા નજદીકનાં પાણીમાં ઉતરીને રતનાગર સાગરની પુંજા કરી દુધ, ફુલ, શાકર, નાળીએર, વગેરે ચઢાવ્યાં હતાં, તથા પારસી દલાલો પોતાના મોબેદોની સાથે ઉભા રહી આવાં અરદુઇશુરની નીયાએશ પઢયા હતા. એ પછી એ શેઠની સુખાકારી ચાહી પારસીઓએ "આમીન" તથા હિંદુઓએ "જય જય" ના પોકારો કરી વીખરાવા માડયું હતું.[3]

તા૦ ૮ મી આગશટ.

રોજ ૨૭ માહ ૧૧ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

મરણ—ફરામજી દીનશાહજી પીટીટ[4]—ઉમર વર્ષ ૪૮). સર દીનશાહજી માણેકજી પીટીટ, બેરોનેટના બીજા દીકરા. એવણ પોતાના બાપની સાથે એક મોટા વેપારી તથા સાત મીલોના એજંટ હતા. જવાનીથીજ ઉદયોગ તથા ઘસડબોરામાં પડેલા હોવાથી ગરીબોની દાઝ હઇડે ધરનાર હતા. પોતાની ૧૮ વરસની વયે એવણ પોતાના

તા૦ ૯ મી ફેબરવારી ૧૮૯૬ ને દીને સર કાવસજી જાંહગીર રેડીમનીવાળી બેતવાડીની છોકરીઓની નિશાળની કારોબાર કમિટીના મેમ્બરોએ એક ડેપ્યુટેશનના આકારમાં "રેડીમની હાઉસ" માં સર જાંહગીર કાવસજી જાંહગીર રેડીમનીની મુલાકાત લેઇને તેઓને સરનો ખેતાબ મળ્યો, તે માટે બેતવાડીના રેહવાસીઓ તથા ઉપલી શાળાના શિક્ષકો તરફથી મુબારકબાદીનું એક માનપત્ર એનાયત કીધું હતું.

[1] જામે જમશેદ, તા૦ ૧૩ મી આગશટ ૧૮૯૫.

[2] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨ જી આગસ્ટ ૧૮૯૫.

[3] જામે જમશેદ, તા૦ ૫ મી આગશટ ૧૮૯૫.

એજ મુજબ બીજે દીને અતરેનાં વાડીઆજીનાં આતશબેહરામમાં જાહેર જશન થયું હતું, જેમાં પુષ્કલ જરથોસ્તીઓ સામેલ થયા હતા, અને દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ તનદરોસ્તી ઇચ્છી હતી. તેની બીજે દીને બેતવાડાની આશાબરનરવાલી દરેમેહરમાં જશન કરી એ૦ કેખશરૂ દસ્તુર જામાસપજીએ તનદરોસ્તી માટે દોઆ ચાહી હતી.

એજ કારણસર ઉદવાડા, ભરૂચ, ગંદેવી, ઇંડોર, બેરગાંમ, નવસારી, સુરત, સુમાલી, તારાપોર વગેરે સ્થલોએ જરથોસ્તીઓએ એકઠા થઇ જશનો કરાવી ભેગી દુવાઓ ચાહી તનદરોસ્તી ઇચ્છી હતી.

[4] શેઠ જીજીભાઇ ફરામજી પીટીટ (સર દીનશાહ માણેકજી પીટીટ, ૨ જા બેરોનેટ) તથા બાઇ હમાબાઇ ફરામજી પીટીટના બાવા.

ખાવાના વેપારવણજનાં કામોમાં જોડાયા હતા. ૧૮૭૧ માં પોતાના મરહુમ ભાઇ શેઠ કાવસજીની સાથે "સી. એંડ એફ. દીનશાહજી" ને નામે પોતાના બાપને લગતી મીલોના એજંટ થયા હતા. શેઠ કાવસજીના મરણ પછી એઓનો વહીવટ "ડી. એમ. પીટીટ સનસ" ને નામે ચાલવા લાગ્યો. એમની પેહડી હસ્તક છ સાત મીલોનો વહીવટ હતો. જેમાં એક ૧૮૮૩ માં એમનાં નામથી બરપા થયલી "ફરામજી પીટીટ સ્પીનીંગ એંડ મેન્યુફેક્ચરીંગ કંપની" હતી. સને ૧૮૮૮ માં એમના કાકા શેઠ નશરવાંનજી માણેકજી પીટીટના એકપુરા દીકરા શેઠ જમશેદજી નશરવાનજી પીટીટના ગુજરવાથી તેમનાં નામથી ચાલતી "જે. એન. પીટીટની કંપની" માં પણ એવણ ભાગ્યા થયા હતા. એ રીતે બહુ પોહળા વહીવટની જંજાલી કરતા હતા. છતાં પોતાની ૧૫ વરસની જાહેર કારકીરદીમાં એવણ પ્રજાના લોકો સાથે પુશકળ ભેળાઇ ગયા હતા તથા પારસીઓને લગતાં ઘણાંખરાં સરવે ખાતાંઓમાં એઓ અધીકારી, તથા ટ્રસટી તરીકે સામેલ હતા. ૧૮૮૪ માં સુલેહના અમલદાર અને તેજ અરસામાં પારસી ચીફ મેટ્રીમોનીયલ કોરટના એક ડેલીગેટ નેમાયા હતા. ૧૮૮૮ માં નામદાર સરકારે એમને મુંબઇના એક પોરટ ટ્રસટી નેમ્યા હતા. જ. ન. પીટીટ પારસી ઑરફનેજ ફંડના એક ટ્રસટી અને શેઠ નશરવાંનજી પીટીટનાં મરણ પછી ખજાનચી હતા. મુંબઇના જરથોસ્તીઓનાં મરણ વેળાના અરસપરસનાં લાભનાં ફંડની કમીટીના—તેની સ્થાપનાથી—પ્રમુખ હતા, અને તેની દરેક બેઠકમાં હાજરી આપતા. ૧૮૯૨ થી અતરેની જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડલીના પ્રમુખ, સર જમશેદજી પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટના એક અધીકારી, તથા બોમ્બે બેંકના એક ડાયરેકટર નેમાયા હતા. છેલ્લાં પાંચ વરસ સુધી અતરેની મીલ ઓનરસ એસોસીએશનના નાયબે સરનશીન હતા, અને ૧૮૯૩ થી એ એસોસીએશન તરફથી વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇનસ્ટીટયુટની બોરડના એક મેમબર નેમાયા હતા. એવણે યુરોપ તથા અમેરીકા, ચીન, જાપાન વગેરેની મુસાફરીઓ કરેલી તેનાં બે પુસતકો પ્રગટ કરયાં હતાં. ચીનની મુલાકાતની યાદમાં ત્યાંની જરથોસ્તી અંજુમનનાં ફંડમાં રૂ.૨૦૦૦) આપ્યા હતા. પોતાના દીકરા તથા દીકરીની નવજોતની ખુશાલીમાં રૂ.૧૫૦૦૦) અને બીજે જુદે જુદે પ્રસંગે રૂ.૧૨૦૦૦) અત્રેની પારસી પંચાયતનાં ફંડોમાં આપ્યાછે. જુદી જુદી લૉડજોનાં ફંડોમાં મોટી રકમો આપીછે. અત્રેની ગ્રાંટ મેડીકલ કોલેજની નજદીકમાં વઇદકશાસ્ત્રને લગતી શોધખોળ ચલાવવાને એક ખાસ લેબોરેટરી બાંધવા તથા તેમાં ઓજારો પુરાં પાડવા માટે ૧૮૮૯ માં એવણે સરકારમાં રૂપીઆ ૭૫૦૦૦ આપયા હતા. એ સીવાય એવણે બીજી ઘણીક સખાવતો પોતાની હયાતીમાં કીધી હતી, જેનો આંકડો એક લાખ રૂપીયાથી વધારે થાયછે, તથા મરણ પછી પોતાનાં વીલમાં પોતાની દોલતનો ૧/૫ ભાગ ધરમ ખાતે આપવા જણાવી ગયાછે. એઓના બાપને મળેલા 'બારોનેટસી' નો ખેતાબ તથા તેને લગતાં ટ્રસટ ફંડની ઉપજ તેમની પછી પેદરપે એવણને તથા એવણના વડા વારસને મળવાનો બંદોબસત હતો.

---

તા૦ ૧૦ મી આગશટ.

આજ દીને મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ.૨૫૧૦૦૦), મરનારના પીતા સર દીનશાહ માણેકજી પીટીટે રૂ.૫૪૦૦૦), મરનારનાં વીધવા બાઇ આવાંબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં બેટી રૂ.૨૫૦૦૦), મરનારનાં દીકરા મી૦ જીજીભાઇ ફરામજી પીટીટે રૂ.૨૦ ૦૦), મરનારનાં વહુ બાઇ દીનબાઇ જીજીભાઇ પીટીટે રૂ.૫૦૦૦), મરનારનાં બેટી બાઇ હમાબાઇ ફરામજી પીટીટે રૂ.૫૦૦૦), મરનારનાં સાસુ બાઇ દીનબાઇ વીધવા નશરવાનજી માણેકજી પીટીટે રૂ.૨૫૦૦૦), મરનારનાં ભાઇ મી૦ બમનજી દીનશાહ પીટીટે રૂ.૧૦૦૦૦) તથા ધણીયાંણી બાઇ ગુલબાઇ રૂ.૨૦૦૦), મરનારનાં બેનો બાઇઓ ભીખાઇજી દાદી નશરવાનજી, નવાજબાઇ વીધવા પીરોજશાહ મેરવાનજી જીજીભાઇ, હમાબાઇ ફરામજી રૂસતમજી કામા, માણેકબાઇ પીરોજશાહ બમનજી જીજીભાઇ, બચુબાઇ મેરવાનજી સોરાબજી તથા રતનબાઇ ફરામજી પાંડે અને બેટીઓ દરેકે રૂ.૨૦૦૦) તથા બેન બાઇ હીરાંબાઇ વીધવા જમશેદજી નશરવાનજી પીટીટે રૂ૫૦૦૦, મરનારનાં ભત્રીજાઓ ભાઇઓ જહાંગીર, ધનજીભાઇ તથા પીરોજશાહ અને બેનો દીનબાઇ તથા માણેકબાઇ બમનજી દીનશાહ પીટીટે દરેકે રૂ.૧૦૦૦), મરનારનાં ભાભી બાઇ આવાંબાઇ વીધવા કાવસજી દીનશાહ પીટીટે રૂ.૧૦૦૦), મરનારનાં ભતરીજાઓ ભાઇઓ માણેકજી, પેસતનજી, હોરમસજી, ખરશેદજી, સોરાબજી તથા ફરદુનજી કાવસજી પીટીટે દરેકે રૂ.૧૦૦૦) અને ભત્રીજીઓ બાઇઓ વીરબાઇજી, મીઠીબાઇ તથા સુનાબાઇ કાવસજી દીનશાહ પીટીટે દરેકે રૂ.૫૦૦) મળી રૂ.૭૫૦૦), મરનારનાં ભાણેજ બાઇ મેહેરબાઇ દાદી દાદાશેઠ તે મી૦ જીજીભાઇ એદલજી મોદીનાં ધણીયાણીએ રૂ.૫૦૦) મલી રૂ.૪૨૮૦૦૦) ધર્મખાતે આપ્યા હતા. ઉઠમણાંની ક્રીઆ પુરી થવા બાદ દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાનાએ મરનારના ભલા ગુણોની તારીફ કરી તેવણની છેલ્લી માંદગી વખતે પ્રજાએ તેવણને સાજા થયલા જોવાને જે ઇંતેજારી બતાવી હતી તેની યાદ આપી સર્વે અથોરનાંનોને એવણનું નામ આપણા દીનને લગતી જાહેર ક્રીઆઓમાં બીજા બુજરગોનાં નામ સાથે લેવાને સુચનાં કીધી હતી. એ સુચનાંને દસ્તુર ખુરશેદજી બેજનજી તેમજ પુણાંવાલા નાયબે દસ્તુર કેકોબાદ આદરબાદ જામાસ્પઆશાનાએ ટેકો આપતાં મરનારના ગુણોની બહુ સ્તુતી કરી હતી. એજ મુજબ મરહુમ

શેઠ હોરમજજી વાડીઆવાળાં આતશબેહેરાંમમાં પણ મરહુમનાં ઉઠમણાંની ક્રિઆ થઇ હતી, જે વેળા શમસુલ ઓલમા દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણાએ પણ મરનારની સ્તુતીમાં કેટલુંક કહી સંભળાવ્યું હતું.

પાછલી રાતનાં ઉઠમણાંમાં મરનારના પીતા સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ.૨૭૦૦૦), વીધવા બાઇ આવાંબાઇએ રૂ.૫૦૦૦), દીકરા શેઠ જીજીભાઇ ફરાંમજી પીટીટે રૂ.૨૦૦૦), તથા સાસુ બાઇ દીનબાઇ વીધવા નશરવાંનજી માણેકજી પીટીટે રૂ.૫૦૦૦) મળી બીજા રૂ.૩૯૦૦૦) ધર્મખાતે આપ્યા હતા.[1]

---

તા૦ ૧૧ મી આગશટ.

પ્રોફેસર ડારમેસ્ટેટરનું મેક્ષ મુલરની સીરીઝમાંનું "વંદીદાદના તરજુમા" નું પુસ્તક બાહર પડ્યું.[2] આ પુસ્તકનો દીબાચો ઇ. ડબલ્યુ. વેસ્ટે લખ્યોછે.

---

તા૦ ૧૪ મી આગશટ.

મરહુમ શેઠ મનચેરજી ફરાંમજી કામાજીના છોકરાઓએ ગરીબ જરથોસ્તીઓને માટે સસતાં ભાડાંનાં મકાનો બાંધવા માટે પોતાના બાવા તથા માઓને નામે રૂ.૫૦૦૦૦) ભેટ આપ્યા હતા.[3]

---

તા૦ ૨૦ મી આગશટ.

રોજ ૪ માહ ૧ (કદ) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—બેહેરાંમજી ફરદુનજી મરજબાંન[4]—ઉમર વર્ષ ૬૯). આપણા ગુજરાતી છાપાકળાના, ગુજરાતી વરતમાનપત્રો તથા ચોપાનીઆંઓના પીતા મરહુમ મી૦ ફરદુનજી મરજબાનજીના તેવણ દીકરા હતા. મરહુમ મી૦ બેહેરામજીએ પોતાની બાળ વયનો મોટો ભાગ દમણ મધે પોતાના કાબેલ પીતાના હાથ હેઠળ ફારસી, અરબી, ઉરદુ તથા ગુજરાતી ભાશાઓની તેમજ છાપખાનાઓનાં કામની તાલીમ અને તરબીયત લેવામાં કહાડ્યો હતો. ફારસી ભાશાના તેવણ ખાં હતા. અને એવા શીકસતે ફારસી હરફો તથા ગુચવાડાભરેલાં ફારસી કાગજ પત્રો આસાનીથી વાંચી શકતા. ૧૮ વરસે દમણથી મુંબઇ આવયા પછી પોતાના ભાઇઓ સાથે તા૦ ૧ લી મારચ ૧૮૪૨ ને દીને દફતર આશકારા છાપખાનું પહેલવહેલું ઉઘાડ્યું. તેવણના વડા ભાઇ તે શેઠ કાવસજીનો ભાગ ૧૮૫૫ ના નવેમબરમાં છુટો થયો અને તયારપછી એવણ તથા મી૦ મેરવાનજી મરજબાને મળી એ કારખાનાનો વહીવટ 'મેસરસ મેરવાનજી બેહેરામજી મરજબાનની કંપની' ને નામે ચાલુ રાખ્યો. મરહુમ બેહેરામજીએ ઘણીક ઉરદુ ચોપડીઓના તરજુમા કરી પોતાના છાપાખાનામાંથી બાહેર પાડયા હતા, તેમાં 'તાજુલ મુલ્ક તથા ગુલેબકાવલી' ૧૮૪૩ માં અને 'ગુલબાસનોબર' અને 'દાનેશ નામએ જહાન' ૧૮૪૬ માં પ્રગટ કરી હતી. એ સાલમાં તેવણની બાબદમાં એક અગતયનો બનાવ બનયો હતો. તે એ કે એવણનું ખુન થનું સેહેજમાં બચી ગયું. તા૦ ૮ મી અકટોબર સને ૧૮૪૬ ને દીને સવારે ૮ કલાકે એવણ પોતાના વડા ભાઇ કાવસજીની સાથે પોતાના છાપખાનામાં બેસીને લખતા હતા, તેવામાં 'જમશેદજી દેવ' નામના આશરે ૬૦ વરસની વયના એક પારસીએ ઓરડામાં દાખલ થઇ મી૦ કાવસજીના હાથમાં કાંઇ કાગળ વાંચવા આપી તે છાપવાને જણાવયું. કાવસજી તે કાગળ વાંચતા હતા તેવામાં જમશેદજી દેવે ગજવામાંથી મોટી છરી કહાડી કાવસજીની ગરદનની જમણી બાજુમાં ભોકી. આ જોઇ બેહેરામજી પોતાના ભાઇની મદદે દોડી ગયા અને ખુની સાથની ઝપાઝપીમાં એવણનાં કપાળ અને હાથોપર કેટલાક સખત જખમો પડયા હતા. તેટલાં પોલીસ આવી પુગી અને ખુનીને પકડવામાં આવયો. મરનાર બેહેરામજીએ ૧૮૪૮ માં યુસુફ ઝુલીખાના ઉરદુ કીસસાનો ગુજરાતી તરજુમો બહાર પાડયો હતો. ૧૮૫૧ માં ઉભી થયલી રાહનુમાય માજદયસનાન સભાના તેઓ કેટલુંક સુધી અધીકારી હતા. 'સ્ત્રીબોધ' ચોપાનીઉં જે ૧૮૫૭ થી એવણનાં છાપખાનામાં છપાતું હતું, તે એવણની કંપનીની માલિકી હેઠળ આવયું. તે ઉપરાંત મરહુમ બેહેરામજીએ ૧૮૬૭ થી 'તનદરોસતી' નામનું માસીક ચોપાનીઉં પોતાનાં છાપાખાનામાં છ વરસ સુધી પ્રગટ કરયું હતું. 'રાસ્ત ગોફતાર' પત્રની માલિકી પણ ૧૮૬૯ થી એવણની કંપનીને હસતક થઇ હતી. ૧૮૭૧ માં 'નુરે એલમ' તેવણનાં છાપખાનામાંથી પ્રગટ થવા માંડયું. ૧૮૭૭ માં તેવણે 'મેરાતુલઅરૂસ' અથવા 'કનયા દરપણ' નામની કુટુંબની સ્ત્રીઓને બોધ આપવાલાયક નસીયતરૂપી કીસસાની ઉરદુ ભાશામાં બહાર પડેલી કેતાબ ગુજરાતીમાં તરજુમો કરી બાહાર પાડી હતી. જે ઘણી વખણાઇ હતી. 'તોબેહ નસુહ' ઉરદુ ચોપડીનો ગુજરાતી તરજુમો ૧૮૮૪ માં બહાર પાડ્યો હતો. 'હોશનઆરા' ૧૮૯૦ માં બહાર પાડી

---

૧ જામે જમશેદ, તા૦ ૧૨ મી આગશટ ૧૮૯૫.

મરહુમ શેઠ ફરાંમજીનાં મરણથી મુંબઇ તેમજ જરથોસ્તીઓની વસ્તીવાલાં સર્વે ગામોમાં મોટી દલગીરી ફેલાઇ હતી, અને એવણનાં ઊઠમણાંની ક્રિઆ તારાપોર, નારગોલ, ઊદવાડા, વલસાડ, બેરગાંમ, ગંદેવી, બીલીમોરા, ચીકલી, નવસારી, સુરત (શેહેરમાં તથા રૂસ્તમપરામાં), એલાવ, કુંડીઆણા, ભરૂચ, અમદાવાદ, ભાવનગર, પુણાં (મરહુમ શેઠ નશરવાંનજી પીટીટ હાલ તથા કદમી દરેમેહરમાં), શોલાપુર, આકોલા, ભોશાવલ, હુબલી, ઇંદોર, કલકતા, એડન, વગેરે ઠેકાણાંઓપર થઇ હતી.

૨ *J. Darmesteter*, The Zend-Avesta, Part I.

૩ જામે જમશેદ, તા૦ ૧૫ મી આગશટ ૧૮૯૫.

૪ શેઠો જાંગીરજી, ફરદુનજી, ફેકોબાદ, અને મરજબાંન બેહરાંમજી મરજબાંનના બાવા.

હતી. ઉપલી ત્રણે ચોપડીઓ બહુ વખણાઇ હતી અને નામદાર સરકારે તેમજ અત્રેનાં કેળવણીખાતાંએ તેને ઘણું ઉતેજન આપયું હતું. આ કેતાબો મરહુમ મી૦ બેહેરામજીએ અવલથી આખર સુધી પોતે તરજુમો કરી પ્રગટ કરી હતી. તોપણ વાંચનાર જાણીને અજબ થશે કે તેવણે તે કેતાબની એક ઉપર પણ પોતાનું નામ મુકયું ન હતું, જેણે તેવણની સાદાઇ, મરયાદાપણું તથા પ્રજાને સદા ઉપયોગી ગુપચુપ રીતે થવાની કાળજીનો ખયાલ આપયો હતો. તેવણ સેત્રંજની રમતના એક પાવરદા ખેલાડી હતા. જોકે ઇંગ્રેજી ભાશાનું તેવણને ઝાઝું ગ્નાન ન હતું તોપણ દુનીયામાં બનતા સઘળા જાહેર બનાવોની એવણ ખબર ધરાવતા હતા, તે એટલા સુધી કે રશીયા, ચીન અને જાપાનમાં બનતા બનાવો અને ફેરફારો વીશે પણ તેવણ પોતાના મીત્રો સાથ તકરારમાં ઉતરતા હતા.

---

તા૦ ૨૦ મી આગશ્ટ.

રોજ ૯ માહ ૧૨ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—મેહરવાંનજી નવરોજજી મેહતા—ઉમર વર્ષ ૭૩). ઇ. સ. ૧૮૪૬ ના નવેમબર માસથી પારસી પંચાયતના તે વખતના સેક્રેટરી શેઠ અરદેશર દાદાભાઇ મેહતાના હાથ હેઠળ રૂ. ૧૭) ને દરમાયે મેહતા તરીકે રહ્યા હતા. રફતે રફતે સર જમશેદજીનાં ધરમખાતાંનો હીસાબ પણ રાખવા લાગ્યા, અને ૧૮૫૬ માં એવણ પંચાયતના વડા મેહતા થયા હતા. ડુંગરવાડીના ઝઘડા વખતે પુરાવા મેલવવાને એવણે બહુ મેહનત કર્યાથી પંચાયતના ટ્રસ્ટી સાહેબોએ પોતાનાં દફતરોમાં એવણને સાબાશી આપનારી નોધ લીધી હતી. અને રૂ. ૧૦૦૦) ની રોકડી રકમની "પરસ" અને રૂપાંનું અફરગાનીઉં—ઘટતો લેખ કોતરાવી—ભેટ આપ્યું હતું.

---

તા૦ ૨૧ મી આગશ્ટ.

રોજ ૧૦ માહ ૧૨ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—કાવશજી શોરાબજી પોસ્ટવાલા[1]—ઉમર વર્ષ ૫૬). એવણ દમણના એક આગેવાંન રહીશ હતા. એવણની જાતી બાહોશી અને માહીતગારી બહુ હોવાથી "કાવસજી ખબરદાર" ને નામે દમણ તેમજ ઉદવાડા ખાતે ઓળખાતા હતા. ૧૪) વર્ષની ઉમરે દમણથી નીમક લઇને મલબાર તરફ વેપાર માટે ગયા. નીમક, લાકડાં, મહવડાં વગેરેના ધંધામાં આપબળે દોલત મેળવી તે તરફ જમપોર નામે ગાંમ ખરીદયું હતું, અને કડયુ તથા મરવડ ગાંમના ઇજારા રાખ્યા હતા. આ જાગીરી પાછળ જાતી દેખરેખ રાખી, એ ગાંમોની રૈયતને સુખી રાખવા બનતું કરતા હતા. દમણની કોરપોરેશનના ઘણા સાલ સુધી સભાસદ હતા. ઇંગ્રેજી રાજે દમણના કસ્ટમ તથા નીમકના કોલકરાર ૧૮૮૩ માં કીધા તે વેળા એવણે દમણની પ્રજા તરફથી બાઠ ભીડી કે એ પ્રજા માટે નીમક અસલનેજ ભાવે ચાલુ રાખવું, જેથી બે આને ફરો મોહું હડી રૂપીએ ફરો થતું અટકયું હતું.

---

તા૦ ૨૧ મી આગશ્ટ.

રોજ ૧૦ માહ ૧૨ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ હીરજીભાઇ પટેલ અથવા આલસનના—ઉમર વર્ષ ૫૬). એવણ કુવેટામાં ગુજર્યા હતા, અને કરાંચીના રેહવાસી હતા. કરાંચીની ગાડીખાતાંની સ્કુલ તથા દરેમેહરની કમીટીના સેક્રેટરી હતા. એવણે "અવસ્તા અને જંદ શબ્દોના અર્થો" એ નામનું ગુજરાતીમાં એક ચોપાનીયું રચી પ્રગટ કીધું હતું.

---

તા૦ ૨૨ મી આગશ્ટ.

ડાકટર યુશતીએ Iranisches Namenbuch એટલે ઇરાની નામોનું પુસ્તક એવે નામનો ગ્રંથ જરમન ભાષામાં પ્રગટ કીધો હતો.[2]

---

તા૦ ૨૫ મી આગશ્ટ.

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટના વડા બેટા શેઠ ફરામજી દીનશાહજી પીટીટનાં અકાળ દુખદાયક મરણથી એ શેઠ અને તેવણનાં કુટુંબ ઉપર જે ભારી દુખ આવી પડયુંછે તેમાં પારસી અંજુમનની દીલસોજી દેખાડવા અને તે બાબે તેવણ સાહેબ ઉપર આપણા ટોળા તરફથી એક દીલાસા પત્ર મોકલવા માટે કેટલાક આગેવાંન પારસી ગ્રહસ્થોએ કરેલાં રેકવીજીશનની રૂહે પારસી પંચાતનાં ફંડના ટ્રસ્ટી સાહેબોએ બોલાવેલી અંજુમનની સભા આજ દીને આલબલેસ બાગમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. નાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. સરનશીને મરહુમ શેઠ ફરામજીની સેફતમાં એક સુભાખીત ભાષાણ કીધા બાદ શેઠ ફરામજી રૂસતમજી વીકાજીએ દરખાસ્ત કરવાથી અને તેને શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ ટેકો આપવાથી સર્વેનાં એકમતથી ઠેડાવ થયો કે—"શેઠ ફરામજી દીનશાહ પીટીટ, જેવણ રોજ ૨૭ મો મીનો આસમાન યઝદ, માહ ૧૧ મો બહમન, શેહેનશાહી તથા માહ ૧૨ મો અસ્ફંદારમદ કદમી સને ૧૨૬૪ યઝદેજરદી, તા૦ ૮ મી આગસ્ટ સને ૧૮૯૫ ને દીને હક થયાછે, તેવણનાં મરણથી નામદાર સર દીનશાહજી માણેકજી પીટીટ, બારોનેટ અને તેવણનાં કુટુંબ ઉપર જે ભારી ગમગીની અને દુઃખ આવી પડયાંછે, તેમાં જરથોસતી અંજુમનની આ જાહેર સભા ખરાં જીગરથી ભાગ લેછે. મરહુમ શેઠ ફરામજીએ પોતાની ૪૮ વરસની

---

[1] શેઠો અરદેસર તથા શોરાબજી ફરાંમજી ખબરદારના બપાવા.

[2] Ferdinand *Justi*, Iranisches Namenbuch. Gedruckt mit Unter-stützung der konigl. Akademie der Wissenschaften in Berlin. Marburg i. Hessen. gr. 4°. XXVI 526 pag. 1895.

જીંદગીમાં જેમ પોતાના માનવંત પીતા સાથે પ્રજા ઉપયોગી કામોમાં અને દેશની આબાદી ખીલવનારા વેપાર ઉદયોગમાં ઘણો આગેવાન ભાગ લીધો હતો, તેમ પોતાની જાહેર તેમજ ખાનગી સખાવતોથી પોતાના પીતાજીને શુભ પગલે ચાલવાની ઘણી સારી શરૂઆત કરી હતી. તે ઉપરાંત પોતાના મીલનસાર, નમર અને સાદા સવભાવથી પોતાની સાથે સંબંધમાં આવનારાં સરવેનાં તેવણે દીલ જીતી લીધાં હતાં. એવા એક લાયકીવાળા, સાલેસ, ફરમાનબરદાર અને ભવીશની સઘળી ભલી આશા આપનારા બેટાનાં મરણથી નામદાર સર દીનશાહજી ઉપર જે દુઃખ આવી પડયુછે, તેમાં ભાગ લઇ જરથોસતી અંજુમનની આ સભા તેવણ સાહેબ તરફ દીલસોજી દેખાડેછે અને દુઆ ગુજારેછે કે, ખોદાતાલા આ દુઃખ ધીરજથી સહન કરવાને તેવણ સાહેબને અને કુટુંબને હીમત અને સબુરી બક્ષે."

ઉપલો ઠરાવ અંજુમનની આ સભા તરફથી એક ઘટતા પત્ર સાથે સર દીનશાહજીને પોહચતો કરવાને સભાએ સરનશીન સર જમશેદજી જીજીભાઇને અરજ કરી હતી.[1]

---

## તા૦ ૫ મી સપટેમબર.

મુંબઇનાં પોરટ ટ્રસ્ટનાં એક અધીકારી મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટની જગોએ નામદાર સરકારે સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. ને નેમ્યા હતા.[2]

સુરતવાલા શેઠ એદલજી ખુરશેદજી મોદીને નામદાર સરકારે દખણના પેહલા વર્ગના સરદાર નેમ્યા હતા.[3]

---

## તા૦ ૧૦ મી સપટેમબર.

શેઠ રૂસતમજી જામાસપજી ગારડાએ નવસારી મધે દુધીયા તલાવમાં એક મોટી સોસવાત જે માણસો તથા પશુઓને બહુ ત્રાસ આપતી હતી, તેનો આજ દીને શેકાર કરી મારી નાખી હતી.[4]

---

## તા૦ ૧૨ મી સપટેમબર.

મુંબઇની પારસી ચીફ મેટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ નશરવાંનજી અરદેશર હોરમજજી વાડીઆએ પોતાનો ઓદ્ધો છોડવાથી તથા શેઠ પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ મરણ પામવાથી તેમની જગોએ શેઠો ફરદુનજી જમશેદજી પારખ અને ખરશેદજી નશરવાંનજી અરદેશર વાડીઆને નેમ્યા હતા.[5]

---

## તા૦ ૧૫ મી સપટેમબર.

ગાથા ૫ (શે૦) ૧૨૬૪ યજદેજરદી.

તારાપોર મધે આજ દીને શેઠ રતનજી જીવણજી વકીલે પોતાના બાવા મરહુમ શેઠ જીવણજી હોરમજજી વકીલનાં પુનને સારૂં ત્યાં નવી બંધાયલી મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટવાલી દરેમેહરમાં પોતાને ખરચે આતશદાદગાહ પરઠાવ્યા હતા, તથા તેના ચાલુ નીભાવ સારૂં રૂ.૩૦૦૦) ની સરકારી નોટ મુંબઇની પારસી પંચાતનાં ફંડના ટ્રસ્ટી સાહેબોને સ્વાધીન કરવાની તંદરોરતી પઢાવી હતી.[6]

---

## તા૦ ૧૭ મી સપટેમબર.

રોજ ૨ માહ ૨ (કદમી) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—શોરાબજી નશરવાંનજી કોયાજી, એમ. એ.[7]—(ઉમર વર્ષ ૨૮). એવણે મુંબઇની યુનીવરસીટીની એમ.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૬ મી આગશટ ૧૮૯૫.

સર જમશેદજીએ તા૦ ૨૬ મી આગશટે કાગજ લખી ઊપજું દીલાસાપત્ર મોકલ્યું હતું, જેનો સર દીનશાહજીએ તા૦ ૩૦ મી આગશટે જવાબ લખી જરથોસ્તી અંજુમનના સર્વે સાહેબોનો ઊપકાર માન્યો હતો.

એજ મુજબ સુરત મધે મોદીજીનાં મકાંનમાં, ત્યાંનાં કદમી આતશબેહરાંમમાં, અને મ્યુનીસીપાલ હૉલમાં ત્યાંની સામાન્ય પ્રજાની, એમ ત્રણ સભા એજ કારણસર મલી હતી. પુણા મધે ન. મા. પીટીટ હૉલમાં પુણા તથા ખરકીની અંજુમન તરફથી દીલાસાપત્ર મોકલવાની સભા મલી હતી, અને પુણાના બીજા જરથોસ્તીઓ તરફથી એક દીલાસાપત્ર ખા. બા. દોરાબજી પદમજીની આગેવાંની હેઠલ મુંબઇ સર દીનશાહજીને બંગલે આવી પોંહચાડયો હતો.

વળી અતરેના મીલ મજુરોની એક સભા એજ દીને સાંજનાં છ કલાકે પરેલ સોપારી બાગના રસતા ઊપર બાવા રામજી નરેગનાં મકાનના હોલમાં મળી હતી. સભામાં નજદીક ૨૦૦ આગેવાન મીલ મજુરો હાજર થયા હતા અને સરનશીનની ખુરશી ઇ. ડી. સાસુન મીલના હેડ જોબર લક્ષમન શીવરાવતને આપવામાં આવી હતી. મરહુમ શેઠ ફરામજી પીટીટનાં થયલાં મરણ માટે તેણે દલગીરી જાહેર કરવા પછી, તેમના દુખી પીતા સર દીનશાહ માણેકજી પીટીટ ઊપર દીલાસાપત્ર મોકલવાનો ઠરાવ પસાર કરી, વીસરજન થઇ હતી.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૫ મી સપટેમ્બર ૧૮૯૫.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૫ મી સપટેમ્બર ૧૮૯૫.

શેઠ એદલજીને આ માન મળ્યું તે માટે સુરત, વલસાડ, અમદાવાદ તથા બીલાવ વગેરેના પારસીઓ તરફથી તેમને મુબારકબાદીનાં માનપત્રો તા૦ ૩૦ મી ડીસેમબર ૧૮૯૫ તથા ભરૂચ અને અંકલેસરના જરથોસ્તીઓ તરફથી તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૯૬ ને દીને સુરત મધે તેમનાં દરીયા મેહલવાલાં મકાનમાં આપવામાં આવ્યાં હતાં.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૯૫.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૨ મી સપટેમબર ૧૮૯૫.

૬ જામે જમશેદ, તા૦ ૧૮ મી સપટેમબર ૧૮૯૫.

૭ મરહુમ સરજન મેજર બેહરામજી તથા શેઠ કેકોબાજી એન. કોયાજી વકીલ વગેરેના ભાઇ.

એ. ની પરીક્ષા ૧૮૮૪ માં પસાર કરી હતી. ૧૮૯૦ માં એવણે "ટોડહંટરની બીજગણીતના અભયાસમાં મદદગાર" એવે નામનું પુસતક બાહેર પાડયું હતું. ૧૮૯૧ માં એવણે એલએલ. બી. ની પરીક્ષા પસાર કરી વકીલાત ચલાવવાની સનદ મેળવી હતી. આ રીતે એમ. એ. તથા એલ એલ. બી. ની બેવડી ચઢતી પદવીઓ મેલવી દુનીયાદારીમાં પડે તેટલાં જુજ માસમાં ઉપલી જવાન વયે મરણ પામયા હતા.

---

**મરણ**—એદલજી દીનશાહજી પાંડે[1]—ઉમર વર્ષ ૮૧). એઓ ગઇ સદીની શરૂઆતમાં વેપાર અરથે મુંબઇથી મધરાસ જઇ વસયા હતા અને ત્યાં ચીન તથા સીલોનનો વેપાર ચલાવતા હતા. મધરાસની પારસી અંજુમનના એઓ પ્રમુખ હતા અને પારસી રવાનોને ઝુમીદા કરવા માટે સરકારે ત્યાંના રાયપુરામમાં જે જમીનનો કકડો મુફત આપયોછે, તે એવણનાં નામ ઉપર નોંધાયોછે.

---

તા૦ ૨૧ મી સપટેમબર.

રોજ ૬ માહ ૧ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

નવસારીના દસતુર દારાબજી માહીઆરજી ચીંતા ઉપજાવનારી માંદગીમાં હોવાથી તેમને તંદરોસતી ચાહવા માટે આજ રાત્રે ત્યાંનાં આતશબેહરામમાં એક જાહેર જશન કરવામાં આવ્યું હતું.[2]

---

તા૦ ૨૮ મી સપટેમબર.

રોજ ૧૩ માહ ૧ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—શોરાબજી બેજનજી દારૂવાલા, લેફટહેંડ—ઉમર વર્ષ ૪૮). એવણ અત્રે કારટીંગ એજંટનો ધંધો કરતા હતા. ક્રીકેટની રમતના બહુ શોખીન હતા, અને ૧૮૭૭ ની અધવચમાં મુંબાઇ જીમખાનાવાળાઓએ પેહલી પારસીઓ સાથ ક્રીકેટ મેચો રમવા માંડી તે શરૂઆતની મેચોમાં ભાગ લીધો હતો, અને ૧૮૮૬ માં જે પેહલો પારસી ક્રીકેટ ટીમ ઇંગ્લાંડ ગયો તેમાં મરનાર એક રમનારા હતા, અને ક્રીકેટરોમાં "શોરાબ લેફટહેંડ" ને નામે માનીતા હતા.

---

તા૦ ૧ લી અકટોબર.

રોજ ૧૬ માહ ૧ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—રતનબાઇ અરદેસર વકીલ, બી. એ.—ઉમર વર્ષ ૨૬). શેઠ અરદેસર ફરાંમજી વકીલ (સોલીસીટર) નાં બીજાં દીકરી. એવણ ઇ૦ સ૦ ૧૮૮૫ માં મુંબઇની યુનીવરસીટીની મેત્રીકયુલેશનમાં બીજી ભાશા તરીકે ફરેંચ ભાશા લઇ પસાર થયાં હતાં તથા ૧૮૯૦ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી. મુંબઇની યુનીવરસીટીના ઉંબરમાં દાખલ થનાર પહેલવહેલાં એવણ તથા એવણનાં બેન બાઇ મેહેરબાઇ અને ડાકટર ફરેની બ. રૂ. કામા એ ત્રણ પારસી બાનુઓ હતાં. બી. એ. ની પદવી મેળવયા પછી વીલસન કોલેજમાં વીદયારથીઓને ફરેંચ ભાશાની તાલીમ આપવા માટે એવણ "ફેલો" નેમાયાં હતાં. એવણનાં ફરેંચ ભાશાનાં ગ્નાનની ઘણી તારીફ થતી હતી.

---

**મરણ**—શોરાબજી નશરવાંનજી વાડીઆ[3]—ઉમર વર્ષ ૪૫). એવણ ઇ. સ. ૧૮૬૩ માં ઇજનેરી હુનરની તાલીમ લેવાને ઇંગ્લાંડ ગયા હતા. ત્યાંથી ૧૮૬૬ માં અત્રે પાછા ફરી પોતાના બાપના હાથ હેઠલ મીલોને લગતાં કામોનો અનુભવ મેલવ્યો હતો. પછી અત્રેની "આલબર્ટ મીલ" માં ઇજનેર, સપીનીંગ તથા કાર્ડીંગ માસ્ટર બાદ મેનેજર થયા હતા. ૧૮૭૫ માં "મજગાંમ સપીનીંગ" ના અને ૧૮૮૩ થી "ફરાંમજી પીટીટ સપીનીંગ કંપની" ના મેનેજર હતા. એવણ મુંગે મોહોડે ૨ મોટી મીલો ચલાવતા હતા અને "આત પેહેડાથી પારસીઓમાં એક હુનરમંદ હતા." મીલોના સુધારાને લગતી કેટલીક બનાવટો એવણે શોધી કહાડી તેના હાંદા સરકાર તરફથી પેટંટો મેળવયાં હતાં.

---

તા૦ ૩ જી અકટોબર.

શેઠ હોરમજજી અરદેશર વાડીઆ બારીસટરે રાહનુમાએ માજદીઅસનાં સભાનાં ફંડમાં રૂ.૫૦૦૦) પોતાનાં બાળકોની નવજોતની ખુશાલીમાં ભેટ આપ્યા હતા.[4]

---

૧ શેઠ કાવસજી એદલજી પાંડેના બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૨૩ મી સપટેમબર ૧૮૯૫.

મુંબાઇ મધે પણ બગરીઆ મોબેદોએ તા૦ ૨૨ મી સપટેમબરે ચંદનવાડી નવી દરેમેહરમાં તથા કોટમાં માણેકજી શેઠવાલી દરેમેહરમાં તથા વાંદરે શેઠ નશરવાંનજી રતનજી તાતાવાલી દરેમેહરોમાં એજ કારણસર જશનો કરી દસ્તુરજીને તંદરોસ્તી ચાહી હતી. ગંદેવી મધે તથા બીલીમોરા અને સુરત ખાતે રૂસ્તમપરામાં અને એરગાંમ મધે જશનો કરી દસ્તુરજીને નેક દોઆ ચાહી હતી.

વળી દસ્તુરજી સાજા થવા પછી પણ તેની શોકરગુજારીમાં નવસારી મધે તથા મુંબઇના બગરીઆ મોબેદોએ જશનો કર્યાં હતાં, તથા છેલાઓએ તેમને મુબારકબાદીનું એક માનપત્ર મોકલ્યું હતું.

૩ પ્રોફેસર અરદેસર શોરાબજી વાડીઆના બાવા.

૪ જામે જમશેદ, તા૦ ૪ થી અકટોબર ૧૮૯૫.

તા૦ ૮ મી અકટોબર.

રોજ ૨૩ માહ ૧ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—દસ્તુર નવરોજજી રતનજી કુતાર[1]—ઉમર વર્ષ ૬૯). નવસારીના દસ્તુર દારાબ પાહલનની પેહડીના બીજી ખુરશીના દસ્તુર. એવણ યોજદાથરેગરીનાં કામમાં બહુજ હુશીઆર અને એક્કા ગણાતા હતા. મરહુમ શેઠ નશરવાંનજી રતનજી તાતાએ પોતાની વાંદરાની અગીયારીના વડા પંથકી તરીકે એમને પસંદ કીધા હતા. પછી ય૦ ૧૨૬૦ માં પોતાનાભાઇ મરહુમ દસ્તુર જમશેદજીની જગા ઉપર નેમાયા હતા. મરહુમ દસ્તુર ઘણાજ સાદા અને ભલા સ્વભાવના અને દસ્તુરીને છાજતી પવીત્રાઇ અને પરહેજગારી માટે જાણીતા હતા.

તા૦ ૯ મી અકટોબર.

હૈદરાબાદવાલા શેઠ શાપુરજી એદલજી ચીનાઇએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ પીરોજબાઇનાં ઉઠમણાંમાં જાહેર કર્યા મુજબ રૂ.૧૫૦૦૦) ને ખરચે એક ધર્મનું દવાખાંનું સીકંદરાબાદ મધે મુઇફાબાદના લત્તા ઉપર બંધાવી આજ દીને જશનની ક્રિઆ કરી ખોહલું મુકયું હતું. આ વેળાએ શેઠ શાપુરજી તરફથી શેઠ બહમનજી રૂસતમજી બાઇસ, બી. એ; એલ. એલ. બી. એ એક અંજુમન પત્ર વાંચી સંભળાવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ દવાખાંનાના ચાલુ નીભાવ માટે દર વર્ષે રૂ.૬૦૦૦) ની ઉપજવાલું તેવણનું જાગીરી ગાંમ શાપુર નગર, તથા શાપુર વાડીની પડોસનો દર માસે રૂ.૧૭૫) નો ઉપજવાલો કુશાદે બંગલો એ બંને સ્થાવર મીલકતો ટ્રસ્ટ કરી આપી દીધામાં આવેછે. એ દવાખાંનાંના તબીબ તરીકે ડાકટર અરદેશર બેહરાંમજી મસાંની, એમ. ડી. ની નેમણુક કરી તેવણને એજ મકાનમાં રેહવાની ખાસ સગવડ કરી આપીછે. ઉપલો અંજુમન પત્ર વંચાયા પછી દસ્તુર ખુરશેદજી બેહરાંમજી જામાસ્પઆશાનાએ સખાવત વીશે એક વાયજ કરી હતી, જેને છેડે તેવણે આ લગભગ રૂ.૧ા લાખની નવી સખાવત માટે શેઠ શાપુરજીના યોગય વખાણ કરી તેમના ઉપર દોઆ ગુજારી હતી. એ બાદ શાપુરવાડીમાં જમન લઇ મેળાવડો વીદાય થયો હતો.[2]

તા૦ ૧૨ મી અકટોબર.

મલબાર કૉસ્તા તરફ કાનાનોરમાં ત્યાંના પારસી વ્યાપારી શેઠ કાવશજી હીરજીભાઇ માલેગાંમવાલાએ પોતાના બાવા શેઠ હીરજીભાઇ મનચેરજી માલેગાંમવાલાની યાદગારીમાં સ્થાપેલી "હીરજી રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરી" ખોહલી મુકવાની ક્રિઆ આજ દીને ત્યાંના લશ્કરી વડા મેજર લોસને એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી.[3]

તા૦ ૧૨ મી અકટોબર.

રોજ ૨૭ માહ ૧ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—નશરવાંનજી કાવશજી કેરાંવાલા[4]—ઉમર વર્ષ ૮૨). એવણ સુરતના વતની હતા, અને નાહની વયથી કસરતો શીખી એક તાલીમખાનું કણપીઠમાં ઉઘાડયું હતું. ઇ. સ. ૧૮૫૮ માં મુંબઇમાં કસરતશાળા સ્થાપક મંડલીએ મેદાનમાં પોતાની કસરતશાળા ઉઘાડી ત્યારે તેના વડા ઉસ્તાદ તરીકે મરહુમ શેઠ મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરીએ એવણને સુરતથી બોलावी મંગાવ્યા હતા. એ ઉસ્તાદગીરી ૩૦) વર્ષ સુધી ભોગવી ૧૮૮૮ માં એવણ રીટાયર થયા. એવણ અચ્છા કુસ્તીબાજ તથા પટા ખેલનાર હતા. કસરતના અખાડાઓના મેળાવડાઓમાં ગવરનરો તથા મોટા અમલદારોને આ બુજરોગ ઉસ્તાદની કસરતો બતાવામાં આવતી તે જોઇ તેઓ પંડ એમને મુબારકબાદી આપતા.

તા૦ ૧૩ મી અકટોબર.

રોજ ૨૮ માહ ૧ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—ભીખાજી ખરશેદજી ગજધર—ઉમર વર્ષ ૭૮). એવણ ગંદેવીના રહીસ હતા. અને તે ગાંમનાં ભલાં માટે ઘણા ખંતી હતા, અને ગંદેવીનાં ધરમખાતાંઓને પગભર સ્થીતીમાં લાવવામાં એમનો હાથ હતો. છેલ્લાં ૨૫) વર્ષ થયાં ત્યાંનાં ટ્રસ્ટ ફંડના એક મેનેજર હતા.

તા૦ ૧૩ મી અકટોબર.

લંડનવાલા શેઠ દોરાબજી પેશતનજી કામાજીએ આજ દીને પોતાનાં મરહુમ ધણીઆંની બાઇ ભીખાઇજીની ૫) માં વર્ષની બાજ હોવાથી લંડનના લૉરડ મેયર ઉપર એક પત્ર લખી ત્યાંનાં મેનશન હાઉસના પુઅર બાક્ષમાં મદદ તરીકે ૧૦૫) પૌંડ (લગભગ રૂ. ૧૫૦૦) ની રકમ ભેટ મોકલી હતી.[5]

તા૦ ૧૬ મી અકટોબર.

શેઠો રૂસતમજી ફરદુનજી મુલ્લાં, બી. એ., એલ. એલ. બી. અને કેખશરૂ હોરમજજી વકીલ, બી. એ., એલ. એલ. બી એ મુંબઇની હાઇ કોરટના સોલીશીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[6]

---

૧ એ. બેજનજી, ફરાંમરોજ અને બાહીયાર નવરોજજી કુતારના બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૧૬ મી અકટોબર ૧૮૯૫.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૧૩–૨૦ મી અકટોબર ૧૮૯૫.

૪ શેઠો દાદાભાઇ, પેશતનજી, હોરમજજી, ફરદુનજી તથા રૂસતમજી નશરવાંનજી કેરાંવાલાના બાવા.

૫ ટાઇમ્સ ઑફ ઇ૦, તા૦ ૧૮ મી નવેમબર ૧૮૯૫.

૬ ટાઇમ્સ ઑફ ઇ૦, તા૦ ૧૭ મી અકટોબર ૧૮૯૫.

તા૦ ૨૪ મી અકટોબર.

રોજ ૯ માહ ૨ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—બેહરામજી રતનજી પટેલ,[1]—ઉમર વર્ષ ૨૯). શેઠ રતનજી મોટાભાઇ પટેલના દીકરા. એવણ એલફીનસ્ટન કૉલેજમાં અભ્યાસ કરી ૧૮૮૮ ની શરૂઆતમાં બી. એ. થયા હતા. એમની બીજી ભાષા લેતીન હતી.

---

તા૦ ૨૬ મી અકટોબર.

સુરત મધે રૂસ્તમપરા કસરતશાળાને લગતી એક સભા આજ દીને મી૦ બેજનજી માણેકજી જંબુસરીઆનાં પ્રમુખ-પણાં હેઠળ મલી હતી. જે વેળા પ્રમુખે પોતાના ખરચથી બાંધી આપેલું કસરતશાળાનું મકાંન તેની જમીન સાથે અંજુમનને સપુરદ કીધું, અને તેનું નામ "રૂસ્તમપરા કસરતશાળા" કરી રાખ્યું, તથા તેનો વહીવટ કરવાને ૧૫) જણાની કમીટી નેમી જેના પ્રમુખ મી૦ બેજનજી તથા શેક્રેટરી મી૦ હોરમજજી નવરોજજી ગોલવાલાને નેમ્યા હતા.[2]

---

તા૦ ૨૮ મી અકટોબર.

મરહુમ શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટે પોતાની જીંદગીની ટુંક કારકીરદીમાં બજાવેલાં ભલાં અને પરોપ-કારી કામોની કદર બુજી એ મરહુમ ગ્રહસ્થની યાદગારી ઘટતી રીતે કાયમ રાખવાનો વિચાર કરવાને અતરેની સઘળી કોમોના ગ્રહસ્થોની એક સભા આજ દીને કોટ મધે સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇન-સ્ટીટયુશનનાં દીવાનખાંનામાં મલી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. ને આપવા બાદ તેવણે અતરેની કેટલીક મીલોનાં કામદારો તથા કોલાબાના રૂના વ્યાપારીઓ તરફથી સભાનાં કામ તરફ સંપુરણ દીલસોજી બતાવનારા પત્રો વાંચી સંભલાવ્યા, પછી નીચલો ઠેડાવ સર્વેનાં એકમતથી પસાર થયો હતો— "મરહુમ શેઠ ફરામજી દીનશાહ પીટીટ જેવા એક લાયકી-વાળા, રાંક, અને સાલેસ શેઠીઆના કવખતનાં મરણથી આ સભા પોતાની ગમગીની જાહેર કરેછે, અને એવો વીચાર ધરાવેછે કે એ મરહુમ શેઠ પોતાની ટુંક કાર-કીરદીમાં સઘળી વરણના લોકોનાં ભલાં અરથે ઉપયોગી અને પરોપકારનાં જે કામો કરયાછે, તેથી એ મરહુમ શેઠ-નો આપણા ઉપર જે આભાર થયોછે તેની કાંઇક ઇધાણી તરીકે એ મરહુમ શેઠની લાયક રીતની યાદગારી જાળવી રાખવા સારૂં સઘળી કોમના લોકોમાં ઉઘરાણાની[3] એક ટીપ ફરતી કરવી."

---

તા૦ ૩૧ મી અકટોબર.

મુંબઇની પારસી ચીફ મેટ્રીમોનીઅલ કોરટના એક ડલીગેટ મરહુમ શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટની જગોએ શેઠ બહમનજી દીનશાહજી પીટીટને નેમ્યા હતા.[4]

---

૧ અજમેરવાલાં બાઇ જરબાઇ નાદરશાહ કોઉયાજીના ભાઇ.

૨ ગુજરાત મિત્ર તા૦ ૨૭ મી અકટોબર ૧૮૯૫.

૩ જામે જમશેદ, તા૦ ૨૯ મી અકટોબર ૧૮૯૫.

એ ફંડમાં નીચે મુજબ મુખ્ય રકમો ભરાઇ હતી:— રૂ.૫૦૧) મેસરસ વસનજી ત્રીકમજીની કુ૦, મેસરસ ભીમજી શામજીની કુ૦, મેસરસ હીરજી ખેતશીની કુ૦, મી૦ કાળી-દાસ જુઠા, મી૦ અબદુલા હાજી દાઉદ, શેઠો શાપુરજી સોરાબજી અને રતનશાહ દાદાભાઇ, રૂ.૫૦૦) મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટની પુંજીમાંથી, આનરેબલ નવ-રોજજી નશરવાનજી વહાડયા સી. આઇ. ઇ., મી૦ અરદેશર સોરાબજી દસતુર કામદીનના, બાઇ મોટલીબાઇ જહાંગીરજી નશરવાનજી વહાડયા, ખાનબહાદુર દાદાભાઇ હોરમજજી દુબાશ, મેસરસ ધનજી સવચંદની કુ૦, મેસરસ લાલજી શામજીની કુ૦, મેસરસ ડુંગરસી ભીમજીની કુ૦, મેસરસ હંસરાજ લાલજી કુ૦, મી૦ મથુરાદાસ ગોકળદાસ, મી૦ અબજી ઊમરસી, મી૦ ટોકરસી શામજી, મી૦ નથુભાઇ સુરચંદ, મેસરસ દામજી હીરજીની કુ૦, મી૦ માધવદાસ ગોકળદાસ, લીલાધર પાસતા, મી૦ જાદવજી કમળસી, રૂ.૩૫૦) શેઠ જીજીભાઇ ફરાંમજી પીટીટના મેહતાઓ તરફથી, રૂ.૩૨૫) મી૦ કેશવજી ઇશર, રૂ.૩૦૧) શેઠ ફરાંમજી દોરાબજી પાંડે, રૂ.૩૦૦) બાઇ આવાંબાઇ અરદેસર શોરાબજી દસ્તુર કામ-દીન, શેઠો બેજનજી અરદેસર શોરાબજી દસ્તુર કામદીન, કાવસજી દીનશાહજી એડનવાલા, સી. આઇ. ઇ., હીરજીભાઇ બહમનજી વારડીન, રૂ.૨૫૦) શેઠો હરકીસનદાસ નરોતમદાસ, શોરાબજી દાદાભાઇ દુબાશ, કાવસજી દાદાભાઇ દુબાશ, ટોક-રસી જીવરાજ, મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટની પુંજીમાંથી, બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટ, રૂ.૨૨૫) શેઠ જીજીભાઇ પેશતનજી મીસ્ત્રી, રૂ.૨૦૧) મોરારજી ગોકલદાસની કુ૦, મેસરસ તલકચંદ એંડ શાપુરજી, શોરાબજી ફરાંમજી મદરાસવાળા, રૂ.૨૦૦) શેઠો વરજીવનદાસ માધવદાસ અને છોકરાઓ, પીરોજશાહ બહમનજી જીજીભાઇ, જમશેદજી નશરવાંનજી તાતા, ફીરોઝશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ., મેહરવાંનજી અને બેહરાંમજી, ફરદુનજી મેહર-વાંનજી બનાજી, માણેકજી મેહરવાંનજી નાનપોરીયા વગેરે. અને એમને હસ્તકના કામદારો તરફથી. રૂ૧૧૨૨–૪ માણે-કજી પીટીટ મીલનાં કલારકો, કામદારો, ફીટરો અને જોબરો તરફથી, રૂ.૬૬૭–૪ દીનશાહ પીટીટ મીલનાં કલારકો, કામ-દારો, ફીટરો અને જોબરો તરફથી, રૂ.૪૮૦–૨ બમનજી પીટીટ મીલનાં કલારકો, કામદારો, ફીટરો અને જોબરો તરફથી, રૂ.૧૮૯-૪ ઓરીયનટલ તારદેવ મીલનાં કામદારો તરફથી, રૂ.૧૮૪–૮ મજગામ મીલનાં કામદારો તરફથી, રૂ.૧૨૯ વીકટોરીઆ મીલનાં કામદારો તરફથી, રૂ.૫૪ ફરાં-મજી પીટીટ મીલનાં કામદારો તરફથી, રૂ.૨૫ ઓરીયનટલ કોલાબા મીલનાં કામદારો તરફથી, વગેરે.

૪ બો૦ ગવ૦ ગેઝેટ, તા૦ ૩૧ મી અકટોબર ૧૮૯૫.

### તા૦ ૧ લી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

નીમચ મધે મરહુમ શેઠ કાવશજી જીવણજી ફંડ્યા ફટરની પુંજીમાંથી બંધાવવા ધારેલી દરેહમેહરનો પાયો નાખવાની ક્રિયા આજ દીને તે તરફ થઇ હતી.[1]

---

### તા૦ ૩ જી નવેમબર.

રોજ ૧૯ માહ ૨ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—પેશતનજી દીનશાહ (સોલીશીટર)—પારસીઓમાં પેહલવેહલા એવણ સોલીશીટર તરીકે પસાર થયા હતા અને તે વેળા એક અતી બાહોશ અને પુર બંડાળવાળા ધારાના હીમાયતી દાખલ ઉગી નીકલ્યા હતા. પણ પછવાડેથી ઇ૦ સ૦ ૧૮૭૩ માં મી૦ નોકોલાસ ડીગા નામના ખ્રીસ્તીના કુટુંબના સંબંધમાં ખાવાની વસ્તુમાં સોમલ મેળવાના અતી ગંભીર આરોપ માટે સાત વર્ષનાં કેદખાનાની સજા પામ્યા હતા, જેથી એમનું નામ વકીલોની ટીપમાંથી કાઢી નાખ્યું હતું. આવા ચંચલ જવાંનના આવા ફેંજ માટે સર્વને દલગીરી ઉપજી હતી.

---

### તા૦ ૪ થી નવેમબર.

રોજ ૨૦ માહ ૨ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

નાગપોર મધે શેઠ નશરવાંનજી માણેકજી મુલ્લાંએ રૂ. ૧૦૦૦૦) ને ખરચે આદરાંનની એક દરેમેહર બંધાવી આજ દીને પરઠાવી હતી. જશનની ક્રિઆ શમસુલ ઓલમા સરદાર ખાંન બાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પ આશાનાએ કર્યાં બાદ તેવણે બંદગી તથા ધર્મ કરવાની જરૂરીઆત વિષે એક વાએજ કરી સંભલાવી હતી. જે પછી નાગપોરની અંજુમનના શેક્રેટરી ડાકટર નવરોજજી મનચેરજી લાકડાંવાલાએ દરેમેહરનો તથા તેના નીભાવ માટે કરેલાં ફંડનો અહેવાલ વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે ઇ. સ. ૧૮૮૯ ના ડીસેમબર માસમાં સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ તથા દસ્તુર બહમનજી જામાસપજી જામાસ્પ આશાના, સી. આઇ. ઇ. નાગપોરની મોલાકાતે આવ્યા તે વેળાએ તેઓની ખાએશથી અંજુમનની એક સભા મેલવી જ્યાં આ દરેમેહર બંધાવનાર શેઠ નશરવાંનજી માણેકજી મુલ્લાં તરફથી પોતાનું નામ છુપું રાખી રૂ. ૫૦૦૦) ને ખરચે એક દરેમેહર બંધાવવાનું જાહેર થયું, પણ તે પછી તે બાંધવાપર બેવડો ખરચ થયોછે; એજ મુજબ દરેમેહરના નીભાવને માટે પણ ત્યાંજ ફંડ ઉભું કરવામાં આવ્યું, જેમાં સર દીનશાહજી પીટીટે રૂ. ૨૦૦૦) ભર્યાં હતા, તથા રૂ. ૫૦૦) શેઠ માણેકજી કુંવરજી મેહતાના છે, અને તે ફંડ હાલ રૂ. ૧૦૫૦૦) બે આશરે વસુલ થઇ ચુકું છે, જે મુંબઇની પારસી પંચાતનાં ફંડના ટ્રસ્ટી સાહેબોને સ્વાધીન કરી તેની તથા નાગપોરના જરથોસ્તીઓ વચ્ચેનાં માસીક લવાજમની ઉપજમાંથી એ દરેમેહરનો ચાલુ ખરચ કરવામાં આવશે. દરેમેહરનું ઉપરીપણું દસ્તુર હોશંગજીને આપવામાં આવ્યું. એ પછી દરેમેહર બંધાવનાર શેઠ નશરવાંનજી મુલ્લાં તરફથી તેમના બેટા શેઠ ડાયાભાઇ નશરવાંનજી મુલ્લાંએ એક અંજુમનપત્ર વાંચી એ દરેમેહર નાગપોર તથા કામટીની જરથોસ્તી અંજુમનને એનાયત કરી હતી. એ બાદ શેઠ નશરવાનજી તથા દસ્તુર હોશંગજીને અંજુમન તરફથી માનપત્રો વાંચી સંભલાવી આપવામાં આવ્યાં, તથા અંજુમનના પ્રમુખ શેઠ બેજનજી દાદાભાઇ મેહતાએ એ બંધે સાહેબોને શેઆલો હોરાડી તથા એક શેઆલ દસ્તુર બહમનજીને અંજુમન તરફનાં માન અને ઉપકારની નીશાણી દાખલ ભેટ આપવાને દસ્તુર હોશંગજીને આપી. એજ મુજબ શેઠ નશરવાંનજીએ પણ એ બંધે દસ્તુર સાહેબોને તથા પોતાના પંથકી એ૦ શાપુરજી શોરાબજી ચલ્લાને શેઆલો હોરાડી, તથા અંજુમનના માજી શેક્રેટરી શેઠ નવરોજજી પાલણજી તલાટી જેવણે દરેમેહરનાં કામમાં ખાસ મેહનત લીધી હતી તેવણને એક સોનાનું ઘડીઆલ ભેટ આપ્યું. સારાં નસીબે દસ્તુર હોશંગજીની કોશેશથી રેલવેના જરથોસ્તી કામદારો પાછા અંજુમનમાં જોડાવાથી તેઓએ પોતાનાં કામથી ફારગ થયલા માજી શેક્રેટરી શેઠ બરજોરજી ઘડીઆલીને એક શેઆલ તથા હીરાની વીંટી ભેટ આપી હતી. અંજુમનના હાલના શેક્રેટરી ડાકટર નવરોજજી મંચેરજી લાકડાંવાલાએ શેઆલની ભેટ ઉપકાર સાથે ના પાડી હતી. એ બાદ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ તથા નાગપોરની મેશર્સ ખરશેદજીની કું૦ વગેરેના ઉપકાર માની મેલાવડો બરખાસ્ત થયો હતો, તથા હાજર રહેલા બાનુઓ અને ગ્રહસ્થો ત્યાં ખાણું લઇ છુટાં પડયાં હતાં.[2]

---

1 જામે જમશેદ, તા૦ ૧૪ મી નવેમ્બર ૧૮૯૫.

2 જામે જમશેદ, તા૦ ૯ અને ૧૧ મી નવેમબર ૧૮૯૫.
આ દરેમેહર ઊપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—
"પાક દાદાર અહુરમજદની મદદ હોજો.
"હુમત, હુખ્ત, હવર્સ્ત.
"બાઇ હીરાંબાઇ નોશેરવાનજી મા૦ મુલ્લાંની દરેમેહર."
"આ પાક આતશ આદરાન સાહેબ રોજ ૨૦ મે
"માહ ૨ જો શેહેનશાહી સને ૧૨૬૫ યઝદેઝરદી, તા૦ ૪
"થી નવેમ્બર સને ૧૮૯૫ ઇસવી ને વાર સોમને દીને.
"શ્રી નવસારીના અથોરનાન રહેવાસી એરવદ નોશેરવાંનજી માનેકજી મુલ્લાંએ પોતાનાં મરહુમ માતાજી "જીવનબાઇ તથા મરહુમ બેન કુંવરબાઇનાં પુણ્યને માટે "બંધાવી હજાવીને શ્રી નાગપોર તથા કામટીની જરથોસ્તી "અંજુમનનાં વપરાસ માટે ખુલ્લું મુક્યું છે.
"આ મકાન શેઠ નવરોજી પાલનજી તલાટીની દેખરેખ હેઠળ બંધાયું છે."

તા૦ ૯ મી નવેમબર.

રોજ ૨૪ માહ ૨ (શે૦) ૧૨૬૫ યઝદેજરદી.

મરણ—અરદેશર ફરાંમજી મુસ[1]—ઉમર વર્ષ ૬૮). એવણે ૧૮૪૩ માં અત્રેની એલફીનસટન ઇનસટીટયુટમાંથી વેસટ સ્કોલરની પદવી મેળવી હતી અને ૧૮૪૫ થી તે ઇનસટીટયુટમાં એક શીક્ષક તરીકે રહયા હતા તથા ૧૮૫૨ થી રસાયણ શાસ્ત્રના આસીસટંટ પ્રોફેસર નેમાયા હતા. ૧૮૪૮ માં સટુડંટસ લીટરરી સોસાયટી ઉભી કરવામાં એવણની પણ આગેવાની હતી તથા એજ વરસમાં નીકલેલી "ગ્નાન પ્રસારક મંડલી"ની સથાપનામાં પણ એવણનો આગેવાન હીસસો હતો, જેના એવણ પ્રથમ સેક્રેટરી બાદ ખજાનચી તથા પ્રમુખ હતા. એ મંડળી તરફથી એવણે વીદયા હુનરને લગતાં ૨૦ ભાશણો કરયાં હતાં. દેશીઓમાં પહેલો નાટક દાખલ થયો તેની દેખરેખ રાખવા ૧૮૫૩ માં નેમાયલી કમીટીના એવણ એક સભાસદ હતા. વીજળીનાં તારનાં દોરડાંની ગોઠવણ અને એ દોરડું આ દેશમાં દાખલ થવાથી હીંદને થનારા લાભને લગતો સરસ નીબંધ ઇંગ્રેજીમાં લખવા માટે એવણને ૧૮૫૪ માં પ્રોફેસર પેલને નામનો રૂપાંનો ચાંદ ઇનામમાં મળયો હતો. ૧૮૫૫ ની શરૂઆતમાં એવણે ગ્રાંટ મેડીકલ કોલેજના પ્રીનસીપલ ડા૦ જીરોડની ભલામણથી 'પ્રાચીન પ્રાણી વીદયા' નું એક નાનું પુસ્તક ઇંગ્રેજીમાં એ કોલેજના વીદયારથીઓ માટે રચયું હતું. મુંબઇની નેટીવ જનરલ લાઇબ્રેરી પડતી હાલતમાં હોવાથી તેના ઑનરરી સેક્રેટરીનો ઓધો લેવાનો આગ્રહ તેમને થયો હતો અને તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૫૭ ને દીને એવણે એ ઓધો કબુલયો અને તે ૩૫ વરસ સુધી ચલાવી ૧૮૯૨ માં છોડયો હતો.[2] ૧૮૫૭ માં ઇંગ્રેજી-ગુજરાતી મોટી ડીક્ષનરી એવણે શેઠ નાનાભાઇ રૂસતમજી રાણીનાની સાથે રચવા માંડી હતી, જેના ૧૦ અંકો એઓ બંને ગ્રહસ્થોની મેહેનતથી બહાર પડયા હતા. ૧૮૫૮ માં એ બેઉ ગ્રહસથો 'પારસી પંચ'ના કેટલુંક સુધી માલેક હતા. યુનીયન પ્રેસ ૧૮૫૯ માં એ બેઉ ગ્રહસથોએ સાથે સથાપયું હતું. એજ વરસમાં એઓએ સાથે ચીત્રપોથી પ્રગટ કરી હતી અને હાલનાં બંધારણની મયુનીસીપલ કારપોરેશનની હયાતી પછી થોડા વખતમાં એઓ બંને સાથે હીસાબ તપાસનારા નેમાયા હતા. ૧૮૫૮ માં એવણના રચેલા નીતીને લગતા નીબંધો 'નીતીબોધ નીબંધ' ને નામે છપાઇ પ્રગટ થયા હતા. બીજે વરસે 'ઓન ધી મેથડ ઓફ ટીચીંગ ગ્રામર' યાને વયાકરણ શીખવવાની રીતીને લગતું ઇંગ્રેજી પુસ્તક બહાર પાડયું હતું. કેળવણીખાતાંના મરહુમ જાણીતા વડા મી૦ ઇ. આઇ. હાવરડે ૧૮૬૦ માં 'એલફીનસટન સકુલ પેપર' નામનું કેળવણીખાતાંને લગતું એક માસીક ચોપાનીઉં એવણનાં અધીપતીપણાં હેઠળ પ્રગટ કરવા માડયું હતું, (જે પાછળથી એજયુકેશનલ રેકરડમાં ફેરવાઇ હાલ બંધ પડયું છે.) ૧૮૬૦ ના જુલાઇ માસમાં એવણ એલફી-નસટન ઇનસટીટયુટના શીક્ષકના ઓધા ઉપરથી ૧૫ વરસની સેવા પછી રીટાયર થયા હતા અને એ સેવાની પીછાનમાં તા૦ ૧૭ મી જુલાઇએ તેના ચેલાઓએ વાઇસ પ્રીનસીપલ મી૦ સમીથનાં પ્રમુખપણા હેઠળ એક સભા ભરી એવણને માનપત્ર આપયું હતું. કેળવણીખાતાંનો સંબંધ છોડયા પછી એવણ વેપારના કામમાં પડયા હતા. ૧૮૬૨ માં એવણ હીંદુસતાનની મુસાફરીએ નીકળયા હતા. તે મુસાફરીનું બહુ રસીલા હેવાલનું એક દલદાર રંગીન ચીત્રો સાથનું પુસતક એવણે બહાર પાડયું હતું. ખેતવાડીની સર કાવસજી જહાંગીરવાળી કનયાશાળામાં તેમજ ગણદેવી ખાતે પણ સર કાવસજીની ઇંગલીશ સકુલના એવણ ૧૮૬૪ થી તે સેવટ સુધી ટ્રસટી તથા આનરરી સેક્રેટરી હતા. બોંબે એસોસીએશનના ૧૮૭૦ થી તે સેવટ સુધી એવણ ખજાનચી હતા. ફરામજી કાવસજી ઇનસટીટયુટના એવણ ૧૮૬૮ થી તે સેવટ સુધી એક ટ્રસટી તથા આનરરી સેક્રેટરી હતા. એવણ એક સુલેહના અમલદાર, મુંબઇની પારસી ચીફ મેટ્રીમોનીયલ કોરટના એક ડેલીગેટ તથા મુંબઇની યુનીવરસીટીના એક ફેલો હતા.

ગંદેવીમાં ત્યાંની અંજુમન તરફથી એમનું ઉઠમણું કરવામાં આવ્યું હતું.

---

તા૦ ૧૦ મી નવેમબર.

રોજ ૨૬ માહ ૨ (શે૦) ૧૨૬૫ યઝદેજરદી.

મરણ—માણેકજી ખરશેદજી દીવેચા[3]—ઉમર વર્ષ ૫૯). એવણ ૧૮૫૮ માં અત્રેની સેક્રેટરીયટમાં એક કલારક તરીકે રહ્યા હતા અને વધતાં વધતાં ત્યાંના પોલીટીકલ અને જુડીશીયલ ખાતાંઓમાં ડપ્યુટી સુપ્રીનટેનડંટના ઓધાપર ચઢયા હતા. સરકારના સઘળા કાઉનસીલરોના જાયુકના સમાગમમાં એવણ આવેલા હોવાથી અત્રે સારૂ માન મેળવ્યું હતું. ૧૮૯૨ માં એવણે ૩૪ વરસે સરકારી નોકરી છોડી પેનશન મેલવ્યું હતું.

---

૧ મરહુમ શેઠ પેશતનજી, તથા ડા૦ ફરાંમરોજ, અને શેઠો [illegible]ભાઇ તથા કેખશરૂ અને બાઇ બસુબાઇ અરદેશર મુસના બાવા.

૨ એવણનું એક અર્ધ બાહવલું એ લાઇબ્રેરીના મેમબરોએ પોતપોતામાં રૂ૨૦૦૦) નું એક ફંડ એકઠું કરી તેમાંથી બનાવીને તા૦ ૨૧ મી આપરેલ ૧૯૦૬ ને દીને લાઇબ્રેરીમાં ઊભું કરાવ્યું હતું અને પ્રમુખ મી૦ ખરશેદજી રૂસતમજી કામાએ તે ખોલ્યું મેલ્યું હતું.

૩ શેઠ જીજીભાઇ માણેકજી દીવેચાના બાવા.

તા૦ ૧૨ મી નવેમબર.

રોજ ૨૮ માહ ૨ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

આજ દીને સુરત મધે રૂસ્તમપરામાં શેઠ કાવશજી શાપુરજી વેલાતીએ પોતાનાં જદેહરવાંનનાં ઉઠમણાંમાં રૂ.૪૦૦૦) ની રકમ પોતાના મરહુમ બેટા શેઠ પાલણજીની તથા પોતાની પછી પોતાની બાજને દીવસે જમન વગેરે કરવા તથા દર સાલ ફરવરદીન મહીના ને ફરવરદીન રોજે જશન કરવાનાં કારણસર ધર્મ ખાતે આપી હતી.[1]

શોલાપુરનાં સ્ટેશન ઉપર ઇંગ્રેજી દુકાન રાખનાર શેઠ હીરાજી ફરામજીને નામદાર સરકારે સદરબજારના વિલેજ મુનશફ નેમ્યા, જેની રૂહે એવણ રૂ૧૦) સુધીના દીવાની કજયાઓ સાંભળી શકતા હતા.[2]

તા૦ ૧૩ મી નવેમબર.

રોજ ૨૯ માહ ૨ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

સુરતની પાસે આવેલાં રાંદેર ગામમાં આગલ મરહુમ શેઠ દારાશાહ દોરાબજી રાંદેરીઆએ પોતાના બાવા મરહુમ શેઠ દોરાબજી બેહરામજી રાંદેરીઆની નઇઅતે તા૦ ૧૪ મી જુન ૧૮૩૪ ને દીને પરઠાવેલી દરેમેહર ઘણી બીસમાર હાલતમાં આવવાથી તેવણનાં વીધવા બાઇ પીરોજબાઇએ તે નવેસરથી બંધાવી આજ દીને પાછી પરઠાવી હતી. જશનની ક્રિઆ ત્યાંના બુજર્ગ પંથકી એ૦ હોરમજજી નસરવાંનજી રાંદેરીઆએ કીધા બાદ બાઇ પીરોજબાઇ તરફથી તેવણના નબીરા શેઠ દોરાબજી જાંહગીરજી રાંદેરીઆએ એક અંજુમન પત્ર વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ દરેમેહર રાંદેર કસબા તથા આસપાસનાં ગામોના જરથોસ્તીઓને એબાદત કરવા તથા ધર્મક્રિઆ કરાવવા માટે બોલી મેલીછે તથા તેનો ચાલુ નીભાવ કરવા માટે તેઓએ ઘટતો બંદોબસ્ત કર્યોછે. એ પછી રાંદેરની અંજુમન તરફથી શેઠ જમશેદજી બરજોરજી દારૂવાલાએ એક માનપત્ર તથા શેઆલ બાઇ પીરોજબાઇના દીકરા શેઠ જાંગીરજી દારાશાહ રાંદેરીઆને સારૂં તેવણના દીકરા શેઠ દોરાબજીને, તથા બીજું માનપત્ર અને શેઆલ એ દરેમેહર બાંધનાર કંત્રાકટર શેઠ જીવણજી જામાસપજી મીસતરીને તેવણે કાંઇપણ કમાણાની હાંસલ વગર પુનનાં કામ તરીકે પોતાની જાતી દેખરેખ તલે તે બાંધી તેમને તથા દરેમેહરના ઉપલા પંથકી એ૦ હોરમજજીને આપવામાં આવી હતી. એ બાદ ચાશની કરી સર્વે લોક વદાય થયાં હતાં.[3]

તા૦ ૧૪ મી નવેમબર.

સુરતના પડાનીયા પારસીઓનાં દોખમા આગળ જવાની નવી સડક બનાવવા માટે બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટે રૂ૭૬૭૨ ની રકમનો એક ચેક, મી૦ એદલજી દોરાબજી તલાટી મારફતે, ચોરાશીની તાલુકા લોકલ બોરડના પ્રમુખ મદદનીશ કલેકટર મી૦ વુડ ઉપર મોકલી આપયો, જેથી એ નવી સડક બાંધવામાં આવી.[4]

તા૦ ૧૬ મી નવેમબર.

મરહુમ શેઠ ફરાંમજી કાવશજી મારકર જેઓ તા૦ ૭ મી અકટોબર ૧૮૯૦ ને દીને મરણ પામ્યા હતા તેવણે પોતાનાં વશિહતનામામાં કરેલું ધર્મખાતાંઓને લગતું ત્રસ્ટ કાએદાસર છે કે નહિ તે બાબે હાઇ કોરટનું મત લેવા માટે તેમના વારસોએ એક મુકદમો માંડયો હતો. એ મુકદમામાં કેટલીક ધારા સંબંધી તકરારો થઇ તથા એકજ શાક્ષી શેઠ હોરમજજી મનચેરજી ચીચગરની જુબાની નવજોતના સંબંધમાં લેવાયા પછી આજ દીને નામદાર જડજ મી૦ કેનડીએ તેનો ચુકાદો આપ્યો કે મરનારે મજકુર ધર્મખાતાંનાં ત્રસ્ટમાં પોતાની દર વર્ષની બાજને દીને ચોપાતીની ધર્મશાલામાંના લાચાર આંધલાપાંગલા પારસીઓને જમાડવા તથા આશીદાદ આપવા પોતાનાં માતાજી મરહુમ બાઇ ખરશેદબાઇનાં પુનને માટે દર વર્ષના છહે ઘાહંબારો ઉપર એકેક દાહડો મજકુર ધર્મશાલામાંના આંધલાપાંગલાઓને જમાડવા તથા વેંહચાંણ કરવા, મુકતાદને તાંકણે દેશાવરો ખાતે ગરીબ લાચાર પારસીઓને વેંહચવા દર સાલ રૂ.૧૦૦) મુંબઇની પારસી પંચાયતનાં ફંડના ત્રસ્ટીઓને આપવા, તથા એજ મુજબ નવસારીના ગરીબ પારસીઓને દર સાલ મુકતાદને તાંકણે રૂ.૧૦૦ ની

૧ જામે જમશેદ, તા૦ ૧૪ મી નવેમબર ૧૮૯૫.

શેઠો બેજનજી માણેકજી જંબુસરીયા તથા જમશેદજી ફરાંમજી રબાડી એના ત્રસ્ટી છે.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૧૭ મી નવેમબર ૧૮૯૫.

૩ જામે જમશેદ, તા૦ ૧૫ મી નવેમબર ૧૮૯૫.

એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શી પાક દાદાર હોરમજદની મદદ હોજો.

આએ આદરાંનની દરેમેહેર મુંબઈવાલા શેઠ દારાશાહ દોરાબજી રાંદેલીયાએ પોતાનાં બાવા મરહુમ શેઠ દોરાબજી બેહરામજી રાંદેલીયાનાં પુનને માટે બંધાવી. રોજ ૧૭ મો સરોશ યજદ માહા ૯ મો આદર શેહેનશાહી સને ૧૨૦૩ યઝદજરદીને દને પરઠાવી હતી તે આદરાંનની મીલકત બીસમાર હાલતમાં આવી ગયાથી એવણની પુંજીમાંથી એવણનાં વીધવા ધણીઆંની બાઈ પીરોજબાઈએ પાછી બંધાવી રોજ ૨૯ મો મીનો મારેસ્પંદ માહા ૨ જો અરદીબેહેસ્ત શેહેનશાહી સને ૧૨૬૫ યઝદેજરદીને દીને ફરીને ઇજાવીછે."

૪ જામે જમશેદ, તા૦ ૧૩ મી નવેમબર ૧૮૯૫.

રકમ વેંહચવા, લાચાર પારસીઓનાં સ્વાનોને અવલમંજલ પોહચાડવા તથા તેમનાં કુટુંબોને અમુક રકમ આપવા, ગરીબ લાચારોનાં દુખનીવારણ અર્થે તેમને અમુક રકમ આપવા, અને મરનારના પીતા મરહુમ શેઠ કાવશજી ફરાંમજી મારકરની દર વર્ષની બાજને દીને ચોપાતીની ધર્મશાલામાંના લાચાર આંધલાપાંગલા પારસીઓને જમાડવા, અને લાચાર પારસીઓનાં છોકરાંઓની નવજોત કરવાના જે બંદોબસ્તો કરેલાછે તે કામોની મતલબ કોમના લોકને લાભ કરવાની હોવાથી તે સખાવત કાયદાપુરવક ટકી શકેછે, જેથી તે કાયમ રેહવી જોઇએ. ધર્મખાતાંને લગતી સખાવત લોકઉપયોગી તથા સ્થાનીક લાભો કરનારી હોવી જોઇએ. મરનારે પોતાનાં કુટુંબનાં ગુજરેલાંઓના રોજગાર તથા દરૂન બાજ અને મુકતાદની ક્રિઆ કરાવવા તથા મોબેદોને નાહનીઆ જમાડવા લખેલું છે તે સખાવત ગમે એવી પવિત્ર હોય, પણ લોકલાભની જણાતી નથી, તે ફકત કુટુંબના દીલાસા માટેની છે, જેથી તે રદ થવી જોઇએ, અને તેને લગતાં નાણાં મરનારની અશકેઆંમતને લગતા બાકી વધતા ભાગમાં લઇ જવાં.[1]

તા૦ ૧૮ મી નવેમબર.

મુંબઇના નામદાર ગવરનર લૉર્ડ સેંડહરસ્ટે આજ દીને કરાંચી મધે એક લેવી ભરી હતી, જ્યાં નીચલા પારસી ગ્રહસ્થો બીરાજ્યા હતા—

શેઠો દાદાભાઇ શોરાબશાહ મુનસફ, પાલણજી આદરજી મીસતરી, નાદરશાહ એદલજી દીનશાહ, ફરાંમરોજ એદલજી પંથકી, એદલજી દીનશાહ, બેહરાંમ એચ. જે. રૂસતમજી, જાંહગીર પીરોજશાહ, કાવશજી દીનશાહ, જાંહગીર હોરમજજી કોથારી, ફરાંમજી રૂસતમજી દેસાઇ, પેશતનજી બેહરાંમજી કોટવાલ, પોંહચાજી હોરમજજી બહમનજી જીજીભાઇ, રૂસતમજી એચ. જે. રૂસતમજી, એચ. જે. રૂસતમજી, નશરવાંનજી નવરોજજી પોંહચાજી.[2]

તા૦ ૧૯ મી નવેમબર.

મુંબઇની યુનીવરસીટીના "આરટસ" ની ફેકલતીના એક સીનડીક તરીકે શેઠ રૂસતમજી મેહરવાંનજી પટેલ, એમ. એ; એલ. એલ. બી. ને આજ દીને ચુંટી કાઢયા હતા.[3]

તા૦ ૨૦ મી નવેમબર.

રોજ ૬ માહ ૩ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

નવસારી પાસે આવેલાં વીઆરા ગામમાં બાઇસાહેબ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ પોતાના ખાવંદ મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં પુનને માટે એક દરેમેહર બંધાવી આજ દીને પરઠાવી હતી. જશનની ક્રિઆ નવસારીથી આવેલા મોબેદોએ કરવા બાદ એ૦ ફરાંમજી કેકોબાદજી દસ્તુર મેહરજીરાંણાએ તથા એ૦ મેહરજીભાઇ નવરોજજી કુતારે જરથોસ્તી ધર્મનીતિ અને સખાવત વિશે વાએજો કરી હતી. એ પછી બાઇ દીનબાઇ તરફથી તેમના એક કારભારી શેઠ બેહરાંમજી હોરમજજી પસતાકીઆએ અંજુમનપત્ર વાંચી સંભલાવ્યો, તથા વીઆરાની અંજુમન તરફથી બાઇ દીનબાઇ ઉપર- તેમજ નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજીપર મોકલવાનાં માનપત્રો વાંચી શેઆલ સાથે તેમનાપર રવાને કરવાને ઠેડવ્યું. એ બાદ બાઇ દીનબાઇ તરફથી વીઆરાની અંજુમનના એક બુજર્ગ ગ્રહસ્થ શેઠ એદલજી પેશતનજી જોખીને શેઆલ હોરાડવામાં આવી, તથા અંજુમન તરફથી શેઠો નશરવાંનજી ગીઆરા, મનચેરજી શાપુરજી તાતા, ફકીરજી નવરોજજી એલાવીઆ, રૂસતમજી મેહરવાંનજી માસ્ટર, તથા એ દરેમેહર પાછળ મેનીજ રાખનાર શેઠ એદલજી હોરમજજી લોટીઆને ઉપકારપત્રો તથા શેઆલો ભેટ આપવામાં આવ્યાં હતાં. એ બાદ શેઠ મનચેરજી શાપુરજી તાતા તરફથી જાહેર કરવામાં આવ્યું હતું કે તેવણે રૂ.૧૫૦૦ ની રકમ ધર્મખાતે આપી તેનાં વ્યાજમાંથી દર સાલ વીઆરા મધે શેહરીવર મહીનાનો ચોથો ધાહંબાર પોતાના બાવા મરહુમ શેઠ શાપુરજી કુવરજી તાતાનાં નામથી કરવાનો બંદોબસ્ત કીધોછે. એ પછી બાઇ દીનબાઇ તરફથી બપોરનાં તથા શેઠો ગીઆરા તાતાની કું૦ તરફથી રાતનાં નેઆતનાં જમન જમાડવામાં આવ્યાં હતાં.[4]

સુરતની પાસે આવેલાં કુંડીઆણાં ગામમાં અંજુમનના ઉધરાતથી બંધાવેલું ૨૯) પાવીનું દોખમું પરઠવાની તથા એ દોખમાંની સાંમે બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ પોતાના બેટા

૧ જામે જમશેદ, તા૦ ૧૮ મી નવેમબર ૧૮૯૫.

૨ ટાઇમસ ઑફ ઈ૦, તા૦ ૨૩ મી નવેમબર ૧૮૯૫.

૩ ટાઇમસ ઑફ ઈ૦, તા૦ ૨૦ મી નવેમબર ૧૮૯૫.

૪ જામે જમશેદ, તા૦ ૨૩ મી નવેમબર ૧૮૯૫.

અગીયારીનાં આગલાં બારણાંને માથે નીચે પ્રમાણે એક તખ્તી મારેલીછે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.

"આ દરેહમેહેરનું મકાન મરહુમ શેઠ નશરવાનજી
"માણેકજી પીટીટનાં પુનને માટે એઓની પુંજી મધેથી
"એવણનાં ધણીયાંણી બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ
"મેરવાનજી જીજીભાઇ મુગાનાં બેટીએ શ્રી નવસારી પ્રાંતના
"તાલુકે વયારા ગામ મધે બંધાવી રોજ ૬ ઠો ખોરદાદ
"અમસાશપંદ માહ ૩ જો ખોરદાદ અમસાશપંદ શેહેનશાહી
"સને ૧૨૬૫ યઝદેજરદી, તા૦ ૨૦ મી નવેમબર સને
"૧૮૯૫, સંવત ૧૯૫૨ ના માગસર સુદ ૪ ને વાર બુધને
"દીવસે ઇજાવી કુલે જરથોસતીઓના વપરાસ માટે ખુલ્લું
"મેલયુંછે."

મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં પુનને માટે રૂ.૨૦૦૦) ને ખરચે બંધાવેલી શગડી ઇજવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. જશનની ક્રિઆ દસ્તુર શાપુરજી મનચેરજી ઇછાપોરીઆએ કીધા બાદ એક અંજુમન પત્ર વંચાયો હતો, જેમાં કુવેટાવાલા ખાંન-બાહદુર બરજોરજી દોરાબજી હીરાપટેલ જેવણે આ દોખમું બાંધવાનાં ફંડમાં શરૂઆતમાંજ રૂ.૫૦૦૦) ની રકમ આપી હતી તેમનો તથા દોખમું બંધાવવાની આગેવાંની લેવા માટે સર દીનશાહજી માણેકજી પીટીટ બારો-નેટનો તેમજ દોખમાંના ઉપોગને માટે મજકુર શેઠ બરજોરજી પટેલે ૪) વીંઘા, શેઠ નવરોજી જમશેદજી પટેલે ૪।। વીંઘા, તથા ઓલપાડવાળા શેઠ રતનજી નવરોજજી પટેલે ૨) વીંઘા પોતાની જમીનો ધર્માદા આપવા માટે તેમના ઉપકાર માનવામાં આવ્યા હતા. એ પછી દોખમું બાંધનાર કંત્રાકટર શેઠ ફરામજી હોરમજજી ગજધરને તેમજ શગડી બંધાવી આપનાર બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટપર મોકલવાનાં માનપત્રો વંચાયાં, તથા ગામવાસીઓ તરફથી દસ્તુર શાપુરજી મનચેરજી ઇછાપોરીઆને, કુંડી-આંણાના પંથકી એ૦ બેહરામજી હીરજીભાઇને, કંત્રાકટર શેઠ ફરામજી હોરમજજી ગજધરને, કુંડીઆંણાંના પટેલ શેઠ રૂસ્તમજી દોરાબજી હીરાપટેલને, તથા ઓલપાડના પટેલ શેઠ રતનજી નવરોજજીને શેઆલો આપવામાં આવી હતી.[1]

એજ ગામમાં સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના બેટા મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટનાં પુનને માટે બંધાવવા ધારેલી ધર્મશાળાનાં મકાનનો પાયો એજ દીને સાંજનાં પાંચ કલાકે દસ્તુર શાપુરજી મનચેરજી ઇછાપોરીઆએ નાખ્યો હતો.

### તા૦ ૨૭ મી નવેમબર.

રોજ ૯ માહ ૩ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—બાપુજી પાલણજી રાંનજી[2]—ઉમર વર્ષ ૬૫)-એવણુ ૧૮૪૯ માં ચીન ખાતે મેસરસ પી. એંડ ડી. એદ્દુ-કામાની વેપારી પેહેડીમાં મદદનીશ તરીકે ગયા હતા. એવણુ નીયમીત તથા સાદી જીંદગી ગુજારનાર તથા મોટી નમનતાઇવાળા અને બહુ અનુભવી ગ્રહસ્થ હતા.

### તા૦ ૨૯ મી નવેમબર.

મુંબઇવાલા શેઠ શાપુરજી નશરવાનજી બેદવારને આજ દીને લેસ્ટન શેહરમાં ભરાયલાં ફોતોગ્રાફીનાં પ્રદર્શણ-માંથી "એક બારણેથી બીજે બારણે" એ નામનાં એક ભટકતા ફકીરનાં પીકચર માટે એક રૂપાંના ચાંદનું ઇનામ મલ્યું હતું. એ ચાંદ એમને ૩૪ મો ઇનામમાં મલ્યો હતો.[3] એજ પ્રમાણે લીડસ શેહરનાં પ્રદર્શણમાં પણ એક રૂપાનો ચાંદ મલ્યો હતો, તથા લંડનનાં "ધી ફોટોગ્રાફ" નામનાં ચોપાનીયાંના ચાલુ માસના અંકમાં એમની એક તસવીર તથા જીંદગીનો હેવાલ પ્રગટ થયોછે.[4]

### તા૦ ૧ લી ડીસેમબર.

મુંબઇવાલા શેઠ દીનશાહ દોરાબજી મીસતરીએ સુરત મધે ગોપીપરાનું પોતાનું અસલ મકાંન રૂ.૬૦૦૦) ની કીમતનું ત્યાંની મ્યુનીસીપાલીટીની નંબર ૯ વાલી નિશાલ-ના ઉપ્યોગને માટે ભેટ આપ્યું હતું. એ ભેટ મ્યુનીસી-પાલીટીની આજની સભામાં ઉપકાર સાથે બાહલ રાખી એ નિશાલનું નામ "નશરવાંનજી પુંજીઆજી ગુજરાતી નિશાલ" કરી રાખવાનો ઠેડાવ કીધો હતો.[5]

### તા૦ ૯ મી ડીસેમબર.

સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇન-સ્ટીટયુટના એક અધિકારી મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટની જગોએ નામદાર સરકારે શેઠ હોરમજજી બેહરાં-મજી કામાજીને નેમ્યા હતા.[6]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૨ મી નવેમબર ૧૮૯૫.

આ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ હોજો.

"આએ દોખમું શ્રી ગામ કુંદીઆણા, તાલુકે "ઓલપાડ, જીલ્લે સુરત મધે નામદાર શેઠજી સર દીનશાજી "માણેકજી પીટીટ બારોનેટની આગેવાનીથી કુંદીઆંણાની "અનજુમને ભેગા મલી જરથોશતી ટોલામાં ઊપરાંણું કરી "શેઠ ફરામજી હોરમજજી ગજધર મીસ્ત્રી હસતક બંધાવ્યુંછે. "ઇ૦ ઝ૦ ૧૨૬૫. ઇ૦ સ૦ ૧૮૯૫. શા૦ ૧૯૫૨."

શગડીપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ હોજો.

"આએ શગડીનું મકાંન મરહુમ શેઠ જમશેદજી નશર-"વાંનજી પીટીટનાં પુનને માટે એઓનાં માતાજી બાઇ "દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં "વીધવા અને મરહુમ શેઠ મેહરવાંનજી જીજીભાઇ મુગાનાં "બેટીએ મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટની પુંજી "મધેથી જીલ્લે સુરતનાં ઓલપાડ મધેનાં ગામ કુંડીઆંણાં "મધે બંધાવી રોજ ૬ ખોરદાદ અમશાશપંદ માહા ૩ "ખોરદાદ અમશાશપંદ શેહેનશાહી સને ૧૨૬૫ ઇઅજદજરદી. "તા૦ ૨૦ મી નવેમબર ૧૮૯૫. શંવત ૧૯૫૨ નાં માગ-"શર સુદ ૪ ને વાર બુધના દીવસે ઇજવી કુલ જરથોશતી-"ઓના વપરાસ માટે ખુલ્લું મેલયુંછે."

૨ શેઠ દોરાબજી બાપુજી રાંનજીના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૯૫.

૪ જામે જમશેદ, તા૦ ૨૦ મી નવેમબર ૧૮૯૫.

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૮ મી ડીસેમબર ૧૮૯૫.

૬ જામે જમશેદ, તા૦ ૧૦ મી ડીસેમબર ૧૮૯૫.

તા૦ ૧૨ મી ડીસેમ્બર.

રોજ ૨૮ માહ ૩ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

ભરૂચ મધે બાહેરકોટ મરહુમ શેઠ નવરોજજી કાવશજી નાળીએરવાલાની દરેમેહર ઘણી પુરાંણી થવાથી બીસમાર હાલતમાં આવવાથી તે ફરી નવેસરથી બંધાવી આપવાને મરહુમ શેઠ શાપુરજી શેરાબજી નાળીએરવાલાંની પુંજીમાંથી તેમના વારસોએ માથે લીધું હતું. તેનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને તે મરહુમના વડા બેટા શેઠ અરદેશર શાપુરજી નાળીએરવાલાએ એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. આ વેલાએ ભરૂચની અંજુમન તરફથી શેઠ આદરજી મનચેરજી દલાલે એક માનપત્ર મરહુમ શેઠ શાપુરજીનાં વીધવા બાઈ વીરબાઈજી તથા શેઠો અરદેશર, પેશતનજી, તથા કુટુંબજોગું વાંચી તેમને અર્પણ કીધું હતું.[1]

---

તા૦ ૧૩ મી ડીસેમ્બર.

શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીની કબીલા માટેની કમીટી આજ દીને શરૂ થઈ.[2]

---

તા૦ ૧૬ મી ડીસેમ્બર.

રોજ ૨ માહ ૪ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—હોરમજજી દોરાબજી ભરૂચા—ઉમર વર્ષ ૬૫). એવણ ખેતવાડીના જરથોસ્તીઓનાં ભલાંના તેમજ સંસારી મુશકેલી વગેરેનાં કામોમાં પોતાથી બની શકતી મેહેનતની મદદ કરતા હતા. ખેતવાડીના મુકતાદ બાજ જશન અને ધંહબારને લગતાં ફંડના એવણ ૧૮૭૦ થી ટ્રસ્ટી હતા.[3]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૮૯૫.

૨ એ કમીટીએ ૧૧૦ બેઠકો કરી, બરાબર ૮) વર્ષે એટલે તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૯૦૩ ને દીને રીપોર્ટ કરી પંચાંગ ગોઠવ્યું.

૩ ઓલપાડ મધે એવણનું ઊઠમણું થયું હતું.

એવણની યાદગારી રાખવા માટે એવણના મિત્રોએ એક ફંડ ઊભું કીધું હતું, જે મધે રૂ.૧૪૪૩॥) ભરાયા હતા તેમાંથી એવણની એક તસવીર પડાવી તે તા૦ ૧૪ મી સપટેમ્બર ૧૮૯૬ ને દીને ખેતવાડીની મરહુમ શેઠ કાવશજી માણેકજીવાલી દરેમેહરમાં મોકલી મુકી હતી, અને બાકી વધેલી રકમમાંથી રૂ.૬૧૫) ખેતવાડીનાં જરથોસ્તીઓનાં ધર્મખાતાંમાં ગરીબ જરથોસ્તીઓને મદદ આપવાનાં ખાતાંમાં તથા રૂ ૫૦૦) નાં વ્યાજમાંથી દર સાલ એમની બાજ કરવા આપ્યા હતા.

તા૦ ૧૮ મી ડીસેમ્બર.

હાનરેબલ ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઈ. ઈ. ને નામદાર વાઈસરાયની ધારા બાંધનારી સભામાં ફરી બીજીવાર ચુંટી કાઢયા હતા.[4]

---

મુંબઈના નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટે આજ દીને આતરેની શેક્રેટરીએટ આફીસનાં દીવાંનખાંનાંમાં એક "લેવી" ભરી હતી, જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ખાનગી એનટ્રીમાં હાજર થયા હતા—

સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઈ; સર જાંહગીર કાવશજી જાંહગીર રેડીમની, હાનરેબલ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઈ. ઈ; હાનરેબલ ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઈ. ઈ; શેઠ કાવશજી દાદાભાઈ રૂસતમજી.[5]

---

તા૦ ૧૯ મી ડીસેમ્બર.

રોજ ૫ માહ ૪ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—હોરમારજી અરદેસર વાડીઆ[6]—ઉમર વર્ષ ૪૦). એવણ અત્રેની મેસરસ બી. એંડ એ. હોરમારજીની પેહડીમાં પોતાના મરહુમ પીતાની હૈયાતીમાં ભાગ્યા થયા હતા. અને સને ૧૮૮૨ માં તેમનાં મરણ પછી એકલા માલેક હતા. અને શરૂઆતમાં તેનું કામકાજ તેવણે ઘણું વધારી દીધું હતું. જે માટે એવણે યુરોપની ચાર વાર મુલાકાત લીધી હતી. પણ ૯) વર્ષ પેઢી ચલાવ્યા પછી ૧૮૯૧ માં એ ૬૫) વર્ષની પુરાંણી પેઢી બંધ કરવી પડી હતી. તેવણને તા૦ ૧ લી મે ૧૮૯૧ ને દીને નાદાર ઠડાવ્યા હતા. તે વેળા તેમની પહેડીનું દેવું રૂપ્યા આશરે ૪૮ લાખ હતું ત્યારે તેમની અસ્કેઆમત આશરે પોણા છ લાખ હતી. તેમની નાદારી માટેની અરજી સામે થયલા માંગનારાઓમાં મુખ્ય મુંબઈની ૬ બેંકો હતી. નાદારીની તપાસ મુંબઈની હાઈ કૉર્ટમાં નાદારીના કમીશનર જસટીસ ફૅરન સનમુખ ૮ દીવસ ચાલી તા૦ ૬ ઠી આગસ્ટ ૧૮૯૨ ને દીને નામદાર કમીશનરે મી૦ હોરમારજીને કેટલાક વાંકોમાંથી મુકત કરી એવો અભીપ્રાય આપ્યો કે નાદારે નાણા પાછાં ફેરવવાની વાજબી અને સંભવીત આશા ન છતાં કરજ કરવામાં ગંભીર ગેરવર્તણુક ચલાવી તથા પોતાની મીલકત છુપાવી હતી અને તેથી તેમને ત્રણ મહીનાની કેદખાનાની સજા ફરમાવી ૧૫ મહીના સુધી તેનું નાદારીમાંથી મુકતપણું મુલતવી રાખ્યું હતું.[7] સારા વખતમાં એવણે પણ ગીરદેશીમાં

---

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૨૨ મી ડીસેમ્બર ૧૮૯૫.

૫ ટાઈમસ ઑફ ઈં૦, તા૦ ૧૯ મી ડીસેમ્બર ૧૮૯૫.

૬ શેઠ અરદેસર હોરમારજી વાડીઆના બાવા.

૭ ઈન્ડયન લૉ રીપોર્ટસ ૧૭ મુંબઈ પાને ૩૧૩.

આવેલાં થોડાંક અસલી ખાનદાનોને પોતાના મરહુમ પીતાની માફક કેટલોક વખત સુધી મદદ કરી હતી, તથા શાહેરકોટ શેઠ અબદુલ રહેમાન ખીટમાં પોતાને ખરચે એક ધરમનું દવાખાનું ચાલુ રાખ્યું હતું. બી. એં ડ એ. હોરમારજીની પેઢી ૬૫ વરસે ભાંગવાથી અત્રેના લોકોને દલગીરી લાગી હતી.

---

મરણ—શાપુરજી ફરાંમજી માર્ડન—ઉમર વર્ષ ૪૯). એવણ પહેલા અત્રેની એક સકુલમાં માસતર હતા. ત્યાર-પછી પોતાના પીતા સાથે રેશમી કાપડની દલાલીના ધંધામાં જોડાયા. પોતાના પીતાનાં મરણ પછી તેવણે પોતાનો ધંધો ઘણી બાહોશી અને ચાલાકીથી વધારી રેશમી કાપડના એક આગેવાન દલાલ તરીકે પોતાનું નામ મશહુર કીધું. મરનારે પોતાના ધંધામાં વેપારીઓનો ઘણો ચાહ તથા વીશવાસ મેળવ્યો હતો.

---

તા૦ ૨૧ મી ડીસેમબર.

અતરેની ગુજરાતી ગ્નાન પ્રસારક મંડલી[1] એ વિદ્યા હુનરના મેળાવડાનું એક "કોનવરસેઝીયોની" આજ દીને એલફીનસ્ટન હાઇ સ્કુલમાં કીધું હતું. આની સાથે અનેક વિદ્યા હુનર, રસાયણ, વૈદાં, ઉદ્યોગો વગેરેનું એક પ્રદર્શણ ઉઘાડવામાં આવ્યું હતું. જે તા૦ ૨૨ મીએ પણ ખોલલું રાખવામાં આવ્યું હતું. સઘલી મલી આશરે ૭૫) બાબદો જુદા જુદા વિદ્વાંન ગ્રહસ્થોએ રજુ કરી હતી, અને તેઓ જાતે હાજર થઇ તેની સમજ આપતા, અને અખતરા કરતા હતા.[2]

તા૦ ૨૭ મી ડીસેમબર.

૧૧ હીંદી મી નેશનલ કોનગ્રેસ પુણામાં બાબુ હાનરેબલ સુરેનડરોનાથ બાનરજીના પ્રમુખપણાં હેઠલ ભરાઇ. તેમાં મશહુર દીનશાહ એદલજી વાછા, ડાકટર કેખશરૂ નશરવાનજી બાપુરજી અને હોરમજજી અરદેશર વાડીઆએ ભાગ લીધો હતો.[3]

---

તા૦ ૨૯ મી ડીસેમબર.

રોજ ૧૫ માહ ૪ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

રાજકોટ મધે અંજુમનના ઉધરાતથી બંધાનારા દોખમાનો તાંણો પુરવાની ક્રિઆ આજ દીને મુંબઇવાલા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાનાનાં ઉપરી-પણાં હેઠલ કરવામાં આવી હતી. ક્રિઆ પુરી થવા બાદ અંજુમનના સેક્રેટરી શેઠ રતનશાહ પેશતનજી દમરીએ એક અંજુમન પત્ર વાંચી સંભલાવ્યો હતો, જેમાં જણાવવામાં આવ્યું હતું કે દોખમાંની સાંમે એક શગડી તથા ઘટતી જગોએ નશાખાંનું બાંધવા માટે બાઇ સાહેબ દીનબાઇ નશરવાંનજી પીટીટે રૂ.૩૦૦૦), તથા એક સખી જરથોસ્તી-એ દોખમાં આગલ કુવો બાંધવાને રૂ.૨૭૦૦), તથા શેઠ કાવશજી દીનશાહ એડનવાલાએ દોખમાંનાં કામ માટે રૂ.૨૫૦૦) ના ઘડેલા પથરા ભેટ આપ્યાછે, તથા મુંબઇ-માં ફંડ એકઠું કરવાને દસ્તુર જામાસ્પજીએ તકલીફ લીધી-છે, તેથી તે સર્વનો આભાર માનવામાં આવ્યો હતો. એ બાદ શેઠ કુવરજી કોયાજી વકીલે ઉઠી અંજુમનના સર-નશીન શેઠ બરજોરજી નવરોજજી આગા તથા કારોબાર મંડલીનો આભાર માનયો હતો.[4]

---

૧ એ માટે મંડલીની એક ખાસ કમીટી—ડા૦ હોર-મજજી કુવરજી તવરીઆ, શેઠો એદલજી દોરાબજી તલાતી, દારાશા રતનજી ચીજગર (આ૦ ખજાનચી) અને નશર-વાંનજી હીરજીભાઇ પટેલ (આ૦ સેક્રેટરી) ની નેમાઇ હતી.

૨ એ વિદ્વાન ગ્રહસ્થોમાં નીચલા પારસીઓ હતા:—

ડા૦ નશરવાંનજી ફકીરજી સરવેઅર, ડા૦ હોરમજજી કુવરજી તવરીઆ, ડા૦ મંચેરજી બેહરાંમજી કોલાહ, ડા૦ જાલ શોરાબજી વકીલ, શેઠો કાવસજી દાદાભાઇ કથીક, હોર-મજજી મંચેરજી કોલાહ, ખરશેદજી નશરવાંનજી વેવાઇ, રા. એ. જીવણજી જમશેદજી મોદી, એદલજી દોરાબજી તલાટી, કેખશરૂ એદલજી તલાટી, કેખશરૂ નવરોજજી કાબરાજી, ડા૦ પીરોશા રૂસતમજી મોદી, ડા૦ રૂસતમજી ચાંપશીજી કાલાપેશી, ડા૦ રૂસતમ નાહનાભાઇ રાણીના, શેઠો દારાશા રતનજી ચીજગર, એ. બી. દારૂખાનાવાલા, ધનજીશાહ નવરોજજી પટેલ, શોરાબ નાહનાભાઇ રાણીના, વીકાજી એદલજી વખારીઆ, નવરોજજી દોરાબજી ચાકમાર-વાલા, કાવશજી ધનજીભાઇ માહલક્ષમીવાલા, જમશેદજી ધનજીભાઇ માહલક્ષમીવાલા, ડા૦ અરદેસર દાદાભાઇ મોદી, ડા૦ અરદેસર હોરમજજી ઘાસવાલા, ડા૦ નાહનાભાઇ નવ-રોજજી કાતરક, ડા૦ મેહરજીભાઇ રૂસતમજી શેઠના, શેઠો નવરોજજી હોરમજજી કાતરક, દીનશાહ પેશતનજી ઘડીઆલી, પ્રોફેસર કાવસશાહ દાદાભાઇ નાયગાંમવાલા, વગેરે.

૩ જામે જમશેદ, તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૯૫.

૪ જામે જમશેદ, તા૦ ૨ જી જાનેવારી ૧૮૯૬.

આ દોખમાનાં ફંડમાં રૂ.૧૦૦૦) શેઠ હોરમજજી અરદેસર વાડીઆએ, રૂ.૮૦૦) ખા. બ. ધનજીશાહ હોરમ-જજી, અને શેઠ કુવરજી કોહયાજીએ, રૂ.૫૦૦ શેઠો મેહર-વાંનજી મનચેરજી, તથા કાવશજી અને બીખાજીએ આપ્યા હતા.

## તા૦ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં ઇયાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૯૫ સુધીમાં મુંબઇના પારસીઓમાં ૧૪૨૨ જન્મ થયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૪૬૮ જોડાંનાં લગન તથા ૧૧ જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતું:—

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| લગન— | ૭ થી ૧૦ વર્ષનાં.... | ૨ | ૭ | ૯ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૮ | ૯૫ | ૧૦૩ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં.... | ૪૩ | ૨૦૭ | ૨૫૦ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં.... | ૧૮૨ | ૧૩૨ | ૩૧૪ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં.... | ૧૪૯ | ૨૩ | ૧૭૨ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં.... | ૫૯ | ૩ | ૬૨ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં.... | ૧૯ | ૦ | ૧૯ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં.... | ૩ | ૧* | ૪ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં.... | ૧ | ૦ | ૧ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં.... | ૧ | ૦ | ૧ |
| | ૫૬ થી ૬૦ વર્ષનાં.... | ૧† | ૦ | ૧ |
| | | ૪૬૮ | ૪૬૮ | ૯૩૬ |

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| ગગરનાં- | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૧ | ૧ | ૨ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૦ | ૪ | ૪ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૧ | ૫ | ૬ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૧ | ૧ | ૨ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૬ | ૦ | ૬ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં.... | ૧ | ૦ | ૧ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં.... | ૧ | ૦ | ૧ |
| | | ૧૧ | ૧૧ | ૨૨ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૧૧૯૧ મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૪૬ | ૪૮ | ૯૪ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં.. | ૪૩ | ૨૩ | ૬૬ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં.. | ૯૭ | ૭૮ | ૧૭૫ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૮૬ | ૧૧૩ | ૧૯૯ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૧૧ | ૧૮ | ૨૯ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૨૧ | ૧૮ | ૩૯ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૩૨ | ૫૧ | ૮૩ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૩૨ | ૨૯ | ૬૧ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૪૯ | ૩૮ | ૮૭ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૬૦ | ૫૫ | ૧૧૫ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૫૮ | ૪૮ | ૧૦૬ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૨૮ | ૫૯ | ૮૭ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૧૫ | ૨૮ | ૪૩ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં...... | ૦ | ૭ | ૭ |
| | ૫૭૮ | ૬૧૩ | ૧૧૯૧ |

* એ એક ૪૪) વર્ષની કુંવારી ૪૭) વર્ષના બીજવર સાથે.

† એ એક ૫૬) વર્ષનો બીજવર ૩૨) વર્ષની કુંવારી સાથે.

એ ૧૧૯૧) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૧૨ | ભાંએખલા .. | ૩ |
| કોટ ...... | ૩૭૧ | મજગાંમ .... | ૩૯ |
| મેદાન ...... | ૪ | પરેલ ...... | ૪૧ |
| ધોબીતલાવ .. | ૨૫૭ | ચીચપોગલી .. | ૧ |
| કરેલવાડી.... | ૨૧ | નાયગાંમ .... | ૩ |
| ગીરગાંમ .... | ૧૩ | દાદર ...... | ૨ |
| ચોપાટી .... | ૩૧ | માહીમ ...... | ૯ |
| ગ્રાંટ રોડ.... | ૩૦ | વાંદરા ...... | ૧૨ |
| તારદેવ...... | ૨૬ | ઉરન........ | ૧ |
| ગોવાલીઆ .. | ૧૦ | સર જમશેદજી હાસ્પીટલ .. | ૫ |
| ખંબાલા .... | ૪ | બહમનજી આલબલેસ હાસ્પીટલ | ૧૪ |
| માહાલક્ષ્મી .. | ૭ | | |
| વાલકેશ્વર.... | ૫ | | |
| બાહેરકોટ.... | ૯૯ | બાઇ મોટલાંબાઇ હાસ્પીટલ .. | ૭ |
| ખેતવાડી .... | ૧૨૮ | | |
| કામાઠીપુરા .. | ૬ | સર દી૦ પીટીટ હાસ્પીટલ .. | ૧ |
| નલબજાર.... | ૧૬ | | |
| ચેટાંકી...... | ૨ | ગોકલદાસ તેજપાલ હાસ્પીટલ .. | ૧ |
| ડુંગરી .... | ૧ | | |
| ભીંડીબજાર .. | ૯ | | |
| | | | ૧૧૯૧ |

એ ૧૧૯૧) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| તાવ .......... | ૩૨૫ | મરડો ........ | ૪૬ |
| જ્ઞાનતંતુને લગતાં દરદો. | ૧૬૩ | પેટનો મરજ .... | ૩૭ |
| ફેફસાંને લગતાં દરદો. | ૧૦૭ | છુપા ભાગોને લગતાં દરદો........ | ૧૫ |
| લોહી વિકાર .... | ૨૭ | | |
| ખઇ .......... | ૫૪ | પીશાબને લગતાં દરદો. | ૧૪ |
| જલંદર ........ | ૧૪ | ચામડીને લગતાં દરદો. | ૧૫ |
| શીતલા ........ | ૫ | હાલચાલ તથા તંતુને લગતાં દરદો .. | ૬ |
| ગોવરૂ .... ... | ૨૮ | | |
| કોલેરા ........ | ૨ | આંખ કાનને લગતાં દરદો ...... | ૨ |

રચતપીત ....... ૧
તરતનાં જન્મેલાં .. ૬૪
જઇફી તથા નાકવતી. ૧૨૦
આપઘાત ...... ૪‡
(૧ કુવામાં પડીને.
૧ જેહર ખાઇને.
૧ બારીએથી કુદકો મારીને.
૧ રેલવે તળે કચડાઇને)
હોનારત, અકસમાત વગેરે ........ ૧૧§
(૨ બારીએથી પડી જવાથી.
૧ હાસ્પીટલમાં વધુ કલોરોફાર્મ આપ્યાથી.
૧ રસ્તામાં ગાડીમાં ફી ફ રે આવ્યાથી.
૧ ડાઝી જવાથી.
૧ ગાડી સુધાં દરીયામાં ઉઠલાઇ જવાથી.
૨ ગાડી તળે આવી જવાથી.
૧ દાદરપરથી પડી જવાથી.
૨ ઘર પડવાથી તેમાં કચડાઇ જવાથી.)
બીજાં દરદોથી.... ૧૦૧

૧૧૯૧

આખે વર્ષમાં નાદારીની અરજી (૩) પારસીઓ તરફથી અપાઇ હતી, તેમાં ૩) ઓરત હતી.

---

‡ એ ૪) આપઘાતો ૩) પુરૂષ અને ૧) સ્ત્રીએ કીધા હતા. પુરૂષોમાં એક ૫૫ વર્ષના તાલીકલાર્ક નાણાં જતાં રેહવાને લીધે સ્વભાવ બગડવાથી કુવામાં પડીને, એક ૨૭) વર્ષના જવાંન દલાલે શેરના સત્તામાં નુકસાંન જવાથી જેહર ખાઇને, તથા એક ૪૮) વર્ષનાએ મગજની અસ્થિર હાલતમાં રેલવે તલે કચડાઇને; તેમજ એક ૬૬) વર્ષની સ્ત્રીએ માંદગીથી કંટાલી ત્રિજે માળની બારીએથી કુદકો મારી આપઘાત કીધા હતા.

§ હોનારતથી મરણ પામેલાં ૧૧) જણામાં ૬) પુરૂષ અને ૫) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૧૨) વર્ષનો ઇરાંની છોકરો ઘરના મજલાના ત્રિજા માળની બારીએથી પડી જવાથી, એક ૧૯) વર્ષના જવાંનને હાસ્પીટલમાં હરસનું વાઢકાપ કરતાં કલોરોફાર્મ આપવાથી હારટ બંધ થઇ જવાથી, એક ૧૧ા વર્ષનો ઇરાંની છોકરો ગરમ પાણીની ડેગરી આંગપર ઘોલાવાથી ડાઝી જઇ, એક ૪૮) વર્ષનો ઘોડો શીખવનાર નવી ઘોડી હાંકતાં તે તોફાંની થઇ ગાડી સુધાં કોલાબે બંદરના દરીયામાં પડી જવાથી થયલી ઇજાને લીધે, એક ૩૭) વર્ષનો નશેશાલાર બેહરો હોવાથી ત્રામની અડફાતમાં આવી જવાથી, અને એક ૬૫) વર્ષનો ઘરના દાદરપરથી પડી જવાથી માથામાં જખમ થવાને લીધે મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એક ૫૯) વર્ષની રસ્તામાં ગાડીમાં ફીટ થઇ આવ્યાથી, એક ૨ા વર્ષની છોકરી ઘરના ત્રિજા માલની બારીએથી રસ્તામાં પડી જવાથી, એક ૭૫) વર્ષનાં ડોશાં ભાડુતી ગાડીની અડફાતમાં આવવાથી સખ્ત ઇજા થવાને લીધે, અને એક ૫૫) તથા બીજી ૪૩) વર્ષની બાઇઓ કરેલવાડીમાં ઘર પડવાથી તેની તલે દબાઇ જવાથી તુરત મરણ પામીયાં હતાં.

# ઉઠમણામાં સખાવત ઈ૦ સ૦ ૧૮૯૫.

| તારીખ. | | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. | |
|---|---|---|---|---|---|---|
| અને ૧૨૬૪ યઝદેજરદી | અને ૧૮૯૫ ઇસવી. | | | | | ૧૮૯૫, તારીખ. |
| રોજ ૨૧ માહ ૪ (શ૦), | તા૦ ૪ થી જાનેવારી. | શેઠ ધનજીભાઇ જુરાભાઇ (વલસાડ). | ૨૯૦૨૫ | (૧) | જામે જમશેદ, | ૭— ૧ |
| " ૯ " ૬ (ક૦), | તા૦ ૨૨ મી જાનેવારી. | બાઇ જાઇજી તે શેઠ નશરવાંનજી દીનશાહજી શાહેરનાં વીધવા. | ૧૦૫૦ | બેશીઓએ. | " ", | ૮— ૨ |
| " ૧૮ " ૬ (ક૦), | તા૦ ૩૧ મી જાનેવારી. | શેઠ દાદાભાઇ નવરોજજી મોદી. | ૩૪૯૫ | પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦૦) અને બેશીઓએ. | " ", | ૧— ૨ |
| " ૧૯ " ૫ (શ૦), | તા૦ ૧ લી ફેબરવારી. | " કેપ્ટન ફરદુનજી ધનજીભાઇ આલબલેસ. | ૭૭૧૩ | બપાવાએ રૂ.૫૦૦૦), અને બેશીઓએ. | " ", | ૨— ૨ |
| " ૨૦ " ૫ (શ૦), | તા૦ ૨ જી ફેબરવારી. | બાઇ જરબાઇ તે શેઠ મનચેરજી દોરાબજી વકીલ અથવા ઇજનેરનાં ધણીઆંની. | ૫૯૦૬ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦૦), અને બેશીઓએ. | " ", | ૬— ૨ |
| " ૨૦ " ૫ (શ૦), | તા૦ ૨ જી ફેબરવારી. | " મીઠીબાઇ તે શેઠ જીવાજી ધનજીશાહ અંકલેસરીઆનાં ધણીઆંની (ભરૂચ). | ૫૬૨ | બેશીઓએ. | " ", | ૬— ૨ |
| " ૨૧ " ૫ (શ૦), | તા૦ ૩ જી ફેબરવારી. | " હીરાંબાઇ તે શેઠ એદલજી ફકીરજી માસટરનાં વીધવા (ભરૂચ). | ૨૨૦૧ | પોતાની પુંજીમાંથી. | " ", | ૬— ૨ |
| " ૧ " ૬ (શ૦), | તા૦ ૧૩ મી ફેબરવારી. | શેઠ બહમનશાહ હોરમજશાહ ડાકટર (સુરત). | ૭૦૦ | બાવાએ રૂ.૫૦૦) અને બપાવાએ રૂ.૨૦૦). | " ", | ૧૫— ૨ |
| " ૪ " ૬ (શ૦), | તા૦ ૧૬ મી ફેબરવારી. | બાઇ આઇમાય તે નાયબ દસ્તુર કેકોબાદ આદરબાદનાં ધણીઆંની (પુણાં). | ૧૪૦૫ | બેશીઓએ. | મુંબઇ સમાચાર, | ૧૯— ૨ |
| " ૧૭ " ૭ (ક૦), | તા૦ ૧ લી મારચ. | " મીઠીબાઇ તે શેઠ અરદેસર શેરાબશાહ તાલેયારખાંનનાં વીધવા (સુરત). | ૧૪૦૦ | દીકરા શેઠ દીનશાહે રૂ.૧૦૦૦) અને બેશીઓએ. | જામે જમશેદ, | ૪— ૩ |
| " ૧ " ૭ (શ૦), | તા૦ ૧૫ મી મારચ. | શેઠ અરદેસર ડોશાભાઇ મુનશી. | ૨૧૭૪ | દોસ્ત સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ.૧૦૦૦) અને બેશીઓએ. | " ", | ૨૦— ૩ |
| " ૨ " ૭ (શ૦), | તા૦ ૧૬ મી મારચ. | " કાવશજી દીનશાહજી બાટલીવાલા. | ૧૧૫૦ | બાવા શેઠ દીનશાહજી હો. બાટલીવાલાએ. | " ", | ૮— ૪ |
| " ૬ " ૭ (શ૦), | તા૦ ૨૦ મી મારચ. | દસ્તુર મેહરાંમજી જામાસપજી જામાસ્પઆશાના (સીકંદરાબાદ). | ૨૦૦૦ | (૨) | " ", | ૨૩— ૩ |
| " ૮ " ૭ (શ૦), | તા૦ ૨૨ મી મારચ. | શેઠ પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ. | ૨૪૨૫૦ | (૩) | " ", | ૨૩— ૩ |

૧. જુઓ પાનું (૫૧૫). ૨. જુઓ પાનું (૫૨૭). ૩. જુઓ પાનું (૫૨૮).

| તારીખ. | ઊઠમણું કોણનું. | રકમ રૂપીઆ. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૬૪ યજદેજરદી. સને ૧૮૯૫ ઇસવી. | | | | ૧૮૯૫. તારીખ. |
| રોજ ૧૫ માહ ૮ (ક૦), તા૦ ૨૯ મી મારચ. | શેઠ રૂસ્તમજી નવરોજજી પેશતનજી કામાજી (પુણા). | ૭૭૦૧ | બેશીઓએ. | જામે જમશેદ, ૧— ૪ |
| " ૧૯ " ૭ (શે૦), તા૦ ૨ જી આપરેલ. | શેઠ બરજોરજી રૂસ્તમજી મોદી. | ૧૨૭૫ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦) અને બેશીઓએ. | " ", ૪— ૪ |
| " ૮ " ૯ (ક૦), તા૦ ૨૧ મી આપરેલ. | બાઈ જાઈજી તે શેઠ માણેકજી જામાસ્પજી કાકાનાં વીધવા. | ૨૦૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૧૩૫૦) અને ફરજંદોએ. | " ", ૨૬— ૪ |
| " ૨૫ " ૮ (શે૦), તા૦ ૮ મી મેએ. | શેઠ ખરશેદજી મેહેરાંમજી ભાભા. | ૩૦૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦) અને બેશીઓએ. | " ", ૧૧— ૫ |
| " ૧ " ૯ (શે૦), તા૦ ૧૪ મી મેએ. | બાઈ નવાજબાઈ તે આ૦ શેરાબજી પાલણજી મેદવારનાં વીધવા. | ૩૧૫૫ | પોતાની પુંજીમાંથી રૂ.૨૨૦૦) અને બેશીઓએ. | " ", ૧૬— ૫ |
| " ૩ " ૯ (શે૦), તા૦ ૧૬ મી મેએ. | શેઠ જીવણજી હોરમજજી ગજધર. | ૬૩૮૫ | પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦૦) અને બેશીઓએ.[૪] | " ", ૧૭— ૫ |
| " ૧૦ " ૧૦ (ક૦), તા૦ ૨૩ મી મેએ. | બાઈ ખરશેદબાઈ તે શેઠ કાવસશાહ હોરમજજી મામાનાં વીધવા. | ૫૮૨૩ | પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦), અને બેશીઓએ. | " ", ૨૮— ૫ |
| " ૧૪ " ૯ (શે૦), તા૦ ૨૭ મી મેએ. | ડાકટર હોરમજશાહ મેહેરાંમજી પેશતનજી. | ૧૭૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦), અને બેશીઓએ. | " ", ૨૯— ૫ |
| " ૧૮ " ૯ (શે૦), તા૦ ૩૧ મી મેએ. | શેઠ ભીમજીભાઈ ધનજીભાઈ કલકાતી. | ૫૩૫ | પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ. | " ", ૩૧— ૫ |
| " ૨૩ " ૯ (શે૦), તા૦ ૫ મી જુન. | " કુવરજી પાલણજી કામા. | ૨૬૦૦ | તેમના બાવાની પુંજીમાંથી અને વીધવાએ રૂ.૧૦૦). | " ", ૮— ૬ |
| " ૩૦ " ૯ (શે૦), તા૦ ૧૨ મી જુન. | " એદલજી બહમનજી મારીસ. | ૨૨૬૩ | પોતાની પુંજીમાંથી રૂ.૧૫૦૦), અને બેશીઓએ. | " ", ૧૯— ૬ |
| " ૧ " ૧૦ (શે૦), તા૦ ૧૩ મી જુન. | " પેશતનજી દારાશાહ શેઠના. | ૬૫૦ | બેશીઓએ. | " ", ૨૬— ૬ |
| " ૪ " ૧૦ (શે૦), તા૦ ૧૬ મી જુન. | " કાવસજી પેશતનજી કામા અથવા ચીનાઈ. | ૧૫૬૧ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦), અને બેશીઓએ. | " ", ૨૨— ૬ |
| " ૧૨ " ૧૦ (શે૦), તા૦ ૨૪ મી જુન. | " પેશતનજી દીનશાહજી એડનવાલા. | ૪૩૧૫ | બાઈઓ અને બેશીઓએ. | " ", ૨૭— ૬ |
| " ૧૫ " ૧૦ (શે૦), તા૦ ૨૭ મી જુન. | બાઈ પુતરાંબાઈ તે શેઠ નરીમાંન નશરવાંનજી કાપડીઆનાં વીધવા (ભરૂચ). | ૬૦૮ | બાનેજે રૂ.૫૦૦), અને બેશીઓએ | મુંબઈ સમાચાર, ૨૯— ૬ |
| " ૧૮ " ૧૦ (શે૦), તા૦ ૩૦ મી જુન. | શેઠ મેહેરાંમજી દાદાભાઈ પોંહચખાનાંવાલા. | ૮૭૪૨ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦૦), અને બેશીઓએ. | જામે જમશેદ, ૩— ૭ |

૪. ગંદેવીમાં પણ એમનું ઊઠમણું કરવામાં આવ્યું હતું, તથા ત્યાંના પારસીઓ તેમજ સર કા. જાં. ગંદેવી સ્કુલના વિદ્યાર્થીઓ તરફથી બે દીલાસાપત્ર મરનારનાં કુટુંબ ઊપર મોકલવામાં આવ્યાં હતાં.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીઆ. | આપનાર. | આધાર. | |
|---|---|---|---|---|---|
| સને ૧૨૩૪ યજદેજરદી. સને ૧૮૬૫ ક્રીસ્તી. | | | | | ૧૮૬૫. તારીખ. |
| રોજ ૨૦ માહ ૧૦ (શે૦), તા૦ ૨ જી જુલાઇ. | શેઠ દારાશાહ રૂસ્તમજી દલાલ (ભરૂચ). | ૧૬૫૫ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦), અને બેશીઓએ. | જામે જમશેદ, | ૫— ૭ |
| " ૨૬ " ૧૦ (શે૦), તા૦ ૮ મી જુલાઇ. | બાઇ શુનાંબાઇ તે શેઠ શેરાબજી ધનજીભાઇ શેઠનાનાં ધણીઆંની. | ૧૦૫૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૩૦૦૦), અને બેશીઓએ. | " " , | ૧૦— ૭ |
| " ૩૦ " ૧૦ (શે૦), તા૦ ૧૨ મી જુલાઇ. | " રૂપાંબાઇ તે શેઠ હોરમજજી લીમજીભાઇ એલાવનાનાં વીધવા. | ૧૩૫૦ | પોતાની પુંજીમાંથી રૂ.૨૫૦), અને બેશીઓએ. | " " , | ૧૬— ૭ |
| " ૨ " ૧૧ (શે૦), તા૦ ૧૪ મી જુલાઇ. | શેઠ રૂસ્તમજી પેશતનજી બીલીમોરીઆ. | ૩૫૦૪ | પોતાની પુંજીમાંથી રૂ.૨૧૦૦), અને બેશીઓએ. | " " , | ૨૭— ૭ |
| " ૨૯ " ૧૧ (શે૦), તા૦ ૧૦ મી આગસ્ટ. | " ફરામજી દીનશાહજી પીટીટ. | ૪૨૮૦૦૦ | (૧) | " " , | ૧૨— ૮ |
| " ૧૩ " ૧૨ (શે૦), તા૦ ૨૪ મી આગસ્ટ. | " બહમનશાહ બેજનજી કેરાંવાલા (ભરૂચ). | ૬૩૩ | બેશીઓ અને મીત્રોએ. | " " , | ૨૮— ૮ |
| " ૨૧ " ૧૨ (શે૦), તા૦ ૧ લી સપટેમબર. | બાઇ જીવણબાઇ તે શેઠ રતનજી પાલણજી ડુમસીઆનાં ધણીઆંની. | ૮૬૮ | બેશીઓએ. | " " , | ૪— ૯ |
| ગાથા ૨ (શે૦), તા૦ ૧૨ મી સપટેમબર. | શેઠ માણેકજી જમશેદજી બાંમોટવાલા. | ૫૦૫ | પોતાની પુંજીમાંથી. | " " , | ૧૫— ૯ |
| સને ૧૨૩૫ યજદેજરદી. | | | | | |
| રોજ ૧૫ માહ ૧ (શે૦), તા૦ ૩૦ મી સપટેમબર. | " શેરાબજી બેજનજી દારૂવાલા (લેફટેહેંડ). | ૨૦૭૫ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦), અને બેશીઓએ. | " " , | ૮—૧૦ |
| " ૧૫ " ૧ (શે૦), તા૦ ૩૦ મી સપટેમબર. | બાઇ રતુબાઇ તે શેઠ ફકીરજી હોરમજજી કામોડોરનાં વીધવા (સુરત). | ૧૩૦૦ | દીકરા શેઠ ધનજીભાઇ અને બેશીઓએ. | " " , | ૨—૧૦ |
| " ૧૮ " ૧ (શે૦), તા૦ ૩ જી અકટોબર. | શેઠ શેરાબજી નશરવાંનજી વાડીઆ. | ૫૪૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦), અને બેશીઓએ. | " " , | ૪—૧૦ |
| " ૭ " ૨ (શે૦), તા૦ ૨૨ મી અકટોબર. | બાઇ શુનાંબાઇ તે શેઠ ખરશેદજી ફરદુનજી પારખનાં ધણીઆંની. | ૧૦૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦), અને દીકરીએ. | " " , | ૨૩—૧૦ |
| " ૭ " ૨ (શે૦), તા૦ ૨૨ મી અકટોબર. | " નવાજબાઇ તે શેઠ બહમનજી મેહરાંમજી મેસાંનીઆનાં ધણીઆંની. | ૨૪૦૭ | બેશીઓએ. | " " , | ૨૪—૧૦ |
| " ૧૭ " ૨ (શે૦), તા૦ ૧ લી નવેમબર. | શેઠ ખરશેદજી એદલજી ઉમરીગર. | ૨૮૧૩ | પોતાની પુંજીમાંથી રૂ.૭૦૦), અને બેશીઓએ. | " " , | ૫—૧૧ |

ઈ૦ સ૦ ૧૮૬૫.

૧. જુઓ પાનું (૫૪૧).

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીઆ. | આપનાર. | આધાર. |
| --- | --- | --- | --- | --- |
| સને ૧૨૬૫ યજદેજરદી. સને ૧૮૯૫ ઇસવી. | | | | ૧૮૯૫. તારીખ. |
| રોજ ૨૧ માહ ૨ (શે૦), તા૦ ૫ મી નવેમબર. | શેઠ રૂસતમજી બરજોરજી નવરોજજી દેસાઇ. | ૭૨૫ | પોતાની પુંજીમાંથી રૂ.૩૦૦), અને બેશીઓએ. | જામે જમશેદ, ૭—૧૧ |
| " ૨૪ " ૨ (શે૦), તા૦ ૮ મી નવેમબર. | બાઇ મોટીબાઇ તે ડા૦ રૂસતમજી કાવશજી બાધુરજીનાં વીધવા. | ૧૦૨૫ | બેશીઓએ. | " ", ૧૯—૧૧ |
| " " (શે૦), તા૦ મી | શેઠ દીનશાહ તેહમુલજી કાપડીઆ (ભરૂચ). | ૫૬૬* | બેશીઓએ. | " ", ૧૯—૧૨ |
| " ૪ " ૪ (શે૦), તા૦ ૧૮ મી ડીસેમબર. | બાઇ આવાંબાઇ તે બહમનજી ડોશાભાઇ દેસાઇનાં ધણીઆંણી (નવસારી). | ૧૪૧૭ | બેશીઓએ. | રાસ્ત ગોફતાર, ૨૨—૧૨ |
| " ૯ " ૪ (શે૦), તા૦ ૨૩ મી ડીસેમબર. | " મીથીબાઇ તે ડોશાભાઇ પાલણજી મીસતરીનાં વીધવા. | ૫૨૭ | બેશીઓએ. | ૧૮૯૬. જામે જમશેદ, ૧—૧ |
| " ૧૨ " ૪ (શે૦), તા૦ ૨૬ મી ડીસેમબર. | " ભીખીબાઇ તે ડોશાભાઇ બહમનજી દેસાઇનાં વીધવા (નવસારી). | ૫૦૧ | બેશીઓએ. | ૧૮૯૫. " ", ૨૮—૧૨ |
| " ૧૬ " ૪ (શે૦), તા૦ ૩૦ મી ડીસેમબર. | " નવાજબાઇ તે એદલજી હોરમજજી મોટાભાઇ થાંણેવાલાનાં વીધવા (પુણાં). | ૫૫૦૦† | પોતાની પુંજીમાંથી. | ૧૮૯૬. " ", ૧—૧ |

* એ જથેથી રૂ.૩૦૧) ખરચી ભરૂચમાં ખરાસવાડમાં કનસાર આગલ પાણીનું પરબ બાંધવાની તંદરોસ્તી પઢાવી હતી.

† એ રકમ તેનાં વ્યાજમાંથી દર વર્ષે પુણાંના ગરીબ જરથોસ્તીઓને કપડાં પુરાં પાડવા સારૂં મુંબઇની પારસી પંચાતનાં ફંડમાં આપવામાં આવી હતી.

# પુસ્તકો—ઈ૦ સ૦ ૧૮૯૫.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૭ મી જાનેવારી. | મેજની ગીતાવલી. | બાઇ ડોશીબાઇ રતનજી નશરવાનજી આંતીઆ. |
| " " | વિકટર આલબમ. | વે૦ સરજ્મન ધનજીભાઇ નવરોજજી પટેલ. |
| " " | An epitome of Hindu Law. | શેઠ ફરામજી અરદેશર રાંના. |
| ૧૦ મી " | નિર્દય નણંદ. | બાઇ ભીખાઇજી ભીમજી પાલમકોટ. |
| " " | હખામનીઅન શેહનશાહતની જાહોજલાલી. | એ૦ દાદાભાઇ ખરશેદજી દોરડી. |
| " " | શ્રીમદ ભાગવદ ગીતા. | શેઠ પેશતનજી ફરામજી કામા. (પ્રસીધ કરનાર.) |
| ૨૩ મી " | Principles of Gujarati Grammar in English. | " મનચેરશાહ પાલણજી કેકોબાદના. |
| " " | Translation and Ex-planation of Saadi's Tayabat (Odes 1–50). | " દીનશાહ ફરદુનજી મુલ્લાં. |
| ૧૦ મી મારચ. | જમશેદી નોરોજ અને પારસીઓના નવાં શાલની ગણત્રીના શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીના વિચારો વીરૂધ્ધ રદીઆનાં સાત ચોપાનીઆં. | " અરદેશર શેરાબજી દસ્તુર કામદીન. |
| ૨૧ મી " | રાહે રોશન (ચોપાનયું). | ડી. અરદેશરની કું૦. |
| " " | બાપનો ભોગ અથવા દોસ્તનો કોલ. | શેઠ બેહરામજી રતનજી માડન. |
| " " | ચાર વાર્તાઓ. | " માણેકજી એદલજી વાછા. |
| " " | બેહશતન હોમલીબાઇની વાએજો. | " શેરાબજી કાવશજી ખંબાતા. |
| " " | Directory of Indian manufactories, 1895. | ઇંડયન ટેક્ષટાઇલ જરનલના માલેકો. |
| " " | The Dyeing Industry in India. | ડા૦ હોરમજજી કુંવરજી તવડીઆ. |
| ૨૪ મી " | પેહલવી નીરંગસ્તાન. | એ૦ દારાબ દસ્તુર પેશોતન સંજાના. |
| ૨૦ મી આપરેલ. | કોનસીલમાં મી૦ ફીરોજશાહ મેહતાએ કરેલાં ભાષાણોનું ચોપાનયું. (ઇંગ્રેજી) | પ્રેસીડંસી એસોસીએશન તરફથી. |
| ૨૧ મી " | પકવાન સંગ્રહ. | જામે જમશેદ પ્રેસમાંથી. |
| ૨ જી મેએ. | Indian Policy. | શેઠ દીનશાહ એદલજી વાછા. |
| ૨૦ મી જુન. | Translation & Explanation of Akhlak-i-Mohsini. | " દીનશાહ ફરદુનજી મુલ્લાં. |
| ૧ લી જુલાઇ. | શીવાજી અને અફઝલખાંન.[1] | " રૂસતમજી પેશતનજી કરકરીઆ. |

૧. આ બીજી આવૃત્તિ મી૦ બાલ ગંગાધર તીલકે પુણાં મધે છપાવી ફેલાવી હતી.

## ૧૮૯૫.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૧૮ મી જુલાઈ. | દેમાવંદનો કીલ્લો અને કરણીનાં ફલ. | બાઈ મેહરબાનુ કાવશજી દાવર. |
| ૧ લી આગષ્ટ. | ગુજરાતનો ઇંગ્રેજી ઇતીહાસ. | શેઠ એદલજી ડોશાભાઈ કોઠાવાલા. |
| " " | તા૦ ૨૧ મી માર્ચ યા ૧૯ મી જુન- જરતોસ્તી વરસનો પેહલો દીવસ નથી તથા ગહમબારો રૂતુઓનાં જશનો નથી. | " અરદેસર શેરાબજી કામદીન. |
| ૫ મી " | The late K. T. Telang & the present Political movement in India.* | " રૂસતમજી પેશતનજી કરકરીઆ. |
| ૧૫ મી " | Essays in English History. | " રૂસતમજી પેશતનજી કરકરીઆ. |
| " " | મીનો એરદ. | એ૦ દારાબ દસ્તુર પેશોતન સંજાના. |
| " " | ગાથા બા માએની. | એ૦ કાવસજી એદલજી કાંગા. |
| ૨૦ મી " | Yarn ready Reckoner. | શેઠ જાંગીરજી શેરાબજી પંથકી. |
| ૨૨ મી " | જરથોશતી ધર્મનું પુરાતનપણું, તેની ખરી ખુબી, અને તેની બીજા ધર્મો ઉપર થયલી અસર. | " જાંહગીર હોરમજજી પંથકી. |
| ૫ મી સપટેમબર. | An Epitome of Mahomedan Law. | " ફરાંમજી અરદેસર રાંના. |
| ૨૭ મી " | પરીચેહર. | " રૂસતમ ખુરશેદ ઇરાંની. |
| " " | સમરથ શ્રી રામદાસ વાંની. | " પેશતનજી ફરાંમજી કામાજી. |
| ૧૩ મી અકટોબર. | પેહલા પારસી બેરોનેટ સર જમશેદજી જીજીભાઈનું જન્મચરિત્ર. (ફારસી ભાષામાં). | એ૦ ફરાંમરોજ નવરોજજી કુટાર. |
| ૧૭ મી " | Indian Eye on English Life. | શેઠ બેહરાંમજી મેહરવાંનજી મલબારી. |
| " " | Easy letter-writer. | " નવરોજજી ડોશાભાઈ કાશીનાથ. |
| " " | કુલવંતી અથવા અગ્નાન વીલાપ. | " દીનશાહ માણેકજી સુતરીઆ. |
| ૩૧ મી " | Matriculation Physical Geography. | " માણેકજી કાવસજી પટેલ. |
| ૧૪ મી નવેમબર. | કર ને જો. | " જાંગીરજી બેહરાંમજી મરજબાંન. |
| ૧૯ મી " | મહમદીઆંન કાયદાનો અર્ક. (ઇંગ્રેજીમાં). | " ફરાંમજી અરદેસર ગાંણા. |
| ૨૯ મી " | સીપાહ બચ્ચાની સજની. | " બહમનજી નવરોજજી કાબરાજી. |
| ૫ મી ડીસેમબર. | કાકા કાંહણનાં લખાણોનું પુસ્તક. | " જીજીભાઈ પેશતનજી મીસ્રી. (પ્રગટ કરનાર). |
| ૨૩ મી " | Present Aspects of Female Education amongst the Parsis, a Protest. | " એન. એમ. એસ. (શેઠ નવરોજજી માણેકજી શેઠ.) |

* એ નીબંધ પ્રથમ "કલકત્તા રીવ્યુ" નાં નામીચા ત્રીમાસીકમાં છપાયો હતો, અને ત્યારબાદ "હિંદુસ્થાનના મુસલમાની પાદશાહોના સીક્કાપરથીજ મલતી તવારીખ" એ નામનો એમનો બીજો નીબંધ પણ છપાયો હતો.

# આ વરસમાં નીચલાં પારસીઓએ જુદી જુદી ચઢતી પરીક્ષાઓ પસાર કરી પદવીઓ મેળવી હતી.

| તારીખ. | નામ. | પદ્વી. | આધાર. |
|---|---|---|---|
| | | | ૧૮૯૫. |
| ૧૯ મી જાનેવારી. | શેઠો ફીરોજશાહ કેરસાસપજી દાદાચાંનજી, માણેકજી પેશતનજી આસાવદ્દ, અને મેહરાંમજી રૂસતમજી ધનજીભાઇ મેહતા. | બારીસ્ટર. | જામે જમશેદ, તા૦ ૪- ૨ |
| ૨૫ મી " | શેઠ રતનશાહ તેહમુલજી નરીમાંન. | એડીનબરોની એલ. આર. સી. પી.; એલ. આર. સી. એસ; તથા એલ. એમ. | રાસ્ત ગોફ્તાર, તા૦ ૨૭- ૧ |
| ૭ મી ફેબરવારી. | એ૦ દીનશાહ મીનોચેહર દસ્તુર. | લંડનની "રૉયલ ઑપથેલ્મીક હાસપીટલ" ની આંખનાં તબીબની સરતીફીકેટ. | " ", તા૦ ૩- ૩ |
| ૮ મી " | શેઠ મેહરાંમજી રૂસતમજી ધનજીભાઇ મેહતા. | લંડન યુનીવરસીટીની એલએલ. બી. ની પેહલી પરીક્ષા. | જામે જમશેદ, તા૦ ૧૨- ૨ |
| ૨૯ મી આપરેલ. | " રૂસતમજી ફરાંમજી ભાઠેના. | ઇંગલાંડ મધે કુપરસ હીલ કૉલેજની ઇજનેરી પેહલી પરીક્ષા. | " ", તા૦ ૩૦- ૪ |
| ૧ લી મેએ. | " નવરોજજી ફરાંમજી તાલાદારૂ. | કલકત્તા યુનીવરસીટીની બી. એ. | " ", તા૦ ૧ તથા ૮- ૫ |
| ૫ મી " | ડા૦ એદલજી જમશેદજી તીજોરીવાલા. | બ્રસલસની એમ. ડી.; અને ગ્લાસગો તથા એડીનબરોના એલ. આર. સી. પી.; એલ. આર. સી. એસ; અને એફ. આર. સી. એસ. | મુંબઇ સમાચાર, તા૦ ૯- ૫ |
| ૧૫ મી જુન. | " રતનશાહ તેહમુલજી નરીમાંન. | બ્રસલસની એમ. ડી. | રાસ્ત ગોફ્તાર, તા૦ ૧૬- ૬ |
| ૧૯ મી " | શેઠ શોરાબજી દાદાભાઇ કંત્રાકટર. | અલાહબાદ યુનીવરસીટીની બી. એ. | જામે જમશેદ, તા૦ ૨૧- ૬ |
| " " | " જમશેદજી રૂસતમજી. | " " " | " ", તા૦ ૨૧- ૬ |
| ૨૯ મી " | " અરદેશર કેખશરૂ કામા. | કેમબ્રીડજના ગણિતના "ત્રીપો" ના ૨૧ મી પદ્વીના રેંગ્લર. | ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૧- ૭ |
| " " | શેઠો પીરોજશાહ રતનજી માનવાલા, રૂસતમજી ફરાંમજી બાધુરજી, અને જાંગીરજી રૂસતમજી વખારીઆ. | બારીસ્ટર. | રાસ્ત ગોફ્તાર, તા૦ ૩૦- ૬ |
| ૪ થી જુલાઇ. | શેઠ અરદેસર પેશતનજી એડીબામ. | જાનવરોનાં વૈદાંની સેવટની પરીક્ષા. | બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૪- ૭ |
| ૧૨ મી આગશટ. | " ખરશેદજી પેશતનજી પોપટ. | એડીનબરોની એલ. આર. સી. પી. | જામે જમશેદ, તા૦ ૧૪- ૮ |
| ૧૧ મી નવેમબર. | " કેખશરૂ એદલજી જમશેદજી માસટર. | એડીનબરોની એલ. આર. સી. પી. | " ", તા૦ ૧૮-૧૧ |
| ૨૧ મી " | " નાનાભાઇ નશરવાંનજી શાએર. | બારીસ્ટર. | મુંબઇ સમાચાર, તા૦ ૬-૧૨ |

| તારીખ. | | નામ. | ઓધ્ધો. | આધાર. | ૧૮૯૫. તારીખ. |
|---|---|---|---|---|---|
| ૭ મી | જાનેવારી. | શેઠ ડોશાભાઇ ખરશેદજી ગાંધી. | જુનાગઢમાં પ્રભાસ પાટણની પેહલા વર્ગની અદાલતમાં મુનશફ. | જામે જમશેદ, | ૮— ૧ |
| ૧૦ મી | " | " હોરમજજી ફેરબાદજી ભરૂચા. | ભરૂચ હાઇ સ્કુલના કામચલાઉ હેડ-માસટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૦— ૧ |
| ૨૪ મી | " | ખા૦ બા૦ દાદાભાઇ દીનશાહ કરાકા. | અમદાવાદના સીટી માજીસ્ત્રેટ. | " " ", | ૨૪— ૧ |
| ૩૧ મી | " | ડાકટર બાઇ ફ્રેની ખ. રૂ. કામા. | મુંબઇની કામા હાસપીટલનાં બીજાં ફીઝીશીયન. | " " ", | ૩૧— ૧ |
| ૮ મી | ફેબરવારી. | " ફરાંમજી એદલજી દાવર. | ગ્રેટબ્રીટનની "ઓડોટાલોજીકલ સોસાઇટી" ના મેમબર. | ટાઇમ્સ ઑફ ઇંડીઆ, | ૧૨— ૨ |
| ૬ મી | " | શેઠ મેહરવાંનજી બહમનજી ઇરાની. | મધ્ય પ્રાંતનાં બરાનપુર શેહરના હાનરરી માજીસ્ત્રેટ. | જામે જમશેદ, | ૧૪— ૨ |
| ૧૮ મી | " | શેઠો જાંહગીર હોરમજજી કોઠારી અને એચ. જે. રૂસતમજી. | કરાંચીનાં પોરટ ટ્રસ્ટ બૉર્ડના મ્યુનીસીપાલ ડેલીગેટો. | રાસ્ત ગોફતાર, | ૧૭— ૨ |
| ૪ થી | મારચ. | શેઠ હોરમજજી નશરવાંનજી વકીલ. | નીઝામના જુડીશીયલ, પોલીસ, અને જેનરલ ખાતાંના સેક્રેટરી. | જામે જમશેદ, | ૬— ૩ |
| " | " | " રૂસ્તમ ડી. કુપર. | બીકાનેર સ્ટેટમાં શાળાઓના ઇનસ્પેકટર. | " ", | ૬— ૩ |
| ૭ મી | " | " નાનાભાઇ અરદેશર મુસ. | પુણાંની કૉલેજ ઑફ સાએનસના કામચલાઉ હેડ માસટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૭— ૩ |
| ૧૩ મી | " | " જમશેદજી જીવણજી ગજ્જર. | ભાવનગર રાજ્યના જુડીશીયલ કાઉનસીલર | જામે જમશેદ, | ૧૮— ૩ |
| ૧૫ મી | " | " ગોદરેજજી દોરાબજી પદમજી. | મધ્ય પ્રાંતના કામચલાઉ કંપટરોલર. | " ", | ૨૦— ૩ |
| ૨૪ મી | " | ખા૦ બા૦ કેરશાસપજી રૂસતમજી દાદાચાંદજી. | વરોડરા રાજ્યનાં બારખલી ખાતાંના વડા. | " ", | ૨૫— ૩ |
| ૧ લી | આપરેલ. | શેઠ દારાશાહ શાપુરજી શેઠના. | કોહલાપોરની રાજારાંમ કૉલેજના પ્રીનસીપાલ. | " ", | ૫— ૪ |
| ૨૯ મી | " | ખા૦ બા૦ જમશેદજી અરદેશર દલાલ. | વરોદરાની વરીષ્ટ કોરટના જડજ. | " ", | ૨૯— ૪ |
| " | " | ડા૦ માણેકજી મનચેરજી ગીમી. | વરોદરાની સેંત્રલ જેલના શુપરીટેંડેંટ. | " ", | ૨૯— ૪ |
| " | " | શેઠ નાનાભાઇ પેશતનજી મેહતા. | કડી પ્રાંતના કામચલાઉ માજીસ્ત્રેટ. | " ", | ૨૯— ૪ |
| ૨ જી | મેએ. | ડા૦ શાપુરજી ડોશાભાઇ ભરૂચા. | ગ્રાંટ મેડીકલ કૉલેજમાં આકટીંગ ડેમનસ્ત્રેટર ઓફ એનેટામી. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨— ૫ |
| ૫ મી | " | " એદલજી જમશેદજી તીજોરીવાલા. | લંડનની સેંટ બારહોલોમ્યો હાસપીટલમાં આ૦ ફીઝીશીયન. | મુંબઇ સમાચાર, | ૬— ૫ |
| ૯ મી | " | શેઠ મનચેરજી પેશતનજી ખરેઘાત. | રતનાગીરીના જડજ અને શેશનસ જડજ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૯— ૫ |
| " | " | ખા૦ બા૦ નવરોજજી દોરાબજી ખંડાલેવાલા. | દખણના ખેડુતોના રીલીફ આકટની રૂહે કામચલાઉ સ્પેશીયલ જડજ. | " " ", | ૯— ૫ |
| " | " | " માણેકજી નશરવાંનજી નાણાંવતી. | પુણાંની સ્મોલ કૉઝ કોર્ટના કામચલાઉ જડજ. | " " ", | ૯— ૫ |
| " | " | શેઠ કાવશજી ખરશેદજી જમશેદજી. | રતનાગીરીના નીમકખાતાંના સેકંડ આ૦ કલેકટર. | " " ", | ૯— ૫ |
| ૧૬ મી | " | ખા૦ સા૦ રૂસતમજી મનચેરજી ગીમી. | વલસાડના બીજા વર્ગના સબારડીનેટ જડજ. | " " ", | ૧૬— ૫ |

| તારીખ. | નામ. | ઓહદો. | આધાર. |
|---|---|---|---|
| | | | ૧૮૯૫. તારીખ. |
| ૧૬ મી મેએ. | ખા૦ સા૦ જાંગીરશાહ એદલજી મોદી. | અંકલેસરના બીજા વર્ગના સબારડીનેટ જડજ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૬— ૫ |
| ૨૩ મી " | " શેરાબજી રતનજી માસટર. | અમદાવાદ જીલ્લાના પેહલા વર્ગના માજીસ્ત્રેટ. | " " ", ૨૩— ૫ |
| ૧૩ મી જુન. | શેઠ જાંગીરજી હોરમજજી કોથારી. | કરાંચીના પેહલા વર્ગના ખાસ માજીસ્ત્રેટ. | " " ", ૧૩— ૬ |
| " " | ખા૦ સા૦ જાંગીરશાહ અરદેશર તાલેયારખાંન. | પુણાના પોલીસ ઇનસ્પેકટર. | " " ", ૧૩— ૬ |
| ૨૦ મી " | શેઠ ખરશેદજી નશરવાંનજી વાડીઆ. | અમદાવાદ જીલ્લાના ગવરમેંટ પલીડર તથા પબલીક પ્રાસીક્યુટર. | " " ", ૨૦— ૬ |
| " " | " દોરાબજી હીરજીભાઇ વાછા. | રાજકુમાર કૉલેજના વાઇસ પ્રીનસીપાલ. | " " ", ૨૦— ૬ |
| ૨૭ મી " | ડા૦ એરચજી શેહરીઆરજી ભરૂચા. | પુણાની સાસુન હાસ્પીટલના આ૦ સરજયન તથા ત્યાંની બે. જી. મેડીકલ સ્કુલમાં શિક્ષક. | " " ", ૨૭— ૬ |
| " " | શેઠ નવરોજજી દોરાબજી ધાકમારવાલા. | મુંબઇની વેટરીનરી કૉલેજના કામચલાઉ આ૦ પ્રીનસીપલ. | " " ", ૨૭— ૬ |
| ૨૯ મી " | " પેશતનજી રતનજી મેહતા. | ગાયકવાડી કડી પ્રાંતના માજીસ્ત્રેટ. | મુંબઇ સમાચાર, ૨— ૭ |
| " " | " પેશતનજી ખરશેદજી થાંણેવાલા. | નવસારીના માજીસ્ત્રેટ. | " ", ૨— ૭ |
| ૧૫ મી જુલાઇ. | " ગોદરેજજી દોરાબજી પદમજી. | બંગાલાના કામચલાઉ ડેપ્યુટી અકાઉંટંટ જનરલ. | જામે જમશેદ, ૧૫— ૭ |
| ૧૮ મી " | " મેહરાંમજી ફ્રરાંમજી પટેલ. | એલફીનસ્ટન હાઇ સ્કુલના આકટીંગ પ્રીનસીપાલ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૮— ૭ |
| ૨૫ મી " | " હોરમજજી જમશેદજી આંતીઆ. | ઉતર વિગાગના કમીશનરના કામચલાઉ આસીસ્ટંટ. | " " ", ૨૫— ૭ |
| " " | " જમશેદજી દોરાબજી ખંડાલેવાલા. | વરોડરાની વરીષ્ટ કોરટના જડજ. | જામે જમશેદ, ૨૬— ૭ |
| ૧ લી આગસ્ટ. | " હોરમજજી કેરબાદજી ભરૂચા. | ગોધરા હાઇ સ્કુલના હેડ-માસટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧— ૮ |
| " " | " જમશેદજી ખરશેદજી દુબાશ. | મુંબઇની સરકારી સેનટરલ બુક ડીપોના કયુરેટર. | " " ", ૧— ૮ |
| " " | " નશરવાંનજી જમશેદજી રાનાગર. | એલફીનસ્ટન મીડલ સ્કુલના હેડ-માસટર. | " " ", ૧— ૮ |
| " " | " હોરમજજી જાંગીરજી બાબા. | માઇસોરનાં કેળવણીખાતાંના ઇનસ્પેકટર જનરલ. | જામે જમશેદ, ૩૦— ૭ |
| ૧૫ મી " | " બહમનજી દોરાબજી પદમજી. | મુંબઇની ટંકસાલમાં બુલીઅન કીપર. | " ", ૧૫— ૮ |
| ૨૨ મી " | ખા૦ બા૦ જમશેદજી અરદેશર દલાલ. | વરોડરાના રેવીન્યુ નાયબ દીવાંન. | " ", ૨૭— ૮ |
| " " | શેઠ કેખશરૂ ફરાંમજી મોદી. | હાઇ કૉર્ટની અપેલેટ સાઇડના આ૦ રેજીસ્ત્રાર તથા પ્રેસ શુપરીટેંડેંટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૨— ૮ |
| ૨૪ મી " | ખા૦ બા૦ કાવશજી જમશેદજી લાલકાકા. | પહેલી ગ્રેડના એક[illegible] ડેપ્યુટી પોસ્ટ માસટર જનરલ. | જામે જમશેદ, ૨૮— ૮ |
| ૧૨ મી સપટેમબર. | ડા૦ હીરજી જાંગીરજી દાદીશેઠ. | જરમનીની "ડર[illegible]ટોલોજીકલ સોસાઇટી" ના મેમ્બર. | મુંબઇ સમાચાર, ૧૨— ૯ |
| ૧૦ મી અકટોબર. | શેઠ જાંગીર કેખશરૂ કાબરાજી. | નાશકના આસીસ્ટંટ કલેકટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૦—૧૦ |
| ૧૭ મી " | " ડોશાભાઇ ધનજીભાઇ. | અમદાવાદ જીલ્લાના ત્રિજા વર્ગના મેજીસ્ત્રેટ. | " " ", ૧૭—૧૦ |
| ૭ મી નવેમબર. | ખા૦ બા૦ દાદાભાઇ દીનશાહ કરાકા. | મુંબઇના કામચલાઉ ચોથા માજીસ્ત્રેટ. | " " ", ૭—૧૧ |
| " " | શેઠ નવરોજજી દોરાબજી ધાકમારવાલા. | મુંબઇની વેટરીનરી કૉલેજના કામચલાઉ આ૦ પ્રીનસીપાલ. | " " ", ૭—૧૧ |
| ૧૧ મી " | " મેહરવાંનજી પેશતનજી દારૂખાનાંવાલા. | જામનગરના આસીસ્ટંટ જડજ. | જામે જમશેદ, ૩૦—૧૧ |

| તારીખ. | નામ. | ઓધ્ધો. | આધાર. |
|---|---|---|---|
| | | | ૧૮૯૫. તારીખ. |
| ૧૧ મી નવેમબર. | શેઠ મેહરજીભાઇ હોરમજજી કોથારી. | હાઇ કોરટના આકટીંગ ડેપ્યુટી રેજીસ્ત્રાર. | ટાઇમ્સ ઑફ ઇંડીઆ, ૧૫—૧૧ |
| ૧૪ મી " | " એદલજી બહુમનજી દસ્તુર જામાસ્પ આશાના. | બીરારના ડેપ્યુટી કમીશનર. | જામે જમશેદ, ૧૪—૧૧ |
| ૧ લી ડીસેમબર. | " મેહરવાંનજી રતનજી ખરેઘાત. | મંચરાજ ઇલાકાના ક્રિગ્ણા વિભાગના આસીસ્ટંટ ઇજનેર. | " ", ૯—૧૨ |
| ૫ મી " | " કેખશરૂ કુવરજી કાપડીઆ. | એલ્ફીનસ્ટન કૉલેજના સિદ્ધ પદાર્થ વિજ્ઞાનના લેકચરર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૫—૧૨ |
| ૧૨ મી " | " અરદેશર જમશેદજી દસ્તુર કામદીનના. | રાધનપુર રાજયના દીવાંન. | ટાઇમ્સ ઑફ ઇંડીઆ, ૧૩—૧૨ |
| ૨૬ મી " | " ફરદુનજી મનચેરજી દસ્તુર. | પુણાંની સાયનસ કૉલેજના હેડ-માસ્ટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૬—૧૨ |
| " " | " એદલજી દોરાબજી તલાટી. | અમદાવાદ હાઇ સ્કુલના " " | " " ", ૨૬—૧૨ |
| " " | " મેહરાંમજી ફરાંમજી પટેલ. | સુરત " " " " | " " ", ૨૬—૧૨ |
| " " | " હોરમજજી કેરબાદજી ભરૂચા. | નડીઆડ " " " " | " " ", ૨૬—૧૨ |

# ૧૮૯૫.

## ભાષાંણો તથા વાયજીઓ અને વાંચણ.

| તારીખ. | બાબદ. | કરનાર. | કયાં અને કોણની સનમુખ. | આધાર. |
|---|---|---|---|---|
| ૧૮૯૫. તારીખ. | | | | ૧૮૯૫. તારીખ. |
| ૨૦— ૧ | જરથોસ્તી ધર્મ. | શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજી. | સુરતનાં અલાહીબાગમાં સ્ત્રી પુરૂષોની ભેગી સભામાં. | જામે જમશેદ, ૨૩— ૧ |
| " " | અથોરનાંનોનો દરજો અને તેઓની ફરજ. | " " " " | સુરતના શેહનશાહી આતશબેહરાંમમાં મોબેદોની મીજલસ આગળ. | " , " |
| " " | જરથોસ્તી ધર્મ અને તેની ફરજ. | " " " " | સુરતનાં કદમી આતશબેહરાંમમાં સ્ત્રી પુરૂષોની ભેગી મીજલસમાં. | " , " |
| " " | સ્ત્રી જાતની ફરજ. | " દારાશાહ રતનજી ચીચગર. | સુરત રૂસ્તમપરાંની પીઠીટની દરેમેહરમાં બાનુઓ સનમુખ. | " , " |
| " " | સ્ત્રી જાતની ફરજ. | " " " " | સુરત નાનપરે શેઠ લાલકાકાને બંગલે. | " , " |
| ૯— ૨ | હિંદુસ્થાંન સદા અસલી વીચારનું છે. | " મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, સી. આઇ. ઇ. | લંડન મધ્યે લૉર્ડ ક્રાસનાં પ્રમુખપણાં હેઠલ. | " , ૨૫— ૨ |

| તારીખ. | બાબદ. | કરનાર. | કયાં અને કોણની સનમુખ. | આધાર. | |
|---|---|---|---|---|---|
| ૧૮૯૫. તારીખ. | | | | | ૧૮૯૫. તારીખ. |
| ૧૦- ૨ | "જમશેદી નોરોજ" અને પારસીઓનાં નવાં શાલની ગણત્રિ.[1] | શેઠ ખરશેદજી રુસતમજી કામાજી. | કોટમાં મરહુમ દાદીશેઠની દરેમેહરમાં. | રાસ્ત ગોફતાર, | ૧૭— ૨ |
| ૧૨- ૨ | જરથોસ્તી ધર્મનાં મુળ તત્વો. | એ૦ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા. | રાજકોટમાં જ. સ્ત્રી પુરૂષોની ભેગી મીજલસમાં. | " " , | |
| ૧૪- ૨ | જરથોસ્તી તથા બીજા ધરમો મુજબ માણસ કયાંથી અને શું કામ આવે છે અને મરણ પછી કરણી પ્રમાણે કયાં જાય છે? | ડા૦ પેશતનજી નવરોજજી પાવરી. | મુંબઇની થીઓસોફીકલ સોસાયટીના હૉલમાં. | જામે જમશેદ, | ૧૪— ૩ |
| ૧૬- ૨ | શેહરેવર અમશાસ્પંદ. | એ૦ જીવણજી જમશેદજી મોદી. | મુંબઇનાં વાડીઆજીનાં આતશબેહરામ-નાં દીવાનખાનામાં. | " , | ૧૮— ૨ |
| ૪- ૩ | મુંબઇ શેહર માટે વીજળીક રોશની. | ડા૦ હોરમજજી કુવરજી તવરીઆ. | સાસુન મીકેનીકસ ઇનસ્ટીટયુટની સભામાં. | " , | ૫— ૩ |
| ૧૦- ૩ | જમશેદી નોરોજ.[2] | શેઠ ખરશેદજી રુસતમજી કામાજી. | ભરૂચ મધે બેગમવાડીમાં. | " , | ૧૩— ૩ |
| ૧૭- ૩ | આતશ અને તેને લગતી બાબદો. | એ૦ માણેકજી નશરવાનજી ધાલા. | કરાંચી મધે શેઠ બેહરાની દરેમેહરમાં. | રાસ્ત ગોફતાર, | ૨૪— ૩ |
| ૨૮- ૩ | દિતોગ્રાફીના હુનર વિષે. | શેઠ શાપુરજી નશરવાનજી ભેદવાર. | મુંબઇની નોવેલટી નાટકશાળામાં. | જામે જમશેદ, | ૨૯— ૩ |
| ૮- ૪ | મહમદ ગજનવી અને સોમનાથની કથા. | " રુસતમજી પેશતનજી કરકરીઆ. | મુંબઇની રૉયલ એશીયાટીક સોસાયટી-ની સભામાં. | " , | ૧૨— ૪ |
| ૧૨- ૪ | જમશેદી નોરોજ. | " ખરશેદજી રુસતમજી કામાજી. | પુણા મધે ધી ન. મા. પીટીટ હૉલમાં. | " , | ૧૫— ૪ |
| ૨૫- ૪ | ટેમપરનસ અથવા મીતાહારપણું. | ડા૦ ધનજીશાહ રુસતમજી તાતા. | કોલાબા ખાતે આંમી ટેમપરનસનાં દીવાનખાનામાં. | " , | ૧— ૫ |

૧ એજ બાબદ ઊપર એક બીજું ભાષાણ તા૦ ૧૭ મી ફેબરવારીએ મરહુમ શેઠ હોરમજજી વાડીઆનાં આતશબેહરામમાં તથા ત્રિજું તા૦ ૨૪ મી ફેબરવારીએ મરહુમ શેઠ દાદાભાઇ નોશરવાંનજીવાલાં આતશબેહરામમાં તથા ચોથું તા૦ ૩ જી મારચે બાહેરકોટ મરહુમ શેઠ મનચેરજી બહમનજી શેઠવાલી દરેમેહરમાં કીધું હતું. વળી એ ભાષાણોમાં જેઓને જે કાંઇ બાબદો વિષે સમજ પડતી ન હોય તેઓને કેટલોક વધુ ખોલાસો આપવા તથા પુછવામાં આવેલા સવાલોના જવાબ આપવા માટે શેઠ ખરશેદજી કામાએ તા૦ ૧૭ અને ૨૧ મી મારચને દીને બે ખાસ સભાઓ ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટમાં બોલાવી હતી.

વળી એજ બાબદ ઊપર પાછું તા૦ ૧૮ મી આગશટ ૧૮૯૫ ને દીને મરહુમ શેઠ હોરમજજી વાડીઆનાં આતશબેહરાંમમાં તથા તા૦ ૨૫ મી આગશટને દીને કોટમાં મરહુમ દાદીશેઠની દરેમેહરમાં તથા તા૦ ૨૯ મી સપટેમબરે ખેતવાડીની હાંસબરનની દરેમેહરમાં તથા તા૦ ૬ ઠી અકટોબરે મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાજીવાલાં આતશબેહરાંમમાં, તથા તા૦ ૧૯ મી અકટોબરે પુણાં મધે નશરવાંનજી પીટીટ હાલમાં ભાષાણો કીધાં હતાં.

૨ બીજે દીને એટલે તા૦ ૧૧ મી મારચે એજ મુજબ શેઠ ખરશેદજીએ સુરત મધે સવારનાં રૂસ્તમપરામાં સર જમશેદજીવાલા એલાહીબાગમાં, બપોરનાં નાનપરે મરહુમ કાવશજી તમનાવાલી ધર્મશાલામાં તથા સાંજના મરહુમ દાદાભાઇ મોદીવાલાં આતશબેહરાંમમાં પારસીઓએ નવું વર્ષ કયારથી શરૂ કરવું જોઇએ તે બાબદ ઊપર ત્રણ ભાષાણો કર્યાં હતાં. વળી શેઠ દારાશાહ રતનજી ચીચગરે પણ નાનપરે શેઠ એદલજી પાલણજી લાલકાકાના બંગલામાં પારસી બાનુઓ સનમુખ સ્ત્રી કેળવણી વિષે એક ભાષાણ કીધું હતું.

| તારીખ. | બાબદ. | કરનાર. | ક્યાં અને કોણની સનમુખ. | આધાર. | |
|---|---|---|---|---|---|
| ૧૮૯૫. તારીખ. | | | | | ૧૮૯૫. તારીખ. |
| ૨- ૫ | શુભ ગ્યાન મેલવનાર ઉમેદવારની પોડીક લાયકાતો. | શેઠ દાદાભાઇ ધનજીભાઇ જશાવાલા. | થીઓસોફીકલ સોસાયટીનાં દીવાનખાનામાં. | જામે જમશેદ, | ૨— ૫ |
| ૨૭- ૬ | જરથોસ્તી અને બીજા ધર્મો મુજબ કરો તેવું ભરો. | ડા૦ પેશતનજી નવરોજજી પાવરી. | થીઓસોફીકલ સોસાયટીના હૉલમાં. | " , | ૨૭— ૬ |
| ૨૯- ૬ | યુનીવરસીટી સુધારાઓ. | શેઠ રૂસતમજી ધનજીભાઇ પટેલ. | સ્ટુડંટસ લીટરરી સોસાયટીની સભા. | " , | ૧— ૭ |
| ૧- ૯ | આતશ, ખોદાનું એક બુલંદ રૂપ છે અને કુલ હસ્તીનું જીવન તત્વ છે. | " દીનશાહ દોરાબજી રાઇટર. | થીઓસોફીકલ સોસાયટીના હૉલમાં. | " , | ૧— ૯ |
| ૭- ૯ | મોહત. | ર૦ એ૦ એરવદ જીવણજી જમશેદજી મોદી. | ફરામજી કાવસજી ઇનસ્ટીટ્યુટમાં. | " , | ૯— ૯ |
| ૧૪- ૯ | નોશીરવાંન આદેલની કારકીરદીનું દાસ્તાંન. (શાહનામામાંથી). | " " " " " | " " " | " , | ૧૬— ૯ |
| ૧૮- ૯ | જરથોસ્તીઓએ ધર્મ ઉપર એતેકાદ લાવવા વિષે. | નાયબે દસ્તુર એદલજી નવરોજજી મેહરજીરાંણા. | નવસારીની વડી દરેમેહરમાં. | " , | ૨૧— ૯ |
| ૨૦- ૯ | અસલી ઇરાંની ઓરતો વિષે બેતબાજીમાં વાંચન. | શેઠ નવરોજજી ડોસાભાઇ દેસાઇ. | નવસારીમાં દેસાઇજીની પોલના ચકલાપર | " , | ૨૪— ૯ |
| ૨૨- ૯ | હાલના સુધારાની કેટલીક બદીઓ અને તેના ઉપાયો. | શેઠ દાદાભાઇ ધનજીભાઇ જશાવાલા. | થીઓસોફીકલ સોસાયટીના હૉલમાં. | " , | ૨૨— ૯ |
| ૨૬- ૯ | દબેસ્તાંનની ફીલસુફી કેતાબનો પારસીઓએ અભ્યાસ કરવો. | એ૦ રૂસતમજી કેરસાસ્પજી મોદી. | " " " | " , | ૨૬— ૯ |
| ૧૫-૧૦ | સીગરો અને મરદાંન ફરોખ. | શેઠ રૂસતમજી પેશતનજી કરકરીઆ. | રૉયલ એશીઆટીક સોસાયટીની સભામાં. | " , | ૧૭—૧૦ |
| ૧-૧૧ | નીતિ અને દીનદારી વચ્ચે મુકાબલો. | એ૦ દારાબજી દસ્તુર પેશોતનજી સંજાણા. | વાડીઆજીનાં આતશબેહરાંમમાં. | " , | ૨—૧૧ |
| ૧-૧૧ | આતશની સેતાયશ કરનારાઓ વિષે "લાલારૂખ" માંથી વાંચન. | એ૦ જીવણજી જમશેદજી મોદી. | થીઓસોફીકલ સોસાયટીનાં દીવાનખાનામાં. | " , | ૨—૧૧ |
| ૨૧-૧૧ | સેત્રંજની રમતની શરૂઆત બાબે ફીરદોસીનો ખુલાસો. | " " " " | રૉયલ એશીઆટીક સોસાયટીની સભામાં. | " , | ૨૨—૧૧ |
| ૯-૧૨ | કાશમીર અને અસલી ઇરાંનીઓ. | " " " " | " " " " | " , | ૧૦—૧૨ |

# ઈ૦ સ૦ ૧૮૯૯.

### તા૦ ૧ લી જાનેવારી.

આજ દીને નવાં વર્ષની ખુશાલીમાં અપાયલા ખેતાબોમાં નાગપોર મધે આવેલા શીવનીછપારાના ઑનરરી મેજીસ્ટ્રેટ શેઠ કાવશજી મેહરવાંનજી હાથીદારૂને "ખાંન-સાહેબ" નો ખેતાબ આપવામાં આવ્યો હતો.[1]

### તા૦ ૨ જી જાનેવારી.

નવસારી મધે "ધી દાદાભાઇ કાવશજી તાતા એંગલો વર્નાક્યુલર સ્કુલ" ને માટે શેઠ રતનજી દાદાભાઇ તાતાએ ગાયકવાડ સરકારની મદદથી નવું બંધાવેલું મરહુમ શેઠ સોરાબજી કાવશજી તાતાને નામનું મકાંન ખોલ્લું મુકવાની ક્રિઆ આજ દીને માહરાજા શીહાજીરાવ ગાયકવાડના યુવ-રાજ ફતેહસીંગરાવ ગાયકવાડે એક મોટા મેલાવડાની હજુર-માં કીધી હતી. પ્રથમમાં એ ખાતાંના આનરરી સેક્રેટરી શેઠ ફરદુનજી માણેકજી કાંગા, બી. એ; એલ. એલ. બી. એ સ્કુલની તવારીખ વાંચી સંભલાવી, તથા જણાવ્યું કે સ્કુલનું એ નવું મકાંન બાંધવાપર રૂ.૪૭૪૫૦) નો ખરચ થયોછે, જેમાં શ્રીમંત સરકાર ગાયકવાડે જમીન વગેરે માટે આપેલા રૂ.૧૦૦૦૦) ઉપરાંત રૂ.૨૦૦૦૦) આપ્યા તથા શેઠ રતનજી દાદાભાઇ તાતાએ બાકીના રૂ.૨૭૪૫૦) આપ્યા હતા. એ ઉપરાંત સ્કુલનાં નીભાવ ફંડમાં શેઠ રતનજી દાદાભાઇ તાતાએ બીજા રૂ.૧૦૦૦૦) આપ્યાછે.

એ બાદ મકાન બાંધનાર કંત્રાકટર ખા. સા. કાવશજી હોરમજજી દાદાચાનજી ને સ્કુલ કમીટીના પ્રમુખ શેઠ ખ. રૂ. કામાએ એક હીરાની વીટી તથા શાલ ભેટ કરી હતી, જે પછી માહરાજા તરફથી ગાયકવાડી કેળવણીખાતાંના વડા મી૦ લીટલડેલે એક ભાષાણ કરી સંભલાવ્યું.[2]

### તા૦ ૩ જી જાનેવારી.

રાજકોટ ખાતે એક નવી પાંજરાપોલ બાંધવા માટે ઉભાં થયલાં ફંડમાં સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ.૩૫૦૦), બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટે રૂ.૩૦૦૦), શેઠ બહમનજી દીનશાહજી પીટીટે રૂ.૨૫૦), અને શેઠ જીજીભાઇ ફરાંમજી પીટીટે રૂ.૧૫૦) ભર્યાં હતા.[3]

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨ જી જાનેવારી ૧૮૯૬.

આ ખેતાબની સનદ તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૯૬ ને દીને જબલપોર ડીવીઝનના કમીશનર મી૦ એંડરસને એક મોટા મેલાવડાની હજુરમાં એનાયત કીધી હતી.

(જામે જમશેદ, તા૦ ૮ મી આગશટ ૧૮૯૬.)

૨ જામે જમશેદ, તા૦ ૪ થી જાનેવારી ૧૮૯૬.

એ મકાંનપરની તખ્તી "પારસી પ્રકાશ" નાં બીજા દફતરને પાને ૬૮૯ મે આવેલીછે.

૩ મુંબઇ સમાચાર, તા૦ ૩ જી જાનેવારી ૧૮૯૬.

### તા૦ ૭ મી જાનેવારી.

શેઠ કાવશજી નવરોજજી પોહોચખાનાંવાલાએ તા૦ ૨૪ મી જાનેવારી ૧૮૮૮ ને દીને એક ટ્રસ્ટ કરી રૂ. ૧૦૦૦૦) ની રકમ એલાહેદી કાઢી તેનાં વ્યાજમાંથી પોતાની હૈયાતીમાં પોતે પોતાના બેશાવદોની બાજ રોજગાર તથા ચાલુ દરાંન કરવા અને મુકતાદ માડવાનો બંદોબસ્ત કીધો હતો, અને પોતાની હૈયાતી બાદ પોતાનાં ધણીઆંની જાઇજી એ ક્રિઆ કરાવે એવું ઠેરવ્યું હતું. પણ હાલમાં પારસી બાજ રોજગારને લગતાં ટ્રસ્ટો હાઇ કોરટે નામંજુર રાખ્યાથી પાછલથી એ ટ્રસ્ટમાં પણ વાંધો પડશે એવું ધારી શેઠ કાવશજીએ પોતાના જોડયા ટ્રસ્ટી શેઠ રૂસતમજી ડોશાભાઇ શેઠનાની મંજુરીઆતથી આ ટ્રસ્ટ રદ કરી તેમાં એલાહેદી કાઢેલી રકમ પોતે લેવાની હાઇ કોરટમાં અરજ કીધી હતી. જે મુકદમો નામદાર જસટીસ કેન્ડીએ સાંભલી આજ દીને તેનો ચુકાદો કીધો કે જાથુકને માટે આવાં કરેલાં ટ્રસ્ટો કાયદો સ્વીકારી શકે નહીં પણ કાયદા મુજબ છ વર્ષની બાધ આ ટ્રસ્ટ દીડને લાગુ પડતી હોવાથી તેવણ વાદીનો દાવો રદ કરેછે.[4]

### તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૨૭ માહ ૪ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

એલાવ મધે અંજુમનના ઉધરાતથી બંધાવા માડેલાં દોખમાનો તાંણો પુરવાની ક્રિઆ આજ દીને ત્યાંની દરેમેહરના પંથકી એ૦ નશરવાંનજી ફરાંમજી તથા દસ્તુર શાપુરજી મનચેરજી ઇછાપોરીઆની દેખરેખ હેઠલ ત્યાંની દરેમેહરના મોબેદો એ૦ પેશતનજી નશરવાંનજી તથા એ૦ ડોશાભાઇ મેહરવાંનજીએ કીધી હતી. ક્રિઆ પુરી થવા બાદ એલાવના પટેલ શેઠ જીવણજી ભીખાજી તરફથી તેમના બેટા શેઠ દીનશાહ જીવણજી પટેલે એક અંજુમન પત્ર વાંચી સંભલાવીઆ બાદ દસ્તુર શાપુરજી ઇછા-પોરીઆ, પંથકી નશરવાંનજી, તથા કંત્રાકટર રતનજી બરજોરજી શહીંઆરને શાલો હોરાડી મેલાવડો બરખાસ્ત થયો હતો.[5]

---

૪ ટાઇમ્સ ઑફ ઇં૦, તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૯૬.

૫ મુંબઇ સમાચાર, તા૦ ૧૧ અને ૧૪ મી જાનેવારી ૧૮૯૬.

એ દોખમું તા૦ ૧ લી જાનેવારી ૧૮૯૯ ને દીને ઇજાયું હતું.

તા૦ ૧૪ મી જાનેવારી.

રોજ ૧ માહ ૫ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—જામાસપજી એદલજી પોલીઆ દેશાઈ[1]—ઉમર વર્ષ ૬૪). એવણ નવસારીના એક મોટા જાગીરદાર હતા, અને એક આગલા ગાયકવાડી હાકમ "દાદા ટટુ"ના સલાહકાર હતા. પણ પાછળથી કુટુંબી ટંટામાં ખુઆર થયા હતા.

---

હિંદી વૈદકખાતાંના સુધારાનું ફંડ The Indian Medical Reform Fund નામે સરકારી વૈદકખાતાં-માં સુધારા કરવાની હીલચાલ માટે સ્થાપ્યું હતું.[2]

---

તા૦ ૧૬ મી જાનેવારી.

મુંબઈની પારસી ચીફ મેટ્રીમોનીઅલ કોરટના એક ડલીગેટ મરહુમ શેઠ અરદેસર ફરામજી મુસની જગોપર શેઠ દારાશાહ રતનજી ચીચગરને નેમ્યા હતા.[3]

---

તા૦ ૧૮ મી જાનેવારી.

રોજ ૫ માહ ૫ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—મનચેરશાહ ડોશાભાઈ વકીલ, ભરૂચના—ઉમર વર્ષ ૭૦), એવણ ભરૂચના એક બાહોશ વકીલ હતા, અને ત્યાંની કોરટોમાં સારૂં માન ધરાવતા હતા. ભરૂચની પારસી પંચાયતનાં એક ટ્રસ્ટી અને સુરતની પારસી મેટ્રીમોનીયલ કોરટના એક ડલીગેટ હતા.

શેઠ દોરાબજી પેશતનજી કામાજીએ પોતાના મરહુમ પીતાજીની બાજનો આજે દીવસ હોવાથી લંડનના ગરીબ લોકો માટે ત્યાંના લૉર્ડ મેયર ઉપર ૧૦૫) પાઉંડનો ચેક મોકલ્યો હતો.[4]

---

તા૦ ૨૮ મી જાનેવારી.

હિંદુસ્થાંનની વડી સરકારે બાંધવા ધારેલા એક નવા કાયદાથી રૂની બનાવટના વેલાતી માલ ઉપર લેવાતી આયાત જગાત તથા દેશી બનાવટના માલ ઉપર લેવાતી જગાતને એવી રીતે ફરીથી ગોઠવવાનો વીચાર રખાયોછે કે જેથી આપણા ગરીબ વરગો જે અતયારસુધી આ બાબદમાં કશા પણ આડકતરા કરથી બાતલ હતા, તેઓને આ નવા ધારાથી પોતાના પહેરવાનાં જાંજરાં કાપડ ઉપર સેંકડે ૩॥ ટકાનો વધુ કર આપવો પડશે, કે જે કાપડ હીંદુસતાનની વીવીંગ મીલોમાં બનતું આવયું છે, અને જે પહેરવાનાં કપડાં માટે તેમને થતા ખરચની મુખ્ય બાબદ છે, પણ જે તવંગર વરગો અતયાર સુધી વધારે ઉંચા કુમાસના લેનકેશાયરનાં કારખાનાઓમાં બનતાં કાપડ ઉપર ૫) ટકાની જગાત આપતા હતા અને તે જગાત તેમને ભારી પડતી નહી હતી, તેમજ તે સામે તેમને વાંધો ન હતો, તેમના ઉપરના કરમાં ૧॥ ટકાનો સામો ઘટાડો કરવામાં આવયોછે, આપણા લોકોના જે ગરીબ વરગો વધુ કરનો બોજો ખમવાને સરવેથી ઓછા લાયક અને ઓછા શકતીવાન છે, તેમના ઉપર નવો કર વધારીને માતબર વરગો ઉપરના કરના કેટલાક બોજા જે ગેરવાજબી કાનુનથી કહાડી નાખવાની તક લેવામાં આવીછે, તે કાનુન સામે વધુ પ્રોટેસ્ટ ઉઠાવવા માટે એક જાહેર સભા બોલાવવાને અતરેના આગેવાન ગ્રહસ્થોએ શેરીફ મી૦ ઘેલાભાઈ હરીદાસ ઉપર મોકલેલા એક રેકવીજીશન-ની રૂહે આજ દીને નોવેલટી થીએટરમાં એક જાહેર સભા હાનરેબલ રેહીમતુલા મહમદ સયાંનીનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી, જે વેળાએ એ બાબે પ્રોટેસ્ટ કરી તે ઠેડાવ હિંદી સરકાર તથા "લંડન ટાઇમસ" પત્ર ઉપર તારની મારફતે મોકલવાના ઠેડાવ થયા હતા.[5]

---

તા૦ ૩ જી ફેબરવારી.

રોજ ૨૧ માહ ૫ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—બેહરાંમજી ફરાંમજી મધરાજવાલા[6]—ઉમર વર્ષ ૫૮). અત્રેની મુળજી ઠાકરસી એંડ કુંપનીમાં ભાગ્યા.

---

૧ શેઠ બયાજી જામાસપજી પોલીઆ દેસાઈના બાવા.

૨ એ ફંડની કમીટીમાં નીચલા પારસી ડાકટરો હતા:—ડા૦ કાવશજી હોરમજજી (નાયબે સરનશીન), ડા૦ અરદેસર પેશતનજી કામા (ખજાનચી), ડા૦ નશરવાંનજી હોરમજજી ચોકસી (સેક્રેટરી), ડાકટરો કેખશરૂ નશરવાંનજી બાહદુરજી, મનચેરજી બેહરાંમજી કોલાહ, હોરમજજી બેજનજી દાંતરા, ડોસાભાઈ બેજનજી, તેમુલજી ભીખાજી નરીમાંન, દોરાબજી હોરમજજી, જાંગીરજી જે. ખરશેદજી, બરજોરજી શોરાબજી શરાફ, બરજોરજી હોરમજજી દાંતરા, દીનશાહ બહમનજી માસ્ટર, બરજોરજી શોરાબશાહ મુનસફ (ભરૂચ).

એ ફંડમાં નીચલી વીગતે પારસી ડાકટરોએ મુખ્ય રકમો ભરી હતી:—રૂ.૪૦૦) ડા૦ કેખશરૂ નશરવાંનજી બાહદુરજી, રૂ૨૦૦) ડા૦ તેમુલજી ભીખાજી નરીમાંન, રૂ.૧૦૦) ડા૦ કાવશજી હોરમજજી, અરદેસર પેશતનજી કામા, દોરાબજી હોરમજજી વગેરે.

(સુરત ગોફતાર, તા૦ ૨ જી ફેબરવારી ૧૮૯૬.)

ઉપલાં ફંડમાંથી ડા૦ કેખશરૂ નશરવાંનજી બાહદુરજીને રૉયલ કમીશન સનમુખ જબાની આપવા માટે વેલાત જવાના ખરચનો એક ભાગ આપવામાં આવ્યો હતો.

૩ બોમ્બે ગવ૦ ગેઝેટ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૯૬.

૪ ટાઇમસ ઑફ ઈ૦, તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૯૬.

૫ ટાઇમસ ઑફ ઈ૦, તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૯૬.

એ બાબે વાઇસરાયની કૌનસીલની સીલેક્ટ કમીટીના અધિકારીઓને મોઢે મોઢું સમજાવવા તથા તકરાર કરવાને શેઠ જમશેદજી નશરવાનજી તાતા અને ઓનરેબલ જહાંગીરજી નશરવાંનજી વાડીઆ કલકતે ડેપ્યુટેશન તરીકે ગયા હતા.

૬ શેઠ જાંહગીરજી બેહરાંમજી મધરાજવાલાના બાવા.

હતા. ૧૮૭૦ માં સ્થપાયલી "આપણુ ઉત્તેજક મંડળી" ની પહેલી કારોબાર મંડલીમાં એક અધીકારી હતા.

તા૦ ૯ મી ફેબરવારી.

રોજ ૨૭ માહ ૫ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટના સાહેબજાદાઓ મરહુમ શેઠ ફરામજી દીનશાહ પીટીટ અને શેઠ બમનજી દીનશાહ પીટીટ તથા બેટીઓ બાઇ હીરાંબાઇ તે મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં વીધવા, બાઇ માણેકબાઇ તે શેઠ પીરોજશાહ બમનજી જીજીભાઇનાં ધણીયાંણી, બાઇ બચુબાઇ તે શેઠ મેરવાનજી સોરાબજી જમશેદજીનાં ધણીયાંણી, બાઇ ભીખાઇજી તે શેઠ દાદી નશરવાનજી દાદીનાં ધણીયાંણી, બાઇ નવાજબાઇ તે મરહુમ શેઠ પીરોજશાહ મેરવાનજી જીજીભાઇનાં વીધવા અને બાઇ હમાબાઇ તે શેઠ ફરામજી રૂસતમજી કામાનાં ધણીયાંણીએ પોતાના બપાવા મરહુમ શેઠ માણેકજી નશરવાનજી પીટીટનાં નામથી એક, તથા બપાઇજી મરહુમ બાઇ હમાબાઇ જીજીભાઇ દાદાભાઇ મુગાનાનાં નામથી એક અને આતાજી લેડી સાકરબાઇ દીનશાહજી માણેકજી પીટીટનાં નામથી બે મળી ચાર મકાનો ગરીબ જરતોસ્તીઓનાં રહેઠાણોની કમીટી હસ્તક સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટનાં નામથી ઓળખાતી પોળ મધે બંધાવ્યાંછે તે મકાનો આજ દીને મરહુમ શેઠ ફરામજીની છ માસની બાજ હોવાથી સવારનાં ફરેશતાની ક્રિઆ કરી સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ અને મજકુર કમીટીની હાજરીમાં ખાંનગી રીતે કરવામાં આવી હતી. ક્રિઆ પુરી થવા બાદ આનરરી સેક્રેટરી ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાને એ મકાનોને લગતી વીગત કહી સંભળાવી, જે પછી મકાનો જોઇ સર્વે વદાય થયાં હતાં.[1]

તા૦ ૧૨ મી ફેબરવારી.

સર જાંહગીર કાવશજી જાંહગીરે ખેતવાડીની સર કાવશજી જાંહગીરવાલી કન્યાશાળા માટે એક મકાન બાંધવાનાં ફંડમાં રૂ.૧૦૦૦૦) ની રકમ આપી હતી.[2]

મુંબઇની આરટ સોસાઇટીનું આઠમી વારનું વાર્ષિક પ્રદર્શન આજ દીને અતરેની સેક્રેટરીએટનાં દીવાનખાંનામાં મુંબઇના સેનાપતી નામદાર લફટનંટ જનરલ નેરને ઉઘાડયું હતું. નીચલા પારસી ગ્રહસ્થો તથા બાનુઓને ઇનામો મલ્યાં હતાં—

શેઠ મનચેરજી ફકીરજી પીઠાંવાળાને સઉથી સરસ વૉટર કલર પીકચરને માટે રૂ.૭૦) તથા ઑઇલ પેનટીંગ માટે રૂ.૩૦); મીસ જાઇજી કુવરજી નાજર, તથા મીસ શીરીનબાઇ ફરામજી પાઠકને સરસ આઇલ પેનટીંગ માટે રૂ.૫૦) અને રૂ.૩૦) નાં ઇનામો; તથા મીશીસ પુતલીબાઇ જાંહગીર કાબરાજીને સરસ પીકચર માટે રૂ.૪૦); મી૦ જીજીભાઇ નશરવાંનજી ખરેઘાતને લાકડાંપર સરસ કોતરકામને માટે રૂ.૫૦) નાં ઇનામો. મીસ શીરીન તથા એમ. ડી. વાડીઆ તથા શેઠ વીકાજી દાદાભાઇ મેહતાનાં ચીતારોની તારીફ થઇ હતી.[3]

તા૦ ૧૩ મી ફેબરવારી.

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા—

શેઠ માણેકજી શેહરીઆરજી ભરૂચા, એલ. સી. ઇ.; શેઠ જાંહગીરજી એદલજી દાવર; ડાકટર હોરમજજી માણેકજી માસીના, એલ. એમ. એંડ એસ; ડાકટર નશરવાંનજી ફકીરજી સરવેયર, એમ. એ., એમ. ડી., બી. એસ. સી.[4]

તા૦ ૧૬ મી ફેબરવારી.

રોજ ૪ માહ ૭ (ક૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—ખરશેદજી જમશેદજી બાટલીબોઇ—ઉમર વર્ષ ૬૭). મુંબઇના એક આગલા વેપારી તથા જાણીતી યુરોપીયન પેહડીઓના દલાલ.

તા૦ ૧૭ મી ફેબરવારી.

સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. જેઓ અમદાવાદ મધે અમદાવાદ–પ્રાંતીજ રેલવેનો પાયો નાખવાની ક્રિઆમાં શામેલ થવાને ગયા હતા તેમને આજ દીને ત્યાંની પારસી અંજુમને ખાંનબાહદુર નવરોજજી પેશતનજી વકીલના મીરઆંપોરના બંગલામાં એક સભા ભરી આવકારનું માનપત્ર આપ્યું હતું.[5]

તા૦ ૧૮ મી ફેબરવારી.

મુંબઇની યુનીવરસીટીની પાંત્રીસમાં વર્ષની "કૉનવોકેશન" સર કાવશજી જાંહગીર યુનીવરસીટી હૉલમાં ભરાઈ. પ્રમુખસ્થાને નામદાર વાઇસ ચાનસેલર જસટીસ જારડીન બીરાજયો હતો. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી તેમાં નીચલા પારસીઓ હતા :—

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૯૬.
૨ જામે જમશેદ, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૯૬.
૩ ટાઇમ્સ ઑફ ઈ૦, તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૯૬.
૪ બોમ્બે ગેઝ૦ ગે૦, તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૯૬.
૫ મુંબઇ સમાચાર, તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૯૬.

**એમ. એ.** ની પદવી—કુવરજી નવરોજજી વાડીઆ.

**એલ. એલ. બી.** ની પદવી—ફરામરોજ એદલજી દીનશાહ, દીનશાહ ખરશેદજી દાજી, ખરશેદજી કાવશજી ખરાસ, દીનશાહ દોરાબજી રોમર, ધનજીભાઇ જાંહગીર સુરતી, વીકાજી ફરદુનજી તારાપોરવાલા.

**એલ. એમ. એંડ એસ.** ની પદવી—રૂસતમજી જમશેદજી પેતીગરા, નશરવાંનજી કાવશજી અરજાંણી, જમશેદજી ફરામજી લશકરી.

**એલ. સી. ઈ.** ની પદવી—મનચેરજી પાલણજી કંત્રાકટર, મેહરવાંનજી માણેકજી માસ્તરી, નશરવાંનજી દોરાબજી કાંગા.

**બી. એસ. સી.** ની પદવી-ફરામજી માણેકજી વાછા, પેશતનજી બરજોરજી ડાકટર, હોરમજજી જમશેદજી ઉનવાલા, બેજનજી એદલજી વાછા.

**બી. એ.** ની પદવી (જુને કાએદે)—મનચેરશાહ બરજોરજી ગોદરેજ.

**બી. એ.** ની પદવી (નવે કાએદે)—શોરાબ માણેકશાહ ભરૂચા, રૂસતમજી મેહરવાંનજી ખરડી, જાંહગીર કેરશાસપજી દાદાચાંનજી, જામાસ્પ ફીરોઝ દસ્તુર, દીનશાહ દોરાબજી કાપડીઆ, કેખશરૂ પેશતનજી લાહા, શોરાબજી ફરદુનજી મુલ્લાં, જાંહગીર રૂસતમજી પટેલ, મેહરાંનજી નવરોજજી સંજાણા, રૂસતમજી ખરશેદજી તારાચંદ, રૂસતમજી બેજનજી વાછા, પેશતનશાહ નશરવાંનજી વકીલ, કેખશરૂ હોરમજજી વાડીઆ, તેહમુલજી પાલણજી બગલી, કુવરજી નવરોજજી વાંદરાવાલા, હોરમજજી નવરોજજી બીલીમોરીઆ, ફીરોજશાહ નશરવાંનજી બીલીમોરીઆ, ધનજીભાઇ કાવશજી ચીનાઇ, ધનજીશાહ ડોશાભાઇ કુપર, નશરવાંનજી દીનશાહ ધરડા, ફીરોજશાહ મનચેરજી ગીમી, બરજોરજી ફીરોજશાહ કરાંની, મેહરાંમજી જમશેદજી કરાઇ, એરચશાહ નાનાભાઇ ખરેઘાત, અરદેસર આદરજી મસાલાવાલા, જાંહગીર ફીરોજશાહ મેહતા, હોરમજજી દાદાભાઇ મુલ્લાં, મેહરવાંનજી અરદેસર રાંડેલીઆ, અરદેશર એદલજી સીરવાઇ, ડોશાભાઇ રૂસતમજી શેઠના.

મેત્રીકયુલેશનની પરીક્ષામાં નીચલાં બાનુઓ પસાર થયાં હતાં:—બાઇઓ ગુલબાઇ હોરમજજી બાટલીવાલા, જાઇજી શોરાબજી પાટક, મીઠીબાઇ વાછા, પીરોજા ફરદુનજી બનાજી, આવાંબાઇ બેહરામજી પટેલ, સુનાંબાઇ જાંહગીર સુગાશેઠ, ધનબાઇ કોલહાપુરવાલા, નવાજબાઇ પેશતનજી પાવરી, બચુબાઇ ધનજીશાહ લાલકાકા, સુનાંબાઇ માણેકજી મેહતા, ગુલચેહર ખરેઘાત, આવાંબાઇ મનચેરજી ફરામજી પટેલ, મોતીબાઇ ફરામજી થાનેવાલા, જરબાનું અરદેસર કારંજાવાલા, આલીબાઇ પેશતનજી જીનવાલા, માણેકબાઇ હોરમજજી સીરવઇ, શીરીન કાવસજી ડાકટર, પીરોજબાઇ નવરોજજી આરસીવાલા. મદરાજ યુનીવરસીટીની આ સાલની મેત્રીકયુલેશનમાં હેદ્રાબાદવાલા બાઇ પીરોજબાઇ પેશતનજી પસાર થયાં હતાં.

આ વેલાએ અપાએલા યુનીવરસીટી મેડલોમાં કોબ્ડન કલબનો ગોલ્ડ મેડલ જાંહગીર કેરશાસપજી દાદાચાંનજીને; તથા ડયુક ઑફ એડીનબરો ફેલોશીપ શોરાબ માણેકશાહ ભરૂચાને; તથા સ્કાલરશીપોમાં એલીસ સ્કાલરશીપ જાંહગીર કેરશાસપજી દાદાચાંનજીને; નારાયણ વાસુદેવ સ્કાલરશીપ પણ જાંહગીર કેરશાસપજી દાદાચાંનજીને; સર જેમસ ફરગયુસન સ્કાલરશીપ વૈદાંની મીઠીબાઇ સી. જે. ખંબાતાને; પેશતનજી હોરમજજી કામા સ્કાલરશીપ મોટીબાઇ ફરામજી થાણેવાલાને; મનચેરજી નવરોજજી બનાજી સ્કાલરશીપ દીનશાહ દોરાબજી રોમરને; વરડઝવરડ સ્કાલરશીપ અને પ્રાઇઝ જાંહગીર કેરશાસપજી દાદાચાંનજીને; ડોશાભાઇ ફરામજી કામા સ્કાલરશીપ જમશેદજી બેજનજી વાછાને; તથા પ્રાઇઝોમાં જેમસ ટેલર પ્રાઇઝ જાંહગીર કેરશાસપજી દાદાચાંનજીને, અને જડજ સ્પેનસર પ્રાઇઝ ફરામરોજ એદલજી દીનશાહને.

આ વર્ષ નીચલા જરથોસ્તીઓ જુદી જુદી પરીક્ષાઓમાં પરીક્ષક નેમાયા હતા:—ડા૦ નવરોજજી કાવશજી કલીઆંણીવાલા, એ૦ દારાબજી દસ્તુર પેશોતનજી સંજાણા, શેઠો આદરજી મેહરનોશજી મસાંની, રૂસ્તમ મેહરબાન આગા, ફરદુનજી દાદાભાઇ મુલ્લાં, ફરામજી કાવશજી બનાજી, ફરદુનજી મનચેરજી દસ્તુર, કાવશજી દાદાભાઇ નાએગામવાલા, નાનાભાઇ અરદેસર મુસ, મેહરવાંનજી કેખશરૂ આલપાઇવાલા, શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા, શ્યાવકશાહ પેશતનજી દસ્તુર, જીજીભાઇ પેશતનજી મીસ્ત્રી, જાંગીરજી એદલજી દાવર, ધનજીશાહ હોરમજજી દસ્તુર, કેખશરૂ કુવરજી કાપડીઆ, કાવશજી જમશેદજી સંજાણા, જમશેદજી એદલજી દારૂવાલા, પેશતનજી જામાસપજી પાદશાહ, બહમનજી હોરમજજી પાવરી, બા૦ બા૦ બહમનજી શોરાબજી, ડાકટરો તેમુલજી ભીખાજી નરીમાંન, શોરાબ કાવશજી હોરમજજી, મનચેરજી કાવશજી કાંગા, કેખશરૂ નશરવાંનજી બાહદુરજી, શેઠો જમશેદજી અરદેસર દલાલ, દીનશાહ ફરદુનજી મુલ્લાં, રૂસતમજી પેશતનજી કરકરીઆ, ડા૦ નાદરશાહ હોરમજજી સુખીઆ, ખરશેદજી રૂસતમજી કામાજી, દારાં શાપુરજી શેઠના, રૂસ્તમ ખ. રૂ. કામા.

---

તા૦ ૧૯ મી ફેબરવારી.

મુક્તિફોજવાલા જનરલ બુથે કંગાલ હિંદીવાનોનું દુખ નીવારણ કરવા માટે રચેલી યોજના વિષે આજ રોજે અતરેના ટાઉન હાલમાં એક જાહેર ભાષાણ કીધું હતું. પ્રમુખસ્થાનની ખુરસીએ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. બીરાજયા હતા.[1]

---

[1] ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૯૬.

તા૦ ૨૦ મી ફેબરવારી.

ખાનબહાદુર દાદાભાઇ હોરમજજી દુબાશે પોતાનાં માતાજી મરહુમ બાઇ નવાજબાઇનાં નામની સુરત શેહરમાં પાણીની એક ટાંકી બાંધી આપવા માટે રૂ.૨૦૦૦) ની રકમ ભેટ આપી હતી.[1]

તા૦ ૨૨ મી ફેબરવારી.

રોજ ૧૦ માહ ૬ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—શોરાબજી રૂસતમજી ફટાકિયા[2]—ઉમર વર્ષ ૬૫). એવણ સુરતના રહીશ હતા. આપબળે વધેલાઓ-માંના મરનાર એક હતા. તેવણ સુરતમાં પેહલાં વણાટ-કામનો ધંધો કરતા હતા, અને તે પછી તેમને તેમના મામા શેઠ દોરાબજી બેહેરામજી ફટાકિયા ચીન પોતાની સાથે લઇ ગયા હતા, અને ત્યાં મરનારે વેપારમાં ઝીપ-લાવ્યું હતું. તેવણે ચીનની સફર ૭–૮ વખત કરી ચીનમાં લગભગ ૩૦ વર્ષ ગુજાર્યાં હતાં. સુરતમાં નવું દોખમું બંધાવવામાં મરનારે આગેવાનીભરેલો ભાગ લીધો હતો અને તેનાં ફંડમાં પોતે મોટી રકમ ભરીને બાકીની સુરત અને બીજાં મથકોએથી ઉઘરાવી હતી. વળી એવણે સુરત રૂસ્તમપુરાના મોટા કુવાપર આગ વેળા જોઇતું પાણી તુર્ત મેળવવા માટે એક મોટું બોઇલર પોતે ગોઠવાવ્યું હતું. સુરતના રૂસ્તમપરાના ગાહામ્બાર ફંડોના એક ટ્રસ્ટી હતા, અને તેમાં આગેવાનીભર્યો ભાગ લેતા હતા. એમની ખાનગી સખાવત અનેક હતી, અને તેવણ સુરતમાં "શોરાબજી બાહાદુર" ને નામે પ્રખ્યાત થઇ ગયાછે.

તા૦ ૨૯ મી ફેબરવારી.

રોજ ૧૭ માહ ૬ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

આજ દીને સુરત મધે માછલીપીઠમાં અંજુમનના ઉઘરાતથી બંધાવેલા આદરાંનને પરઠવાની ક્રિયા કરવામાં આવી હતી.[3] પ્રથમમાં જશનની ક્રીયાનું કામ દસ્તુરજી જામાસપજીને એ આદરીયાનના દસ્તુર તરીકે કરવા તથા એમ કરવાથી પંથકનો કે હકનો સવાલ એમાં રહી શકતો નથી, એમ જણાવી ટ્રસ્ટીઓ, પંથકી તથા આથોરનાનો તરફનો એક વીનંતીપત્ર મી૦ મનચેરશાહ પાલનજીએ વાંચી સંભળાવ્યો હતો. દસ્તુરજી જામાસપજીએ તેના જવાબમાં જણાવ્યું કે, "હું મોટી ખુશી સાથે જશન માંડતે, પણ મારી તબીયત સારી નથી, તેથી આદરીયાનના પંથકી અને નાયબ દસ્તુર મોબેદ એદલજીને ફરમાસ કરું છું કે, તેઓએ જશન માંડવું. મને માંદગી સીવાય બીજી કાંઇ-પણ હરકત જશન માંડવાને છેજ નહી."

જશનની ક્રીયા પુરી થયા પછી એ આદરીઆનના મેનેજીંગ ટ્રસ્ટી ડાકટર નશરવાનજી નવરોજજીએ આદરીઆન સંબંધી હકીકત વાંચી સંભળાવી હતી જેમાં તેઓએ આ આદરીઆન સ્થાપન કરવામાં કેટલીક તરફથી જે હરકતો અને મુશકેલીઓ નાખવામાં આવેલી તે વીશે ઇસારો કરી જણાવ્યું કે, આદરીઆનનું મકાન બાંધવાનાં ફંડમાં રૂ૧૨૯૦૦ ને આશરેની રકમો ભરાઇછે, જેમાંથી આ મજબુત મકાન બાંધવામાં આવવુંછે. તેના નીભાવ ફંડમાં જરથોસતીઓ તરફથી મોટી રકમો ભરાઇછે. બોય દેવા માટે એક સખી બાઇ તરફથી રૂ૧૭૦૦ ની રકમ ભરાઇછે, ખાનબહાદુર ધનજીભાઇ ફરામજી કામાડોરે રૂ૧૦૦૦, એક બાઇએ રૂ૫૧૦, બાઇ મીઠીબાઇ રૂસતમજી લાકડાંવાળાએ રૂ૩૦૦, મી૦ ગુસતાદજી મીની અને તેવણના એશીઓ તરફથી આશરે રૂ૭૦૦ ની રકમો, તેમજ બીજી રકમો મળીને રૂ૫૨૦૦ ચાલુ ફંડમાં ભરાયા-છે. પણ હજી એ ફંડને મોટી રકમની મદદની જરૂર છે.[4]

૧ જામે જમશેદ, તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૯૬.

નાનપચની એ ટાંકી ઊપર નીચે મુજબ તખતી છે :—

"Khan Bahadur Dadabhoy Hormusji Dubash in memory of his mother Bai Navajbai on the site presented by Mr. Framji Bhikhaji Ros. 1897."

૨ ભાઇઓ રૂસતમજી અને જાંગીરજી શેરાબજી ફટાકિયાના બાવા.

૩ એ દરેમેહેરમાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"પાક દાદાર હોરમજદની મદદ છે.

"હોરમજદી અને જરથોસ્તી પાક ખાલેસ દીનનાં "બરહક ફરમાંન મુજબ દીન બેહ માજદીઅશનીના "સાહેબોને પોતાની સર્વે ફરજો અદા કરવાને શાહ દીનદાર "જરથોસતીઓનાં લેખાં નાણાંની મદદથી પાક આતશ "આદરીયાંનના પુરી કેબલા સાથનું આ દરેમેહેરનું પવિત્ર "મકાન (બાગે પારસા) સુરત શેહેરના જરથોસતીઓની "આ બોહોલી વસ્તીવાલા ભાગમાં બંધાવી માજદીઅશની "દીનનાં હોકમો મુજબ સર્વે ક્રીયાઓ કરાવી અનજુમન "મેલવી જશન કરી અહુરમજદી અને દીન પુરની જાહેર "અને સાચી ગવાહી આપનાર પુરમંદ અને રોશન આતશ "આદર ફરોબા સાહેબને આજના મુબારક રોજે આ "મકાનમાં તખતનશીન કરીઆ છે. શરૂથી તે આજ દીન "લગી આ અતી ઊપયોગી અને જરૂરીઆતનાં નેક ધરમનાં "કામોની આગેવાની કરનારા જરથોસ્તી રૂફાના જે તાબે-"દાર શેવકાએ તે દાદારની બખશેશથી આ કામો સરંજામ "ઊતારીઆં છે, તેઓએ હવે પછી પણ આ પવિત્ર મકાન "ઊપર તથા એમાં થતાં દીન આઇનનાં સર્વે કામો ઊપર "પોતાની દેખરેખ તથા મદદ ચાલુ રાખવાને માથે રાખ્યું "છે, તથા એને લગતા તમામ કારોબાર ઊપર ટ્રસ્તીઓ "દાખલ પોતાનો કુલે અખત્યાર કાયમ રાખી આ દરેહ-"મેહેર તથા એને લગતાં મકાનો જરથોસતીના વપરાશ "માટે ખુલાં મુકયાં છે (રોજ મુબારક શરોશ પબ્દ માહા "મુબારક શરેહવર શેહેનશાહી શને ૧૨૬૫ યજદેજરદી તા૦ "૨૯–૨–૧૮૯૬."

૪ શેઠ શાપુરજી રૂસતમજી સુખીઆએ રૂ.૩૦૦૦) ની રકમ એ દરેમેહરમાં પોતાનાં કુટુંબીઓનું દરરોજનું બાપુક ક્રિયાકામ કરવાને એક જુદું ટ્રસ્ટ કરી જુન ૧૯૦૧ માં અનામત આપી હતી.

એ ફંડ પુરતું થતાં સુધી એને નીભાવવાના ખરચની કશી ફીકર નથી, સબબ પહેલાં આખાં વરસનો ખરચ હું પોતે એકલો હાથે ઉઠાવી લઉં છું. આ આદરીઆનમાં દસતુરજી તરીકેનો હક દસતુરજી જામાસપજી[1] મીનોચેહેરજી જામાસપઆસાનાનો અને પંથકી તરીકેનો મોબેદ એદલજી માણેકજી દફતરીનો રહેશે.

એ પછી દસ્તુર જામાસપજીને, તેમના બેટા એ. કેખશરૂને, પંથકી એદલજી માણેકજી દફતરીને, ડાકટર નશરવાનજી નવરોજજી ખંબાતાને, તથા શેઠ શેહરીઆરજી જમશેદજી કાપડીઆને શેઆલો હોરાડવામાં આવી હતી.

---

મરણ—જીવણજી ભીખાજી પટેલ,[2] એલાવના— ઉમર વર્ષ ૯૬). એવણ એલાવ કસબાના ખુજરોગ પટેલ અને ત્યાંના એક ઉદ્યોગી ખેડુત હતા. એમનું કુટુંબ કેટલાક જમાના થયા એ કસબામાં પટેલાઇ કરેછે. નીયમીત જીંદગીના પ્રતાપે આવડી મોટી ઉમર સુધી કામકાજ કરી શકતા હતા. ગયા ડીસેમબર ૧૮૯૫ માં એલાવ કસબાનાં નવાં દોખમાંનો તાંણો પુરવાની ક્રીઆ વખતે તેમાં ભાગ લીધો હતો.

---

તા૦ ૨ જી મારચ.

મુંબઇની યુનીવરસીટીની વૈદાંની ફેકલટીના ડીન તરીકે ડાકટર કાવસજી હોરમજજી તથા સીનડીક તરીકે ડાકટર કેખશરૂ નશરવાંનજી બાપુરજી, આરટના સીનડીક તરીકે શેઠ રૂસતમજી મેહરવાંનજી પટેલ, એમ. એ; એલ. એલ. બી. તથા કાયદાના સીનડીક તરીકે શેઠ ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, એમ. એ. ને આજ દીને ચુંટી કાઢયા હતા.[3]

---

તા૦ ૮ મી મારચ.

રોજ ૨૫ માહ ૬ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

ભરૂચ મધે બાઇ રતનબાઇ તે શેઠ ધનજીશાહ મેહરવાંનજી ડાકટરનાં ધણીઆંનીએ પોતાનાં દીકરી મરહુમ બાઇ જરબાઇનાં નામથી ત્યાંના જરથોસ્તીઓને માંદગીની વેળાએ હવા ફેરબદલ કરવા જવા સારૂ કાલી તલાવડી આગળની પોતાની જમીન ઉપર પાંચ કુટુંબોનો સમાશ થાય એવું એક સેનીટેરીયમ રૂ.૧૬૦૦૦) ને ખરચે બંધાવી આજ દીને જશન કરી ખોલ્લું મુકયું હતું.[4] જશનની ક્રિઆ પુરી થવા બાદ શેઠ કેખશરૂ ધનજીશાહ ડાકટરે પોતાનાં માતપીતા તરફથી ખોલાસો કહી સંભળાવ્યો કે એ મકાંન સર્વે જરથોસ્તીઓને માંદગીની વેળાએ વાપરવાને માટે બંધાવી આજ દીનથી તેમને અર્પણ કરવામાં આવ્યું- છે. એ બાદ ભરૂચની અંજુમન તરફથી શેઠ આદરજી મનચેરજી દલાલ, બી. એ. એ બાઇ રતનબાઇનો ઉપકાર માનયો, તથા સુરતવાલા શેઠ કેખશરૂ એદલજી મોદી, બી. એ. તથા મુંબઇવાલા શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ પણ ભાષણો કરી આ સખાવતની સ્તુતી કરી હતી. એ બાદ ચાશની કરી મેલાવડો બરખાસ્ત થયો હતો.[5]

---

તા૦ ૯ મી મારચ.

મુંબઇ મધે આએ શાલ ભરાયલાં સરશ ગાડી-ઘોડાઓનાં પ્રદર્શણમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ તથા શેઠો કાવશજી દાદી લીમજીને તથા દીનશાહ નશરવાંનજી વકીલને સરશ ઘોડા તથા ટટુ માટે ઇનામો તથા શેઠ પેશતનજી બેહરાંમજી પ્રેસને સુંદર તથા ટકાઉ ગાડીઓ બનાવવા માટે સોનાંનો એક ચાંદ તથા ગાડીઓનો શોભાયમાંન અસબાબ બનાવવા માટે રૂપાંનો ચાંદ ઇનામમાં મલ્યા હતા.[6]

---

તા૦ ૧૦ મી મારચ.

અતરેની વિકટોરીયા નાટક મંડલીએ જાનવરોપરનું ઘાતકીપણું અટકાવનારી મંડલીનાં ફાયદાને માટે આજ રાત્રે "હરીશચંદર" નો ખેલ કરી બતાવ્યો હતો, જેની આવકના થયલા રૂ.૧૦૦૦) મંડલીનાં ફંડમાં આપ્યા હતા.[7]

---

૧ આ અઠવાડયાંમાં સુરત મધે દસતુર જામાસપજી તરફથી હરરોજ સાંજના વખત, પહરેજગારી, કોઇપણ ચીજ નકામી પેદા થઇ નથી, રવાંનોની બાજરોજગારની કીયા તથા ભણનરો ચાલુ રાખવાની અગત, બાજદીયસનાન બાઇઓની ફરજ, આતશની બુલંદી વગેરે બાબદો ઉપર વાયજો અપાઇ હતી.

૨ શેઠો હીરજીભાઇ તથા દીનશાહ જીવણજી પટેલના બાવા.

૩ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૩ જી મારચ ૧૮૯૬.

૪ એ મકાંનપર નીચે મુજબ તખ્તી છે:—

"The Jarbai Convalescent Home endowed by Bai Rattanbai wife of Dr. Dhanjishaw Merwanji in memory of her daughter Jarbai who died at Broach on the 10th March 1889 Parsi dated 25th Arsesavang of the month of Sherevar 1258 of the Yazdezardi.

શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
જરબાઇ સેનીટેરીઅમ.

આ મકાન સાજાં થયલાં જરથોસ્તી દરદીઓના એક આરામગાહ લેખે બાઇ રતનબાઇ તે ડાકટર ધનજીશાહ મહેરવાનજીનાં ધણીઆણીએ પોતાની બેટી જરબાઇના પુણને માટે બંધાવ્યું છે. રોજ ૨૫ અરશીશવંગ માહ ૬ ઠો શહેરેવર, સને ૧૨૫૮ યઝદેઝરદી. તા૦ ૧૦ મી મારચ સને ૧૮૮૯ ઇસ્વીને દીને બહેસ્તનશીન થયાં તેવણની પવીત્ર યાદમાં. તા૦ ૮ મી મારચ સને ૧૮૯૬."

૫ સુરત ગોફતાર, તા૦ ૧૫ મી મારચ ૧૮૯૬.

૬ ટાઇમસ ઓફ ઇ૦, તા૦ ૧૨ મી મારચ ૧૮૯૬.

૭ જામે જમશેદ, તા૦ ૨૬ મી મારચ ૧૮૯૬.

### તા૦ ૧૩ મી મારચ.

સુરત મધે નવાપરાના ગોળવાડમાં ગઇ તા૦ ૮ મીની રાતનાં એક મોટી આગ લાગવાથી તેમાં ૭૧ કાચી બાંધણીનાં ઘરો બળી ગયાં હતાં તથા ઘણુંક ગરીબોને નુકસાન થયું હતું તેમને મદદ કરવા માટે આજ દીને સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટનાં પ્રમુખપણાં હેઠલ તેમનાં મકાનમાં એક સભા મલી હતી, જ્યાં એક ફંડ એકઠું કરી તે તરફ મદદ મોકલવાનો ઠેડાવ થયો તથા તે માટે એક કમીટી નેમી તેના શેઠો ઘેલાભાઇ હરીદાસ અને બહેમનજી દીનશાહજી પીટીટને આનરરી સેક્રેટરી નેમ્યા હતા.[1]

### તા૦ ૧૪ મી મારચ.

શેઠ મરજબાંન મનચેરજી મરજબાંનને ફ્રેંચ સરકાર તરફથી જાહેર કેળવણીના પ્રધાને ત્યાંની જાણીતી એકેડમીના ફેલો નેમી "આફીસર ડી એકેડમી"નું માન આપ્યું હતું. પારસીઓને લગતી તવારીખનું એક પુસ્તક બાહેર પાડવામાં એવણે કરેલી મદદ માટે આ માન એમને મલ્યું હતું.[2]

### તા૦ ૧૫ મી મારચ.

બદનેરામાં શેઠ જાંહગીર હોરમજજી મોદીએ બંધાવેલી હાસ્પીટલનો વધારાનો ભાગ ત્યાંના કમીશનર મી૦ એફ. એસ. બુલોકે આજે ખુલ્લો મેલ્યો હતો. એ વધારાના વૉર્ડને શેઠ જાંહગીરજીએ પોતાના મીત્ર શેઠ કાવશજી દીનશાહ એડનવાલાનું નામ આપ્યું છે.[3]

### તા૦ ૧૬ મી મારચ.

રોજ ૩ માહ ૭ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

દેહણુની પાસે આવેલાં સુંદર આબોહવા તથા દરીયાને કીનારેનાં જાંહબોરડી ગામ મધે બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ પોતાના બેટા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં નામથી બંધાવેલાં સેનાટેરીયમને ખોલ્લું મેલવાની ક્રીઆ આજ દીને સવારનાં કરવામાં આવી હતી. ઉદવાડાના દસ્તુર ખુરશેદજી માનોચેહરજી તથા દસ્તુર પેશોતનજી બરજોરજી મીરજાંએ જશનની ક્રીઆ શરૂ કીધી હતી, જે પુરી થવા બાદ બાઇ દીનબાઇ તરફથી તેમના નબીરા શેઠ જીજીભાઇ ફરામજી પીટીટે એક અંજુમન પત્ર વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે "આ સેનાટેરીયમનું મકાન કુલે જરથોસતીઓના વપરાસ સારૂ આજ દીને બંધાવી ખુલ્લું મેલયું છે. એ મકાન બાંધવા તથા તેમાં ઘટતો સરસામાન વીગેરે મેલવા પાછળ આશરે રૂ૧ લાખનો ખરચ કરવામાં આવયો છે. એ મકાનની મરામત, માણસના પગાર, વીમો, ભોંયભાડું વીગેરેના ખરચ સારૂ બાઇજી દીનબાઇએ બીજા રૂ૨૫૦૦૦ ની રકમ એલાહેદી કહાડી છે. આ મકાનનું નામ "જમશેદજી નશરવાનજી પીટીટ જાંહબોરડી સેનીટેરીયમ" કરી રાખ્યું છે, અને તેનો સઘળો વહીવટ મરહુમ શેઠ નશરવાનજીએ શ્રી મુંબઇ મધે સથાપેલાં નશરવાનજી માણેકજી પીટીટ ચેરીટી ફંડની કમીટીને હસતક સોંપવામાં આવયો છે, જેઓ એ મકાનની વયવસથા વાશેનો સઘળો ઘટતો બંદોબસત કરશે."

ઉપલો અંજુમન પત્ર વંચાઇ રહેવા બાદ દસતુર ખુરશેદજી માનોચેહેરજીએ ઉદવાડા તથા આસેપાસેના ગામોના જરથોસતીઓ તરફથી એ સુખસગવડ તથા હવાપાણીવાળું કુશાદે મકાન બંધાવી આપવા માટે આભાર માનનારૂં બાઇ દીનબાઇને આપવાનું માનપત્ર વાંચી સંભલાવયું હતું, તેમજ દવીયર તથા જાંહબોરડીની અંજુમન તરફનું માનપત્ર મી૦ અરદેશર દારાબજી દવીયરવાળાએ વાંચી સંભલાવયું, જેના શેઠ જીજીભાઇએ બાઇ તરફથી ઘટતા બોલોમાં જવાબો આપયા હતા. એ બાદ ચાશની કરી સર્વે લોક વદાય થયા હતા.[4]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૪ મી મારચ ૧૮૯૬.

આ આગમાં નાશ પામેલાંઓને તુરત મદદ આપવા શેઠાણી બાઇ મોટલાંબાઇ વાડીઆએ રૂ.૧૦૦૦) તથા ખાંનબાહાદુર દાદાભાઇ હોરમજજી દુબાશે રૂ.૫૦૦) ની રકમ સુરતના કલેકટર મી૦ લેલી ઉપર મોકલી આપી હતી.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૧૫ મી મારચ ૧૮૯૬.

૩ જામે જમશેદ, તા૦ ૧૬ મી મારચ ૧૮૯૬.

૪ જામે જમશેદ, તા૦ ૧૮ મી મારચ ૧૮૯૬.

આ સેનીટેરીઅમના વચોવચના ભાગમાં નીચે મુજબની તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો. શેઠ જમશેદજી નશરવાનજી પીટીટ જાંહબોરડી સેનીટેરીયમ. આએ સેનીટેરીયમનું મકાન મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં પુનને માટે એઓનાં માતાજી બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટ, તે મરહુમ શેઠ મેરવાનજી જીજીભાઇ મુગાનાં બેટીએ બંધાવી રોજ ૩ જો અરદીબેહેસત અમસાસપંદ માહા ૭ મો મેહેર યઝદ શેહેનશાહી સને ૧૨૬૫ યઝદેજરદી તા૦ ૧૬ મી મારચ ૧૮૯૬ સંવત ૧૯૫૨ ના ચઇતર શુદ બીજ ને વાર સોમને દીને કુલે જરથોસતીઓના વપરાસ માટે ખુલ્લું મેલ્યું છે."

આ સેનીટેરીયમવાળી જગા વીસતારમાં પાંચ એકર જેટલી છે, જે દર એકરે રૂપીઆ ૪૦૦) ને ભાવે ખરીદવામાં આવી છે અને તોપણ તેને માટે દર વરસે ભાડાં દાખલ રૂ૫૦) આપવા પડશે. આ જગાની બરાબર વચમાં સેનીટેરીયમની ઇમારત બાંધી છે. જે ૪૦૮ ફીટ લાંબી અને ૪૦ ફીટ પોહોળી છે. ઇમારતનો પાયો ૭ ફીટ ઊંડો અને ૪॥ ફીટ પોહોળો છે, જમીનથી ઓટલો ૫ ફીટ ઊંચો છે અને તેની ઉપર ઇટરડીની દીવાલ ૧૬ ફીટ ઊંચી છે. અને ફરસબંદી બધી પોરબંદરના પથરની છે અને દરીયા આગળના આખા ઓટલા ઉપર તેજ પથરની બેઠક બાંકાના આકારમાં

આજ દીને પરેલ મધે "શ્રી જમશેદજી નશરવાંનજી પીટીટ પારસી આરફનેજ" વાળાં મકાનમાં બાઇ સાહેબ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.[1]

---

શ્રી જમશેદજી નશરવાંનજી પીટીટ ફોરટ રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરી માટે બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટે રૂ.૨૧૯૦૦૦) ને ખરચે કોટેકોટ એક મોટી રોનકદાર ઇમારત "શ્રી જમશેદજી નશરવાંનજી પીટીટ ઇનસ્ટીટયુટ"[2] ને નામે બંધાવવા માંડી હતી તેનો પાયો નાખવાની ક્રિઆઃ આજ દીને સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટે ખાનગી રીતે કરી હતી. મોબેદોનાં ભણતર વચ્ચે પાયાના

---

કરીછે. જેથી ઇમારતની બાંધણી ઘણી મજબુત થઇછે. છેક દરીયાને કીનારે આ મકાન છે, જેથી તેની જગા બહુ રળીયામણી લાગેછે. એકી વખતે ૧૬ કુટુંબોનો સમાવ તેમાં થઇ શકે એટલી સગવડ તેમાં કરીછે. દરેક કુટુંબને બે ઓરડા તથા એક બાવરચીખાનું મલેછે. એ ઓરડાઓમાંનો એક ૧૭ ફીટ લાંબો અને ૧૨ ફીટ પોહોળો તથા બીજો ૧૭ ફીટ લાંબો અને ૧૦ ફીટ પોહોળો છે, તથા બાવરચીખાનું પણ એ છેલ્લા ઓરડા જેટલુંજ છે.

૧ આ દરેમેહરની પડોશમાંજ એક અલાહેદું નાહનું મકાન મોબેદોને માટે બાંધયુ છે. એ દાદગાહ ખાનગી હોવાથી એનાપર કાંઇ તખ્તી નથી. એ દીને મરહુમ શેઠ જમશેદજી પીટીટની આઠમાં વરસની બાજ હતી, અને તેથી તેમનાં માતાજીએ તેમનાં પુન માટે મજકુર આરફનેજને "લાલબાગ" ને લગતીજ ૭૫૦૦૦) ચોરસવાર જમીન તેપરના બે બંગલા વગેરે સાથે, કે જેની વારસીક ઊપજ રૂ. ૭૦૦૦) ઊપર થાયછે, તે આપી હતી, અને તેનો નીચલો ઉપયોગ કરવા જણાવ્યું હતું:—એ દરેમેહરના નીભાવ માટે માસીક રૂ. ૫૦) ખરચવા, અને શેહેનશાહી અથોરનાનો મધેથી કોઇથી પંથનાં (૬) છ છોકરાઓને જેમ આરફનેજ મધે ધરમખાતે લીધેલા છોકરાઓને રાખીને તેઓની પરવરસી કરવામાં આવેછે તેવી રીતે તેઓને આરફનેજનાં મકાંન મધે રાખી તેઓની પરવરસી કરવી, તથા તેઓને આરફનેજના સબંધમાં જે આતશ દાદગાહનું મકાંન મરહુમ શેઠ જમશેદજીનાં મરણના આઠમા વારસીક દીવસે ખુલ્લું મુકાયું, તે મકાંન મધે રાખેલા મોબેદોના હાથ હેઠલ તે છોકરાઓને યોજદાથ્રેગરીનાં સરવે કામની, એટલે કે યજશને, વંદીદાદ, નીરંગદીન, બાજ આફરગાંન, ફરવરશી, વીગેરે જરથોસ્તી મજહબમાં ફરમાવેલી તથા ચાલતી આવેલી ધરમને લગતી ક્રીયાઓની પક્કી તાલીમ આપવી.

૨ એ મકાંન કોટફોટના પીટીટ શેઠોનાં ઘરની સાંમે હોર્નબી અને એસ્પ્લેનેડ ક્રોસ રોડનાં ખુણાં ઊપર ૧૨૦૦) ચોરસ વારનો જમીનનો કટકો શેઠ જમશેદજી નશરવાંનજી તાતા પાસે વેચાતો લેઇ બંધાવી આપ્યુંછે. એનું દીવાનખાનું ૧૦૦) ફીટ લાંબું અને ૪૮) ફીટ પોહલું અને તેને ફરતી ૧૦) ફીટની પોહળાઇની ગેલરી સાથનું છે. વળી એનાં ભોંયતળીયાંની દુકાંનનું મોટું ભાડું જે આજે (૧૯૧૫) માં વારસીક રૂ. ૧૧૪૦૦) નું છે, તે એ લાઇબ્રેરીનાં ફંડને ધરખમ ટેકો આપેછે. એ મકાંન મેલવી આપવાની મેહનત કરનારાઓમાં મુખ્ય શેઠો રૂસતમજી મેહરવાનજી પટેલ, જીજીભાઇ પેશતનજી મીસ્રી અને જીજીભાઇ ફરાંમજી પીટીટ હતા.

શેઠ રૂસતમજી મેહરવાંનજી પટેલની એ સેવાના બદલામાં લાઇબ્રેરીની કમીટીએ ૧૮૯૭ માં એઓને પોતાના પેહલા આનરરી લાઇફ મેમબર નેમી માન આપ્યું હતું, અને બાઇ દીનબાઇ પીટીટની પાદશાહી બક્ષેસના આભારમાં પોતાની તા૦ ૩૧ મી આગશટ ૧૮૯૮ ની મીટીંગમાં એવણને એક માનપત્ર જેના ઊપર મરહુમ શેઠ જમશેદજીની એક છબી અને એ ઇનસ્ટીટયુટના મકાનની આગલી બાજુની છબી દોરેલી હતી—તે રૂપાંની ફ્રેમમાં મેલી અરપણ કરવાનો ઠરાવ કીધો—પણ તે માનવંત બાઇને આ ભેટ રજુ કરે તેટલાં તેમનું દુઃખ ભર્યું મરણ નીપજવાથી આ ભેટ તેમનાં દીકરી બાઇ આવાંબાઇ ફરાંમજી પીટીટને આપી હતી. આ ભવ્ય મકાન ઊપરાંત પીટીટ કુટુંબ તરફથી એ ખાતાંને બીજી મુખ્ય મદદ મલી હતી તે બાઇ આવાંબાઇ ફરાંમજી પીટીટ તરફથી બધું તમામ—રૂ.૯૫૦૦) ની કીમતનું—ફરનીચર, અને પોતાના મરહુમ ભાઇ જમશેદજીનું મારબલનું એક અર્ધ બાવલું; સર દીનશાહજી માણેકજી પીટીટ, પેહલા બેરોનેટ, તરફથી બુક ફંડ સ્થાપવાને રૂ. ૧૦૦૦૦) ની સરકારી નોટો; બાઇ દીનબાઇ તરફથી પોતાના મરહુમ દીકરા જમશેદજીની ખાનગી લાઇબ્રેરી.

વળી ૧૯૦૬ માં એ ઇનસ્ટીટયુટની ૫૦) માં વર્ષની જુબીલીની યાદ માટે એક બુક ફંડ સ્થાપી તેમાંથી ઓરીયેંટલ ધર્મો અને ફીલસુફીનું સાહીત્ય સ્થાપવાની ધારણા રાખી હતી. તેમાં બધા મળી રૂ. ૫૭૭૪) ભરાયા હતા. જેમાંના રૂ. ૪૦૦૦) પણ પીટીટ કુટુંબના હતા. તેમાંથી જુબીલી બુક ફંડ નામે ખાતું પાડયું હતું.

ઇ. સ. ૧૯૦૮ માં શેઠ રૂસતમજી મેહરવાનજી પટેલનાં મરણ વેળા સભાસદોએ એમની યાદગારી માટે રૂ. ૮૮૯) એકઠા કરી તેમની છબી ચીતરાવી મુખ્ય દીવાનખાનામાં મેલાવી હતી.

ઇ. સ. ૧૯૦૯ માં અંજુમને એલમીયાએ ફારસી નામની ફારસી ભાષા ખીલવનારી સોસાઇટી બંધ પડવાથી તેના આ. સેક્રેટરી શેઠ જીજીભાઇ પેશતનજી મીસ્રીએ તેની બાકી પુંજી—રૂ. ૧૬૦૦) ની સરકારી નોતો—ઇનસ્ટીટયુટને ભેટ આપી તેનાં વ્યાજમાંથી ફારસી ચોપડીઓ યા ફારસીના તરજુમા ખરીદવાની સરત કરી હતી.

ઇ. સ. ૧૯૧૨ માં મરહુમ શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીનું સંગેમરમરનું મેડલીઅન બસ્ત શેઠ શોરાબજી એદલજી વારડીને ઇનસ્ટીટયુટને ભેટ આપ્યું હતું. જે ઇનસ્ટીટયુટના પ્રમુખ સર દીનશાહજી પીટીટે ખુલ્લું મુકયું હતું.

ઇ. સ. ૧૯૧૪ માં શેઠ જીજીભાઇ પેશતનજી મીસ્રીનાં મરણ વેળા તેમની અનેક સેવાની યાદ માટે મેમબરોએ ઊઘરાંણું કરી રૂ. ૧૫૦૦) એકઠા કીધાછે. તેમાંથી એમની એક છબી ચીતરાવાની ધારનાં રાખીછે.

એ નવાં મકાનમાં એ લાઇબ્રેરી ૧૮૯૮ ના મે માસમાં લેઇ જવામાં આવી હતી.

પથ્થરની હેઠળ એક તખતી[1] મુકયા બાદ સર દીનશાહજીએ પાયાનો પથ્થર એક રૂપાંની થાપી વતી ગોઠવી જાહેર કર્યું કે "હું જણાવવાને ખુશી છું કે, આ પાયો નાખ્ખવાનું કામ પાક દાદગરની મેહેરબાનીથી પાર પડયુંછે અને ચાહ્યું છું કે, આ મકાન જાવેદાન સુધી કાયમ રહે."

ઈ. સ. ૧૮૯૬ માં એના ૧૦૫૦) મેમબર હતા. ત્યારે આજે (૧૯૧૫ માં) તેની સંખ્યા ૨૪૭૭) ની છે. જેમાં બાનુ મેમબરો ૬૭) છે. લાઈફ મેમબરો ૫૭), પેહલા વર્ગના ૭૧૭), બીજાના ૬૪૩) અને ત્રીજા વર્ગના ૧૮૭૪) સભાસદો છે. કુલે સભાસદોમાં પારસી ૨૧૧૧) છે.

એ ખાતાંની રોકડ પુંજી હાલ (૧૯૧૫) માં રૂ. ૧૦૭૧૦૦) ની છે. જે મધે રૂ. ૫૪૦૦૦) રીઝર્વ બીલ્ડીંગ ફંડ ખાતે છે.

એની મેનેજીંગ કમીટીના ગ્રહસ્થોની ટીપ ૧૮૮૫ સુધીના "પારસી પ્રકાશ" નાં ૧ લાં દફતરને ૭૦૩) મે સફે આવેલીછે. ત્યારપછી નીચલા ગ્રહસ્થો અવારનવાર સામેલ થયાછે:— સરનશીન તરીકે ૧૮૭૦ થી ૧૮૯૬ સુધી શેઠ જાંગીરજી રૂસતમજી મોદી, ૧૮૯૬ થી ૧૮૯૭ શેઠ હોરમજજી શાપુરજી અને ૧૮૯૭ થી આજસુધી શેઠ જીજી-ભાઈ ફરામજી પીટીટ, એટલે ૧૯૧૫ સુધી--સર દીનશાહ માણેકજી પીટીટ, બીજા બેરોનેટને નામે—છે. નાયબે સર-નશીન તરીકે ૧૮૮૨ થી ૧૮૯૬ સુધી શેઠ હોરમજજી શાપુરજી, અને ૧૮૯૭ થી ૧૯૦૯ માં પોતાનાં મરણ સુધી શેઠ રૂસતમજી મેહરવાનજી પટેલ, અને ૧૯૦૯ થી આજ સુધી શેઠ શેરાબજી એદલજી વારડીન છે. ખજાનચી તરીકે ૧૮૮૫ થી ૧૯૦૪ માં પોતાનાં મરણ સુધી શેઠ અરદેસર પેશતનજી શેઠના, અને ૧૯૦૪ થી આજસુધી શેઠ રૂસ-તમજી મેહરાંમજી જીજીભાઈ. સેક્રેટરી તરીકે ૧૮૮૫ થી ૧૮૯૭ સુધી શેઠ રૂસતમજી મેહરવાંનજી પટેલ, અને ૧૮૯૭ થી સને ૧૯૧૩ માં પોતાનાં મરણ સુધી શેઠ જીજીભાઈ પેશતનજી મીસ્રી, અને ૧૯૧૩ થી શેઠ શેરાબ બરજોરજી દાદીબરજોર છે, અને અમીકારીઓમાં શેઠો દીનશાહ જીજી-ભાઈ, જાલભાઈ દોરાબજી ભરડા, જાંહગીર દોરાબજી નીમચ-વાલા, જાંહગીર નશરવાંનજી મોદી, ફીરોઝ ખરશેદજી શેઠના, મેહરવાંનજી નશરવાંનજી વાડીઆ, દારાં શાપુરજી શેઠના, જમશેદજી મેહરવાંનજી આંટીઆ, રૂસ્તમ પેશતનજી મસાંની, મેહરજીભાઈ નશરવાંનજી કુકા, હોરમસજી જાંગીરજી ભાભા વગેરે.

૧ આ તખતીપર નીચે મુજબનો લેખ હતો:—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.

ધી જમશેદજી નશરવાનજી પીટીટ ઇનસટીટયુટ.

એ લાઇબ્રેરી અસલ ધી ફોરટ રીડીંગ રૂમ અને લાઇબ્રેરીને નામે ઓળખાતી હતી તે વખતે મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટ એ ખાતાંનાં ભલાં સારૂં ઘણી કાળજી રાખતા હતા. તેવણુનાં મરણ પછી મરહુમ શેઠ નશર-વાનજી માણેકજી પીટીટે તેવણુની યાદગારી કાયમ રાખવાને માટે એ લાઇબ્રેરીનાં ફંડમાં રૂ.૨૫૦૦૦) અંકે પચીસ હજાર ...ના ટકા ચારના પોરટ ટ્રસ્ટ ડીબેનચરો આપયાં અને એ લાઇબ્રેરીનું નામ ધી જમશેદજી નશરવાનજી પીટીટ ફોરટ રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરી રાખવામાં આવયું હતું,

એ બાદ તેવણુ તરફથી એક નાહનું ભાષાણુ તેવણુના સેક્રેટરી એમ૦ કાવશજી બહમનજી કાતરકે વાંચી સંભળાવ્યા બાદ એ લાઇબ્રેરીના આનરરી સેક્રેટરી શેઠ રૂસતમજી મેહરવાંનજી પટેલે સર દીનશાહજીએ લીધેલી તકલીફ સારૂં તેવણુનો ઉપકાર માનયો હતો, જે બાદ મેલાવડો બરખાસ્ત થયો હતો.[2]

તા૦ ૧૭ મી મારચ.

રોજ ૪ માહ ૭ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—દોરાબજી પેશતનજી દસ્તુર—ઉમર વર્ષ ૪૨). એવણુ સુરત મધે સઈયદપરાંની દસ્તુરી ચલાવતા હતા, તથા કછ માંડવી મધે પોસ્ટ માસ્તરના ઓહદાપર હતા.[3]

તા૦ ૧૯ મી મારચ.

આજ દીને સુરત મધે સઈયદપરામાં મરહુમ દોરાબજી પેશતનજી દસ્તુરનાં ઉઠમણાંમાં તેમના બેટા એમ૦ એરચશાહને અંજુમન તરફથી તથા ગોપીપરા, સઈયદપરા, અને શીગન-પોરના પારસીઓ તરફથી મલી ૪) શેઆલો હોરાડવામાં આવી હતી.[4]

પણુ વખત જવે એ લાઇબ્રેરીમાં મેમબરો ઘણા વધી જવા-થી તેઓને બેસવાની સગવડ ન હોવાને લીધે આ મકાન મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટની પુંજીમાંથી તેવણુનાં વીધવા બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ મેરવાનજી જીજીભાઈ મુસાંનાં બેટીએ પોતાના મરહુમ દીકરા શેઠ જમ-શેદજીનાં પુનને માટે બંધાવી આપયુંછે. તા૦ ૧૬ મી મારચ સને ૧૮૯૬ ને વાર સોમે."

એનાં મકાનપર નીચે મુજબ તખ્તી છે:—

"The Jamsetjee Nesserwanjee Petit Institute
Erected at a cost of Rs, 2,46,644
By
Bai Dinbai Nesserwanjee Petit
To perpetuate
The memory of her only son
Jamsetjee Nesserwanjee Petit Esqr.
Who died on the 18th of March 1888,
In the bloom of Life and full of hope and promise
The foundation Stone of this Institute
was laid on the 16th of March 1896
By
Sir Dinshaw Manockjee Petit Baronet.
This Building was completed and opened
For purposes of a Library and Reading Room
on the 1st of May 1898,
Roze Farvardin Maha Aban Yezdezardi 1267."

૨ જામે જમશેદ, તા૦ ૧૭ મી મારચ ૧૮૯૬.

૩ દસ્તુર એરચશાહ દોરાબજી પેશતનજીના બાવા.

૪ જામે જમશેદ, તા૦ ૨૧ મી મારચ ૧૮૯૬.

તા૦ ૨૦ મી મારચ.

રોજ ૭ માહ ૭ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—અમદાવાદમાં, બાઇજી તે શેઠ ફરામજી પેસ્તનજી વકીલનાં ધણીઆની. એવણ અમદાવાદની લેડીઝ કલબના પોતાનાં મરણ સુધી ઓનરરી સેક્રેટરી હતાં.

---

તા૦ ૨૪ મી મારચ.

અતરેની વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇનસ્ટીટયુટના સંબંધમાં ધાતુકામને લગતી કેળવણી આપનારી "સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ સ્કુલ ફોર શીટમેટલ વરકીંગ એંડ ઇનેમલીંગ" નો પાયો નાખવાની ક્રીઆ આજ દીને મુંબઇના નામદાર ગવરનર લારડ સેંડહરસ્ટે કીધી હતી. સર દીનશાહજીની તરફથી તેમના દીકરા શેઠ બહમનજી દીનશાહજી પીટીટે નામદાર ગવરનરને પાયો નાખવાની ક્રિઆ કરવાની અરજ કરતાં જણાવ્યું કે ૧૮૮૭ માં સર દીનશાહજીને નાઇટહુડનો ખેતાબ મલ્યો તે વેળાએ તેમના મિત્રો તથા તેમની એજનસી હેઠલના કામદારોએ તેમની યાદગારી રાખવા માટે રૂ.૨૫૬૦૦) નું એક ફંડ ઉભું કીધું હતું, જે તેનાં આટલાં વર્ષનાં બાજ સાથે વધી રૂ.૪૧૯૮૨) નું થયું છે, અને જે આ ધાતુઓ ઓટવાની તથા તેને રંગ ચહડાવવાની શાળા માટે આપી દેવાની મેં મંજુરીઆત આપીછે તથા હાનરેબલ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ. ની બલાંમણ ઉપરથી ઇનેમલ બનાવવા માટે જોઇતું સાંચાકામ મંગાવવાને રૂ.૭૫૦૦) તથા ઇલેકટ્રો પલેટીંગ, નીકલ પલેટીંગ, અને કાપર પલેટીંગનું કામ શિખવવાને બીજા રૂ.૨૫૦૦) મલી બીજી રૂ.૧૦૦૦૦) ની રકમ મેં મારી પાસેથી આપીછે. એ બાદ નામદાર ગવરનરે પાયો નાખવાની ઘટલી ક્રિઆ કીધા બાદ એક સુભાખીત ભાષાણ કીધું, અને મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

---

તા૦ ૨૫ મી મારચ.

રોજ ૧૨ માહ ૭ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—ડાકટર જમશેદજી ભીખાજી ઉનવાલા—ઉમર વર્ષ ૩૭). એવણ કરાંચી આગલ નગરઠઠા ખાતે ગુજર્યાં. ૧૮૮૩ માં ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાંથી તબીબી સેવટની પરીક્ષા પસાર કરી, સરકારી તબીબખાતાંમાં નોકરી રહ્યા. ખારાઘોડા, હુબલી, મનોરા, ઠઠા વગેરે મથકો ખાતે મદદનીશ સરજ્યન તરીકે કામ ચલાવ્યાં, થોડુંક સુધી શીકારપુરના સીવીલ સરજ્યનના ઓહદાનું કામ પણ ચલાવ્યું હતું.

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૫ મી મારચ ૧૮૯૬.

તા૦ ૨૬ મી મારચ.

રોજ ૧૩ માહ ૭ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—ખાંનબાહદુર ફરામજી અરદેશર કેકોબાદના[2]—એવણ અહમદનગરના એક આગેવાંન પારસી હતા, અને ત્યાંજ ગુજર્યાં હતા. જ્યારે અહમદનગર સુધી રેલવેની સડક ન હતી, ત્યારે પુનેથી ત્યાંસુધી સરકારી મેલ અને ઉતારૂઓ વગેરે લઇ જવાનું કંત્રાકટ નામદાર સરકારના મોટા સંતોષ વચે બજાવતા હતા. જેથી એવણનું કુટુંબ "મેલ કંત્રાકટર" ની અટકથી જાણીતું હતું, અને એ સેવાની પીછાંનમાં ૧૮૮૩ માં એવણને "ખાનબાહદુર" નો ખેતાબ મલ્યો હતો. અહમદનગરની મ્યુનીસીપાલીટીના ઘણાં વર્ષ સુધી પ્રમુખ હતા. ૧૮૯૩ માં ત્યાંના આનરરી માજીસ્ટ્રેટ નેમાયા, અને ૧૮૯૪ માં અહમદનગર ડીસ્ટ્રીકટનો અફીમનો ઇજારો મેલવ્યો હતો.

---

તા૦ ૨૮ મી મારચ.

રોજ ૧૫ માહ ૭ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—રૂસતમજી માણેકજી મેહતા અથવા મીસ્ત્રી—ઉમર વર્ષ ૬૬). એવણ અત્રેનાં "વાટસન હાટલ" મધે બજાર પોંહચાડતા હતા. તેપરથી "વાટસન હાટલવાલા" કરીખે ઓળખાતા હતા. એવણ પોતાની પુંજીમાંથી પોતાનાં ધણીઆની બાઇ જીવણબાઇની મંજુરીયાત સાથ રૂ.૨૮૧૫૦) ની મોટી રકમની સખાવત કરી ગયાછે.[3]

---

૨ પુનાવાળા ખાનસાહેબ નવરોજજી ફરાંમજીના બાવા.

૩ તા૦ ૬ ઠી નવેમબર ૧૮૮૪ ને દીને મરનારે પોતાની તથા મરહુમ શેઠ શોરાબજી શાપુરજી બંગાલી, સી. આઇ. ઇ., તથા મેસરસ કાવશજી દાદાભાઇ ફરદુનજી કથોક અને માણેકજી મનચેરજી બહાદુરજી વચે કરેલાં ત્રસટ દીડની રૂએ, મુંબઇનાં કોટ મધે પીઠાં સ્ત્રીટના નાકાપર આવેલું ફરજનદારી જગા ઉપરનું પોતાનું ત્રણ મજલાવાળું એક ઘર, કે જેની કીમત આશરે રૂપીઆ ૮૦૦૦ ની છે તે ઘર મુંબઇનાં જરથોસ્તીઓ માટે એક ધરમનું દવાખાનું ઉઘાડવા સારૂં ઉપલા ત્રસટીઓને સપુરદ કરયુંછે. વળી એ દવાખાનાના નીભાવ માટે રૂ૫૦૦૦ ની સરકારી ૪ા ટકાની નોટો જે પાછળથી ૩ા ટકામાં ફેરવવામાં આવી છે તે, તથા રૂ૧૫૦૦૦ ની રકમના મુંબઇના પોરટ ત્રસટનાં ૪ ટકાનાં વીયાજનાં બાંડો મળી કુલે રૂ૨૦૦૦૦ ની રકમ મુંબઇ બેંક મધે ઉપલા ત્રસટીઓને નામે અનામત મેલીછે. એ ઉપરાંત એ ઘરનો દવાખાના માટે જે ભાગ વપરાય, તે બાદ કરતાં બાકીનો ભાગ ભાડે આપવાથી જે રકમ ઉપજે તે ઉપર જણાવેલી રૂ૨૦૦૦૦ ની રકમનાં વીયાજ સાથ દવાખાનાના ખરચ માટે વાપરવાનું ઠરાવયુંછે, તથા એ દવાખાનાના નીભાવ માટે બીજા સખી અસખો પોતાને તર્યાના સરઅવસરે કાંઇ રકમો ભરે, તો તે માનપુરવક સ્વીકારવાની ત્રસટીઓને સત્તા આપીછે. ત્રસટીઓ-મધેના એક શેઠ શોરાબજી શાપુરજી બંગાલીના ગુજરવાથી ખાલી પડેલી જગા ઉપર એક ત્રસટી તરીકે મી૦ નવરોજજી-

તા૦ ૨૯ મી માર્ચ.

રોજ ૧૬ માહ ૭ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

હોશંગાબાદ ખાતે જરથોસ્તીઓને ડુંગરવાસી કરવાની જગાની આસપાસ બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટને ખરચે એક ફરતી દીવાલ બંધાવી તે પુરી થવાથી આજ દીને ત્યાં એક જશન કરી બાઇ સાહેબનો ઉપકાર માનવામાં આવ્યો હતો.[1]

---

તા૦ ૩૦ મી મારચ.

આજ દીને મરહુમ શેઠ રૂસતમજી માણેકજી મેહતા અથવા મીસ્ત્રીનાં ઉઠમણાંમાં મરનારે પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦૦૦) ની રકમ તથા પીઠાંવાલા મોહમાને નાકેનું રૂ.૮૦૦૦) નું ઘર ફક્ત પારસીઓને માટે એક ધર્મનું દવાખાંનું સ્થાપવાને માટે ધર્મ ખાતે એલાહેદું કાઢયું હતું તેની તંદરોસ્તી પઢાવવામાં આવી હતી. એ ઉપરાંત મરનારની પોતાની પુંજીમાંથી રૂ.૫૫૦) તથા વીધવા બાઇ જીવણબાઇ અને બેહીઓએ રૂ.૪૫૪) મલી રૂ.૧૦૦૪) ધર્મખાતાઓમાં આપ્યા હતા.[2]

---

તા૦ ૩૧ મી મારચ.

રોજ ૧૮ માહ ૭ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

ભોસાવલ મધે બાહરગાંમથી આવતાં રવાંન મુકવાને એક મકાંન શેઠ જમશેદજી ફરાંમજી કયોકે બંધાવી આપ્યું.[3]

તા૦ ૧ લી આપરેલ.

આ સાલમાં જુદે જુદે ઠેકાણેની મ્યુનીસીપાલ તથા તાલુકા લોકલ બોર્ડમાં નીચલા પારસીઓ ચુંટાયા યા નેમાયા હતા:—

મ્યુનીસીપાલ બોરડ.

આમોદ—સરકારે—ખાં. બા. શોરાબશાહ હોરમજજી, શેઠ બહમનજી પેશતનજી, વડા કારકુન; હાંસોટ—સરકારે—ખાં. બા. પીરોજશાહ પેશતનજી, શેઠ બેહરાંમજી ડાશાભાઇ, માહલકરી; જલગાંમ—સરકારે—ડા૦ પીરોજશાહ પાલણજી મુલાં; આનંદ—ખેડા અમદાવાદ જીલ્લા—બેહરાંમશાહ નશરવાંનજી, ચીફ કોનસ્ટેબલ; સુરત—સરકારે—ફરદુનજી કુવરજી તારાપોરવાલા; ચુંટી કાઢેલા—કેખશરૂ નશરવાંનજી બેહરેમંદખાંન; સીરસી (કનેરા જીલ્લો)—સરકારે—ડા૦ શાપુરજી માણેકજી મેહતા; નડીઆડ—સરકારે—હોરમજજી કેરબાદજી ભરૂચા, બી. એ.; યવલા (નાશક જીલ્લો)—સરકારે—જાંહગીર કે. ન. કાબરાજી; આનંદ—સરકારે—અરદેશર ફરદુનજી, હેડ કારકુન.

મુંબઇનાં મ્યુનીસીપાલ કોરપોરેશને પોતાના પ્રમુખ તરીકે ડા૦ કાવશજી હોરમજજીને અને સ્ટેનડીંગ કમીટીમાં શેઠો કેખશરૂ નવરોજજી કાબરાજી અને ડા૦ નાનાભાઇ નવરોજજી કાતરકને ચુંટી કાઢયા હતા અને સુલેહના અમલદારો તરફના એક અધિકારી ડા૦ બલેનીએ રાજીનામું આપ્યાથી તેમની જગાએ શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજીને ચુંટી કાઢયા હતા.

તાલુકા લોકલ બોરડ.

નાશક જીલ્લો—હોરમજજી ધનજીભાઇ, ઇગતપુરાના; ભરૂચ—ફરદુનશાહ પેશતનજી; શાહપુર (થાંણા જીલ્લો)—ખરશેદજી ફરાંમજી; રોહા (કોલાબા જીલ્લો)—રૂસતમજી ફકીરજી; યવલા (નાશક જીલ્લો)—જાંહગીર કે. ન. કાબરાજી.

---

તા૦ ૫ મી આપરેલ.

દમનને તાબેનાં નગર હવેલીનાં "વેરૂ" નામનાં જંગલમાં ખેતી રાખનાર શેઠ ફરાંમજી માણેકજી નામના સરોંડા ગામના એક પારસીનું વારલી જાતના કેટલાક ખેડુતોએ તે ભરઉંઘમાં પડેલો ત્યારે ગરદનપર કોહાડીના બેત્રણ ઘા કરી ખુન કીધું હતું.[4]

---

તા૦ ૧૫ મી આપરેલ.

હિંદુસ્થાંનની સરકારનાં વૈદકખાતાંની ગામખાતાંની શાખાને લશ્કરી શાખાથી છુટી કરવાની બાબદ વિષે હિંદના પ્રધાંન ઉપર એક અરજી મોકલવાનો ઠેડાવ કરવાને પ્રેસીડનસી એસોસીએશન તરફથી એક જાહેર સભા ગેઇટી થીએટરમાં હાનરેબલ પીરોજશાહ મેહરવાંનજી મેહતાનાં

---

જાંહગીર ગામડયાંને ત્રસટ ડીડની કલમ ૧૬ મુજબ ઠરાવવામાં આવયાછે. એ ઉપરાંત મરનારે તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૮૫ ને દીને કરેલાં વસીયતનામા મુજબ, ખરચ તથા વારસામાં આપેલી રકમો બાદ જતાં, તેવણનાં ધણીયાંણીની હઇયાતી બાદ જે પણ રકમ બાકી વધે તે, ઉપલાં ધરમનાં દવાખાનાનાં ફંડ મધે આપવાની ગોઠવણ કરી.

એ ધરમખાતું પુરતાં નાણાં વગર હમણાં ઈ૦ સ૦ ૧૯૧૫ સુધી હજુર અમલમાં મુકાયું નથી. ઉપર જણાવેલા ત્રસ્ટીઓ ઉપરાંત શેઠ માણેકજી મંચેરજી બાહદુરજીનાં મરણથી ખા૦ બા૦ દારાશાહ રતનજી ચીનગર અને તેમનાં મરણ પછી શેઠ જાંહગીર નવરોજજી ગામડીઆ નેમાયાછે. અને વ્યાજે વધી એ રકમ નજદીક રૂ.૬૦૦૦૦) જેટલી થઇછે, અને ત્રસ્ટીઓ હવે એ મરહુમની મરજી મુજબ તેજ ઘરમાં એક દવાખાંનું ઊઘાડવાનો ઈરાદો રાખેછે.

[1] રાસ્ત ગોફતાર, તા૦ ૫ મી આપરેલ ૧૮૯૬.

એ જગાપર તખ્તી કાંઇ નથી. અને ત્યાં આજસુધીમાં જરથોશ્તીઓની બાર કબરો છે.

[2] જામે જમશેદ, તા૦ ૩૧ મી મારચ ૧૮૯૬.

[3] એ મકાંનપર નીચે મુજબ તખ્તી છે:—

"બેહસ્તનશીન નાનાભાઇ જમશેદજી કયોક રોજ આભાં ૪ થા સને ૧૨૫૪ તા૦ ૧૬ મી સપટેમ્બર ૧૮૮૫ ને દીને હક થયા તેવણનાં પુનને સારૂ આએ મકાન તેવણનાં મુરબીજી જમશેદજી ફરાંમજી કયોકે ભુશાવલની અનજુમનને બંધાવી આપ્યુંછે. તારીખ ૩૧ મી મારચ ૧૮૯૬."

[4] જામે જમશેદ, તા૦ ૯ મી આપરેલ ૧૮૯૬.

પ્રમુખપણું હોદ્દ મળી હતી. આ વેળાએ એક બરજી ધડી મોકલવા તથા હિંદી ખરચો વિષે તપાસ ચલાવવા નેમાયલાં પાર્લામેંટી કમીશન સનમુખ એ બાબદની જબાની આપવા તથા બ્રીટિશ પ્રજા સનમુખ આ સભાની લાગણી રજુ કરવા માટે ડાકટર કેખશરૂ નશરવાંનજી બાહુરજીને નેમી તેમને ઇંગલાંડ જવાની ફરમાશ કરનારા ઠેડાવો પસાર થયા હતા.[1]

---

તા૦ ૧૫ મી આપરેલ.

રોજ ૩ માહ ૮ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—એ૦ શાપુરજી બરજોરજી કુટાર—ઉમર વર્ષ ૭૮). મુંબઇની મરહુમ શેઠ ખરશેદજી માણેકજી શરાફ-વાળી દરેમેહરના પંથકી. ઇ. સ. ૧૮૩૯ થી મરણ વેર સાને ૫૭) વર્ષ સુધી એ દરેમેહરનું પંથકીપણું ભક્તી-ભાવ અને એકીનદારીથી ચલાવ્યું હતું. એ દરેમેહર ઉંચ-કાઇ જતી એવણની કોશેશથી બચી હતી, જે સેવાની પીછાંન તરીકે એવણની એક તસવીર એ દરેમેહરનાં દીવાંનખાનામાં ઇ. સ. ૧૮૯૪ માં એ દરેમેહરના કેબલાને પાછા પરથની વખતે દસ્તુર પેશોતન સંજાણાને હાથે ખુલ્લી મેલાવી હતી.

---

તા૦ ૧૬ મી આપરેલ.

રોજ ૪ માહ ૮ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—કેખશરૂ રૂસતમજી ઉનવાલા[2]—ઉમર વર્ષ ૨૯). એવણ પોતાના બાપની આર. એસ. ઉનવાલાનાં નામની મુંબઇ, ચીન તથા કલકતાની પેહડીનો વહીવટ ૧૮૮૭ માં પોતાના બાપનાં મરણ પછીથી ચલાવતા હતા.

---

નીચલા ગ્રહસ્થોને નામદાર સરકારે આ સાલ નવા સુલેહના અમલદારો નેમ્યા હતા:—

શેઠો દાદાભાઇ નશરવાનજી કેરાંવાળા, ડોસાભાઇ નશરવાનજી વહાડયા, એમ. એ., ડાકટર ડોસાભાઇ કાવસજી પટેલ, ડાકટર ફરામજી એદલજી દાવર, હોરમજજી એદલજી આલબલેસ, ખાનબહાદુર જમશેદજી ફરામજી વાલખીવાળા, ડાકટર જીજીભાઇ પેસતનજી નીકલસન, રૂસતમજી અરદેશર [illegible], શાપુરજી બરજોરજી બરૂચા, સોરાબજી દાદાભાઇ કુબાશ.[3]

---

તા૦ ૧૭ મી આપરેલ.

શેઠો ફરાંમજી અરદેશર ફરાંમજી વકીલ, બી. એ., એલ. એલ. બી., જાંહગીર બહમનજી બહમન બેહરાંમના, બી. એ., એલ. એલ. બી., કેખશરૂ ફરદુનજી સીરવાઇ, બી. એ. અને રૂસતમજી પીરોજશા બરૂચા, બી. એ., એલ. એલ. બી. એ હાઇ કોરટના સોલીસીટરોની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[4]

---

તા૦ ૧૯ મી આપરેલ.

રોજ ૭ માહ ૮ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ એદલજી આલબલેશ[5]—ઉમર વર્ષ ૭૬). મુંબઇ તથા ચીન ખાતેની "મેસરસ એદલજી ફરાંમજીના છોકરાઓની કંપની" ના ભાગ્યા. ૧૮૪૮ થી ૧૮૬૪ સુધીમાં એક કરતાં વધુ વાર વર્ષો સુધી ચીનમાં રહી વહીવટ ચલાવતા હતા, અને ત્યાંની જરથોસ્તી અંજુમનનાં ફંડના એક ટ્રસ્ટી હતા. ૧૮૬૮ માં પોતાના બાવાનાં નામથી ગીરગાંમ મધે "આલબલેસ બાગ" બંધાવવામાં એઓનો પણ હીસ્સો હતો. એવણ બહુ દીન-દાર, સાલેસ અને અતી સાદા હતા. ૧૮૯૦ માં પોતાના દીકરા પીરોજશાહનાં મરણ વખતે રૂ. ૫૫૦૦૦) ની રકમ આપી તેમાંથી રૂ. ૫૦૦૦૦) નું જુદું ટ્રસ્ટ ડીડ કરાવી તેનું બ્યાજ તંગદસ્ત હાલતમાં આવેલા જરથોસ્તીઓને મદદ કરવામાં વાપડવાની ગોઠવણ કરી હતી. પાછલથી રૂ. ૩૫૦૦૦) ની બીજી રકમ પંચાયતને આપી તેનાં બ્યાજમાંથી પોતાનાં વાહલાંઓની બાજ કરી ચોપાટીના ગરીબોને જમાડવાની ગોઠવણ કરી હતી. એ ઉપરાંત અનેક પ્રસંગે જુદાં જુદાં ફંડોમાં મોટી રકમ ભરતા હતા.

---

તા૦ ૨૧ મી આપરેલ.

આજ દીને મરહુમ શેઠ ધનજીભાઇ એદલજી આલ-બલેશનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ.૪૬૦૦૦), દીકરી બાઇ દીનબાઇ તથા તેમના ખાવંદ શેઠ ડોશાભાઇ દાદાભાઇ આલબલેશ તથા બેટાઓએ મળી રૂ.૫૦૦૦), ભાઇ શેઠ હોરમજજી એદલજી આલબલેશ તથા ધણીઆંની અને ફરજંદોએ રૂ.૧૩૭૫), વહુ બાઇ મોટીબાઇ તે મર-

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૬ મી આપરેલ ૧૮૯૬.

ડાકટર બાહુરજી તા૦ ૧૮ મી આપરેલ ૧૮૯૬ ને દીને ઇંગલાંડ ગયા હતા, અને ત્યાં કમીશન સનમુખ આપેલી જુબાંની, મુંબઇના Indian Medico-Chirurgical Review ના આગશટ ૧૮૯૬ ના અંકના વધારા તરીકે પ્રગટ થયલીછે.

૨ શેઠ પેસતનજી નશરવાનજી વાડીઆના જમાઇ.

૩ બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૧૬ મી આપરેલ ૧૮૯૬.

૪ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૧૮ મી આપરેલ ૧૮૯૬.

૫ મરહુમ શેઠો ફરદુનજી અને પીરોજશાહ ધનજીભાઇ આલબલેશના બાવા.

કુલ શેઠ ફરદુનજી ધનજીભાઈ [illegible]નાં વીધવાએ રૂ.૫૦૦૦), તથા બીજાં એશીઓએ રૂ.૬૬૫) મલી રૂપીઆ ૫૩૫૪૦) ધર્મખાતાઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૨૬ મી આપરેલ.

રોજ ૧૪ માહ ૮ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—પેશતનજી ડાશાભાઈ કાપડીઆ—ઉમર વર્ષ ૫૬). એવણ પ્રથમમાં સુરતમાં રેશમી વણકરનું કામ કરતા હતા. તે પછી રેશમી કાપડનો ધંધો કરતા હતા. ઈ. સ. ૧૮૭૫ માં મેશરશ સાસુનવાલાઓએ એવણને સુરતથી અતરે તેડાવી પોતાની સીલ્ક મીલમાં રાખ્યા હતા, અને રેશમી વણતનાં કામમાં મીલને જે ખોટ આવતી હતી તે એવણના આવ્યા પછી સામો નફો થયો. એવણની ચતુરાઈથી રેશમી કાપડ ઘણું સરશ નીકલવા લાગું. એવણે રેશમ તથા કસબ બનાવવાના ઘણા સરશ સાંચાઓ પોતાના "ડીઝાઈન" પ્રમાણેના વેલાતથી મંગાવી એ મીલમાં ચાલુ કીધા, અને મેનેજર તરીકે મીલમાં ઘણો સુધારો કીધા, જેથી તેમને સાથે સાથે "સાસુન સ્પીનીંગ અને વીવીંગ મીલ"ના મેનેજર પણ નેમ્યા. એવણને બે વાર બરમાહ ખાતે મોકલ્યા હતા. ત્યાં પોતાની સીલ્ક મીલનાં રેશમી કાપડનો મોટો ઉઠાવ કરવાની ગોઠવણ એવણ કરી આવ્યા હતા.

---

શેઠ જાંગીરજી હોરમજજી મોદીએ લાનોલી મધે પારસીઓને માટે દશ નાહના બંગલાઓનું એક સેનીટેરીયમ પોતાનાં ધણીઆંની બાઈ ભીખાઈજીનાં નામથી બંધાવ્યું હતું તે ખોલ્લું મેલવાની ક્રિઆ આજ દીને એક મોટા મેલાવડાની હજુરમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. આઈ. ઈ. એ કીધી હતી. પ્રથમમાં શેઠ જાંહગીરજીએ એ સેનીટેરીયમ બાંધવાને લગતી વીગત કહી સંભળાવી, તથા જણાવ્યું કે એની મરામતને માટે બાઈ ભીખાઈજીએ પોતાનો એક તે તરફનો બંગલો જેનું ભાડું દર વર્ષે રૂ.૮૦૦) ઉપજેછે તે આપી દીધોછે, તથા એના ટ્રસ્ટીઓ તરીકે સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, શેઠ કાવશજી દીનશાહ એડનવાલા, સી. આઈ. ઈ; ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઈ. ઈ. અને શેઠ ખરશેદજી નશરવાંનજી સીરવાઈને નેમ્યાછે. એ બાદ સર જમશેદજીએ એક ભાષાણ કરી સેનીટેરીયમ ખોલ્લું મેલ્યું, તથા કંત્રાકટરો શેઠો જામાસપજી રતનજી મીસતરી અને પીરોજશાહ ધનજીભાઈ પટેલને શેઠ જાંહગીરજી તરફથી ચાંદીની એકકી ગુલાબબાસ ભેટ આપી હતી. સેવટે મી૦ ગ્રાટન ગીયરીએ સર જમશેદજીનો ઉપકાર માનવાની દરખાસ્ત કીધી અને મેલાવડો ખાસ્સું લાંબ બરખાસ્ત થયો હતો.[2]

---

તા૦ ૨ જી મે.

રોજ ૨૦ માહ ૮ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—એદલજી પેશતનજી આશાવઈદના અથવા ચબવાલા[3]—ઉમર વર્ષ ૫૬). પોતાના બાપની પારસી બજાર સ્ટ્રીટની ચબનાં તાલાં, કલ, તીજોરી વગેરેની દુકાન ચલાવતા હતા.

---

તા૦ ૬ થી મેએ.

રોજ ૨૪ માહ ૮ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—ડાકટર પેશતનજી મનચેરજી નીકલસન[4]—ઉમર વર્ષ ૬૦). એવણે સર જમશેદજી ઈનસ્ટીટયુટમાં કેળવણી લઈ ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં દાખલ થઈ, ૧૮૬૦ માં સેવટની તબીબી પરીક્ષા પસાર કરી મુંબઈ મધે તબીબપણાંનો ધંધો ચલાવતા હતા. તબીબી ધંધો ચલાવવા સાથે અરશામ પારખનાર એજંટ તરીકે પણ કેટલાંક વરસો સુધી કામ ચલાવયું હતું. એવણે ૧૮૮૮ માં સુલેહના અમલદારનું માન મેળવયું હતું.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૨ મી આપરેલ ૧૮૯૬.

રૂ૪૬૦૦૦ ની મોટી રકમ મરહુમ શેઠ ધનજીભાઈ પોતાની પુંજીમાંથી ધરમખાતે આપવાને કહાડી ગયાછે અને પોતાના એકઝીક્યુટરોને ફરમાવયું છે કે, તેમાંની રૂ૨૫૦૦૦ ની રકમ એવણનું નામ કાયમ રહે એવાં ધરમખાતે એકઝીક્યુટરોએ પોતાની નજરમાં આવે તેમ વાપરવી. બાકીની રૂ૨૧૦૦૦ ની રકમની લોન નીચલાં ફંડોમાં મરનારને નામે અનામત રાખી ફકત તેનું વીયાજ વાપરવા માટે આપવામાં આવીછે:—"આલબલેસ બાગ"ની મરામતનાં ફંડમાં રૂ૧૦૦૦૦, મુંબઈના લાચાર ઈરાનીઓની પરવરસીનાં ફંડમાં રૂ૩૦૦૦, મેસરસ એદલજી ફરામજીની કું૦ હસતકનાં મુકતાદના ધરમનાં ફંડમાં રૂ૨૦૦૦, મુંબઈની ડીસ્ટ્રીકટ બેનીવોલંટ સોસાયટીનાં ફંડમાં રૂ૧૦૦૦, કુલ જરથોસતી રવાંનોને અવલમજલ પહોંચાડવાનાં ફંડમાં રૂ૧૦૦૦, આંધળાંપાંગળાં તથા લાચાર જરથોસતીઓની પરવરસી કરવાનાં ફંડમાં રૂ૧૦૦૦, લાચાર વીધવાઓને પગાર આપવાનાં ફંડમાં રૂ૧૦૦૦, મુકતાદને અંકળે દેશાવરના જરથોસતીઓને વહેંચી આપવાનાં ફંડમાં રૂ૧૦૦૦ તથા પંચાયતનાં જનરલ ફંડમાં રૂ૧૦૦૦ મળી જુમલે રૂ૪૬૦૦૦.

૨ જામે જમશેદ, તા૦ ૨૮ મી આપરેલ ૧૮૯૬.

એ સેનીટેરીયમના છુટા દશ બ્લોકો છે, અને તેના નીભાવ માટે ભાડે આપવાના ત્રણ બંગલા અને પાંચ બ્લોકો છે. કોઈપર તખ્તી મારેલી નથી. ફકત પાયાના પથ્થર પ્લીંથપર 14-2-1895 એટલુંજ છે. ને કંપાઊંડમાં મોટું પાતીઊં મારેલુંછે, જેપર નામ "બાઈ ભીખાઈજી જાંગીર મોદી પારસી સેનીટેરીયમ" કરીછે.

૩ ડા૦ નશરવાંનજી તથા રતનશાહ એદલજી ચબના બાવા.

૪ ડા૦ જીજીભાઈ પેશતનજી નીકલસનના બાવા.

તા૦ ૧૦ મી મેએ.

ઇરાંનના મરહુમ શાહ નાશરૂદીનનાં થયલાં કતલખતનાં ખુન બાબે મુંબઇમાં વસનારા ઇરાંનીઓની દલગીરી જાહેર કરવા, તથા નવા શાહ મુજફ્ફર ઉદ દીનને મુબારકબાદી આપવાનો ઠરાવ કરવા માટે આજ દીને ઇરાંન દેશમાં રેહતા ગરીબ જરથોશ્તીઓની હાલત સુધારનારી મંડલી તરફથી એક જાહેર સભા મરહુમ હોરમજજી બહમનજી વાડીઆજીનાં આતશબેહરાંમમાં સર દીનશાહજી માણેકજી પીટીટનાં પ્રમુખપણાં હેઠળ મલી હતી. પ્રમુખે મરહુમ શાહની ખુબીઓ વર્ણવી દલગીરીનો ઠરાવ મુકયો જેને શેઠ અરદેશર મેહરવાંન ઇરાંનીએ ટેકો આપ્યો. બાદ દસ્તુર પેશોતન બેહરાંમજી સંજાણાએ એ ઠરાવ નવા ઠકેલા શાહ ઉપર તારના સંદેશા મારફતે મોકલવાની દરખાસ્ત કરી. જે તથા બીજા ઘટતા ઠરાવો પસાર કરી સભા વીસરજન થઇ.[1]

તા૦ ૧૪ મી મેએ.

રોજ ૨ માહ ૯ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—કાવશજી ફરાંમજી પેનટીન—ઉમર વર્ષ ૪૦). એવણ જવાંન વયથી મીલઉદ્યોગમાં દાખલ થયા હતા. બોમ્બે યુનાઇટેડ મીલસમાં વીવીંગ માસ્ટર તરીકે રહી, વનાંતકામમાં ચાલાકી દેખાડયાથી એ મીલના માલેકોએ નવું સાંચાકામ લાવવા ૧૮૮૮ માં એવણને ઇંગ્લાંડ મોકલ્યા હતા. ત્યાંથી વીજળીક રોશનીના હુન્નરનાં પોતાનાં ગ્નાનમાં વધારો કરી એ મીલમાં પેહલી વીજળીક રોશની દાખલ કરી હતી.

તા૦ ૧૫ મી મેએ.

મુંબઇની પારસી પંચાતનાં ફંડના[2] તા૦ ૧ લી નવેમબર ૧૮૯૪ થી તા૦ ૩૧ મી અકટોબર ૧૮૯૫ સુધીનાં હીસાબની ચોપડી ટ્રસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેપરથી જોવામાં આવેછે કે, વરસની સેવટે પંચાતનાં

---

૧ જામે જમશેદ, તા૦ ૧૧ મી મેએ ૧૮૯૬.

ઇરાનના મરહુમ શાહ નાસરૂદીનનાં માનમાં પુનાના સઘળા ઇરાની જરથોસતીઓની દુકાનો આજે આખો દીવસ બંધ રાખવામાં આવી હતી. તેઓએ આજે પોતાની એક સભા મેલવી હતી, અને નવા શાહ ઊપર મુંબઇ મધેના ઇરાનના કાનસલ જનરલ મારફતે દીલાસાનો એક પેગામ મોકલવાનો ઠરાવ કરયો હતો.

૨ અનામત રકમનો વધારો નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| શ્રી નારગોલની જરથોસતી અનજુમનનું ખાતું પડાવવું તેના... .. .. | ૨૫૦૦) |
| જુદાં જુદાં ખાતાંઓનાં આ સાલ તથા આગલાં સાલના વધારામાંથી નોટો તથા પોરટ ટ્રસટ અને મયુનીસીપાલ બાંડો ખરીદ કીધાં તેના .. .. | ૧૬૫૦૦) |
| જુદા જુદા ધણીઓએ ધરમ ખાતે અનામત રાખવા રકમો આપી .. .. | ૧૨૨૫૦૦) |
| કુલ | રૂ૧૪૧૫૦૦) |

જુદા જુદા ધણીઓએ આપેલી રકમનાં આએ સાલ દશ નવાં ખાતાં નીચે પ્રમાણેનાં પાડયાંછે:—

૧. બેહેસ્તનશીન શેઠ માણેકજી એદલજી આલબલેસની નઇયતે એવણના ભાઇઓ શેઠો ધનજીભાઇ તથા હોરમજજી એદલજી આલબલેસે આપેલા રૂપીયાનું ખાતુ રૂ૫૦૦૦) નું.

૨. બેહેસ્તનશીન શેઠ ફરદુનજી ધનજીભાઇ આલબલેસનાં પુંનને સારૂં એવણના બાવા શેઠ ધનજીભાઇ એદલજી આલબલેસે આપેલા રૂપીયાનું ખાતું રૂ૧૨૦૦૦) નુ.

૩. બેહેસ્તનશીન શેઠ ફરદુનજી ધનજીભાઇ આલબલેસે પોતાની પુંજીમાંથી એવણનાં માતાજી બાઇ ભીખાઇજી તથા ભાઇ શેઠ ફરામજી અને પોતાનાં પુંનને સારૂં આપેલી રકમનું ખાતું રૂ૫૦૦૦) નું.

૪. શેઠ ધનજીભાઇ એદલજી આલબલેસ તથા મરહુમ શેઠ ફરદુનજી ધનજીભાઇ આલબલેસે કીધેલાં ટ્રસટ ડીડ મુજબ આપેલી રકમનું ખાતું રૂ૨૨૦૦૦) નું.

૫. સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે તથા છોકરાંઓએ પોતાના જમાઇ તથા મામાના છોકરા બેહેસ્તનશીન શેઠ પીરોજશાહ મેહેરવાનજી જીજીભાઇનાં પુંનને સારૂ કીધેલું ધરમખાતું રૂ૮૦૦૦) નું.

૬. શેઠ નવરોજજી જાહાંગીરજી ગામડીયાએ પોતાના બેહેસ્તનશીન બાવાજી શેઠ જાહાંગીરજી બેરામજી ગામડીયા તથા તેઓનાં પેહેલીવારનાં ધણીયાણી બાઇ નવાજબાઇ અને પોતાનાં માતાજી બાઇ ગુલબાઇનાં પુંનને સારૂં કીધેલું ધરમખાતું રૂ૮૦૦૦) નું.

૭. શેઠ મનચેરજી હોરમજજી કામા તથા એવણનાં બેહેસ્તનશીન ધણીયાણી બાઇ બચુબાઇ ફરામજી કોહોલાની યાદગારીનું ખાતું રૂ૫૦૦૦) નું.

૮. મરહુમ શેઠ અરદેશરજી માણેકજી વાછાગાંધીનાં નામનું એવણના દીકરા શેઠ શોરાબજી અરદેશરજી વાછાગાંધીએ પડાવેલું ખાતું રૂ૫૦૦૦) નું.

૯. શેઠ શોરાબજી ફરામજી પટેલે ખાતું પડાવીને ગયા સાલમાં આપેલા રોકડા રૂ૨૦૦૦૦) ને હીસાબે પોરટ ટ્રસટ બાંડ ટકા ૪) ના રૂ૧૯૦૦૦) ના ખરીદ કીધાં તે.

૧૦. મરહુમ શેઠ ખરશેદજી પાલણજી પાંઊવાલા તથા એવણનાં ધણીયાણી બેહેસ્તનશીન બાઇ પીરોજબાઇના પુંનને સારૂં એવણના છોકરાઓ શેઠો અરદેશરજી, ફ્રેડોબાદજી, જમશેદજી અને પાલણજી ખરશેદજી પાંઊવાલાએ કીધેલું ધરમખાતું રૂ૫૦૦૦) નું.

ફંડના ટ્રસ્ટીઓ હસ્તકનાં ધરમનાં ફંડ ખાતાંઓની પુંજી એકંદર રૂ.૩૬૧૪૯૩૬ાા૧૪ ની હતી. આગલાં વરસની સેવટે એ પુંજી રૂ.૩૪૬૯૯૨૯ાા૯ ની હતી. એટલે આ સાલમાં કુલે વધારો રૂ.૧૪૫૦૦૭)૫ નો થયો હતો.

**૧૮૯૪-૯૫ માં જુદા જુદા ધણીઓએ રૂ.૨૬૦૦૦) ની રકમ અનામત જુદે જુદે ખાતે આપીછે તેની ટીપ.**

| નોટ તથા બાંડ આપનારનું નામ. | રકમ. રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| શેઠ રૂસતમજી પેસતનજી ઊમરીગર. | ૫૦૦ | મુંબઈના આંધળાં પાંગળાં તથા લાચાર જરતોસતીઓની પરવરશી કરવા માટે પગાર આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ ડોસાભાઈ દાદાભાઈ આલબલેસ તથા છોકરાઓ. | ૫૦૦ | " |
| શેઠ કુખશરૂજી ફરદુનજી આલબલેસ. | ૧૦૦૦ | " |
| શેઠ હોરમજજી એદલજી આલબલેસ તથા ધણીયાણી બાઈ મેહેરબાઈ. | ૫૦૦ | " |
| બાઈ મોટીબાઈ તે મરહુમ શેઠ ફરદુનજી ધનજીભાઈ આલબલેસનાં વીધવા. | ૫૦૦ | " |
| શેઠ હીરજીભાઈ દાદાભાઈ આલબલેસ. | ૧૦૦૦ | " |
| શેઠ ફરામજી હોરમજજી આલબલેસ. | ૫૦૦ | " |
| બાઈ ધનબાઈજી તે મરહુમ શેઠ માણેકજી એદલજી આલબલેસનાં વીધવા. | ૫૦૦ | " |
| શેઠ શાપુરજી દીનશાજી ડાલાસ. | ૫૦૦ | " |
| શેઠ દીનશાજી હોરમજજી બાટલીવાલા. | ૫૦૦ | " |
| નામદાર સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટ. | ૧૦૦૦ | " |
| શેઠ દીનશાજી પેજનજી તુરકી. | ૫૦૦ | " |
| શેઠો અરદેશરજી તથા જામાસજી હીરજીભાઈ માલેગામ વાલા. | ૫૦૦ | " |
| શેઠ દીનશાજી જીવાજી જસુભાઈ તથા ધણીયાની બાઈ ડોસીબાઈ અને ફરજંદો. | ૫૦૦ | " |
| શેઠ નવરોજજી શેરાબજી ભરૂચા. | ૫૦૦ | " |
| શેઠ શાપુરજી એદલજી ચીનાઈ. | ૧૦૦૦ | મુંબઈ તથા દેશાવરો ખાતેની જરતોસતી જંદ અવસતાની નીશાલનાં ફંડ ખાતે. |
| શેઠ ફરામજી હોરમજજી આલબલેસ. | ૫૦૦ | કુલ જરતોસતી રવાંનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડ ખાતે. |
| બાઈ મોટીબાઈ તે મરહુમ શેઠ ફરદુનજી ધનજીભાઈ આલબલેસનાં વીધવા. | ૫૦૦ | " |
| શેઠ શાપુરજી દીનશાજી ડાલાસ. | ૫૦૦ | " |
| બાઈ ભીખાઈજી તે શેઠ એદલજી અરદેશરજી દાવરનાં વીધવા. | ૫૦૦ | " |
| શેઠ પીરોજશાહ બરજોરજી રૂસતમજી મોદી. | ૫૦૦ | " |
| બાઈ સુનાબાઈ તે શેઠ મનચેરજી રૂસતમજી ભાભાનાં ધણીયાનીના એકઝીક્યુટર. | ૫૦૦ | " |
| શેઠ હોરમજજી એદલજી આલબલેસ તથા ધણીયાની બાઈ મેહેરબાઈ. | ૫૦૦ | " |
| શેઠ માણેકજી જામાસપજી કાકાના એકઝીક્યુટર. | ૧૦૦૦ | " |
| શેઠો અરદેશરજી તથા જામાસપજી હીરજીભાઈ માલેગામવાલા. | ૫૦૦ | " |
| શેઠ મેહેરવાનજી પેસતનજી દુબાસ. | ૫૦૦ | " |
| બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ ફરામજી નવરોજજી ભાઈ સાહેબની વીધવાના એકઝીક્યુટર. | ૫૦૦ | " |
| શેઠ જીવણજી જમશેદજી મોદી. | ૫૦૦ | નામદાર સર જમશેદજી જીજીભાઈ પેહેલા બારોનેટની યાદગારી માટે ઊભી કીધેલી જરતોસતી મદરેસાનાં ફંડ ખાતે. |

તા૦ ૨૦ મી મેએ.

શેઠ કાવશજી દીનશાહ એડનવાલાને નામદાર સરકારે એનાયત કરેલા સી. આઇ. ઇ. ના એતાબની મુબારકબાદીમાં તેમનાં નામથી ચાલતી કાવશજી દીનશાહ લાઇબ્રેરી એંડ રીડીંગ રૂમના સભાસદોએ તેમને એક માનપત્ર આપી તેવણની એક તસવીર તૈયાર કરાવવાને પોતપોતા વચ્ચે એક ફંડ એકઠું કર્યું હતું, તે તસવીર તૈયાર થવાથી તેને આજ દીને એ લાઇબ્રેરીનાં દીવાનખાનાંમાં ડાક્ટર બલેનીએ એક મોટા મેળાવડાની હજુરમાં ખોલી મુકી હતી.[1]

તા૦ ૨૧ મી મેએ.

સુરતની પારસી ડીસ્ટ્રીક્ટ મેટ્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ મરહુમ શેઠ દારાશાહ રૂસતમજી દલાલની જગોએ નામદાર સરકારે શેઠ નશરવાંનજી બહમનશાહ મેહતાજીને નેમ્યા હતા.[2]

તા૦ ૨૪ મી મેએ

આજ દીને નામદાર માહરાંણીની સાલગરેહની ખુશાલીમાં અપાયલા એતાબોમાં ડાક્ટર કેખશરૂ બરજોરજી દોરાબજી કુપરને "ખાંનબાહદુર"નો એતાબ મલ્યો હતો.[3]

તા૦ ૨૭ મી મેએ.

રોજ ૧૫ માહ ૧૦ (કદમી) ૧૨૬૫ યજદેજરદી.

મરણ—બેહરાંમજી રૂસતમજી દલાલ[4] (બહમન બેહરાંમ)—ઉમર વર્ષ ૫૯). એવણ અત્રેના એક આગેવાંન દલાલ હતા. ૧૮૬૫ થી શેઠ મેરવાનજી રૂસતમજી દલાલ સાથે ભાગ્યા તરીકે દલાલીનાં કામમાં જોડાયા હતા, અને હુંડી પત્રી તથા સરકારી કાગજ્યાંઓ વગેરેની કામની અચ્છી સમજ ધરાવતા હોવાથી થોડા વખતમાં આગળ વધી જઇ મુંબઇમાં આગેવાન તેમજ વેપારી પ્રજામાં મોટો વીશવાસ ધરાવનારા દલાલ બનયા હતા. મુંબઇની સઘળી એક્ષચેંજ બેંકો, મુંબઇ બેંક વગેરેનો એ એ ભાગ્યાઓએ મોટો વિશ્વાસ મેળવ્યો હતો, અને ઘણીક યુરોપીયન પેહડીઓ એ જાણીતા પારસી દલાલોની સલાહ મુજબ કામ કરવાને ખુશીથી તૈયાર થતી હતી. પોતાની બાહલી ધરાકીથી મેળવેલી દોલતમાંથી ગરીબોને મદદ કરતા હતા. અંગબળની કસરતોના હીમાયતી હતા, અને "ઇલાકો વીરૂદ્ધ પારસીઓ" વાલી વારસીક મેચ હાર પાડવામાં બહુ મદદ કરતા હતા.

| નોટ તથા બાંડ આપનારનું નામ. | રકમ રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| બાઇ સુનાબાઇ તે શેઠ મનચેરજી હોરમજજી ભાભાનાં ધણીયાંનીના એક્ઝીક્યુટર. | ૨૦૦૦ | ચોપાટીની ધરમશાલામાં આંધલાં પાંગલાં તથા લાચાર જરતોસતીઓને રાખી પરવરશી કરવાનાં ફંડ ખાતે. |
| બાઇ મેહેરબાઇ તે શેઠ હોરમજજી એદલજી આલબલેસના ધણીયાંણી. | ૨૦૦૦ | " |
| શેઠ બરજોરજી દાદાભાઇ શરાફનાં ધરમખાતાંના ટ્રસટીઓ. | ૨૦૦૦ | " |
| શેઠ શાપુરજી એદલજી ચીનાઇ. | ૧૦૦૦ | " |
| બાઇ મોટીબાઇ તે મરહુમ શેઠ ફરદુનજી ધનજીભાઇ આલબલેસનાં વીધવા. | ૫૦૦ | મુંબઇના તંગદસત હાલતમાં આવેલા જરતોસતીઓને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ દીનશાજી બેજનજી તુરકી. | ૫૦૦ | ગરીબ લાચાર જરતોસતી વીધવાઓને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ શાપુરજી એદલજી ચીનાઇ. | ૧૦૦૦ | " |
| બાઇ નવાજબાઇ તે શેઠ જમશેદજી જહાંગીરજી લાલાનાં ધણીયાંણી. | ૫૦૦ | શ્રી કાનપોરની જરતોસતી અનજુમનનાં ફંડ ખાતે. |
| | રૂ.૧૧૦૦૦ | |

૧ જામે જમશેદ, તા૦ ૨૧ મી મેએ ૧૮૯૬.
૨ બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૨૧ મી મેએ ૧૮૯૬.
૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૦ મી મેએ ૧૮૯૬.
૪ શેઠ જહંગીર બેહરાંમજી દલાલના બાવા.

**મરણ**—એમ૦ એદલજી બહમનજી દસ્તુર જામાસ્પ-આશાના[1]—ઉમર વર્ષ ૪૧). દસ્તુર બહમનજી જામાસ્પજી સી. આઇ. ઈ. ના દીકરા. એવણને પ્રથમમાં હીંદી સરકાર તરફથી બીરારના રેસીડંટના 'એટેચી'નો ઓધો ૧૮૭૬ના જુલાઇ માસમાં આપવામાં આવયો હતો. તે પછી ૧૮૭૯ માં એવણ ત્રીજે દરજ્જેના એસીસટંટ કમીશનર થઇ આગળ વધી ૧૮૮૨ માં ફરસટ કલાસ આસીસટંટ કમીશનરના ઓધા ઉપર અને તે પછી સીકંદરાબાદના આસીસટંટ કેનટોનમેંટ માજીસ્ટ્રેટ નેમાયા હતા, અને સેવટે ૧૮૯૫ માં ઉમરાવતીના આસીસટંટ અપીલ જડજ અને તે બાદ બીરારના ડેપયુટી કમીશનરના ઓધા ઉપર હતા અને ઉપલી જવાન વયે આકોલા મધે મરણ પામયા હતા. એવણની યાદગારી માટે સીકંદરાબાદમાં દોસતો તથા વખાણનારાઓએ એક ફંડ ઉભું કીધું હતું જેના સેક્રેટરી શેઠ બેજનજી આદરજી વકીલ હતા. તેમાં રૂ.૨૧૭૨) ભરાયા હતા અને તે ફંડના ઉપયોગથી સીકંદરાબાદની સીવીલ આસપીટલમાં બે વારડ (એક મરદ અને બીજો ઓરતો માટે) બંધાવયા હતા, જે ખુલ્લા મુકવાની ક્રીયા તયાંના રેસીડંટ આ૦ સર દેવીડ બારબરે તા૦ ૫ મી આગસટ ૧૯૦૨ ને દીને કરી હતી.

---

તા૦ ૨૯ મી મેએ.

રોજ ૧૭ માહ ૯ (શ૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—મેહેરવાંનજી દાદાભાઇ વાડીઆ[2]—ઉમર વર્ષ ૬૬). મરહુમ શેઠ દાદાભાઇ પેશતનજી વાડીઆના દીકરા. એવણ અત્રેની ફ્રેંચ બેંકના વડા શરાફ હતા. પછી આંખનું નુર ગુમાવાથી પોતાના દીકરા જીજીભાઇને તે જગા સોંપી પોતે એકાંત જીંદગી ગુજારતા હતા. પોતાના બાપે બંધાવેલા ઉદવાડાના ઇરાંનશાહ આતશ-બેહરામના વહીવટમાં ઘણો ભાગ લેતા હતા, અને ઘણાં વર્ષો સુધી તેના નીભાવમાં મોટો હીસો આપયો હતો.

---

મરહુમ શેઠ માણેકજી એદલજી આલબલેસની યાદગારી રાખવા માટે સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ તથા ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંનની આગેવાંની હેઠલ તેમના દોસતઆશનાઓએ ઉભાં કરેલાં રૂ.૪૪૮૧) નાં ફંડ મધેથી તેવણનું એક બસ્ટ અથવા અર્ધ બાવલું બનાવી આલબલેસ બાગના કમપાંઉંડમાં પૂર્વ બાજુએ આજ દીને ખોલ્લું મેલવામાં આવ્યું હતું.[3]

---

૩ જમે જમશેદ, તા૦ ૩૦ મી મેએ ૧૮૯૬.

એ બાવલાંપર નીચે મુજબ લેખ છે:—

શેઠ માણેકજી એદલજી<br>આલબલેસનું<br>આ અર્ધ બાવળું<br>એવણના દોસતઆશનાવો<br>અને વખાણનારાઓએ<br>પોતપોતામાં ઊઘરાણું કરી<br>એવણ મરહુમની યાદમાં<br>ઊભું કર્યું છે.<br>રોજ ૧૭ મો માહ ૯ મો<br>શેહેનશાહી, માહ ૧૦ મો કદમી<br>સને ૧૨૬૫ યઝદઝરદી<br>તા૦ ૨૯ મી મેહે ૧૮૯૬ ઇસ્વી.

---

Manockjee Eduljee Albless, Esquire<br>This Bust<br>has been erected from Subscriptions<br>raised among<br>his friends<br>and admirers<br>Bombay 29th May 1896.

---

વળી એજ બાગમાં એના સ્થાપકની યાદનાં બાવળાંપર નીચે મુજબ લેખ છે:—

શેઠ એદલજી ફરામજી આલબલેસ<br>જેવણે પોતાને ખર્ચે<br>આ આલબ્લેસ બાગના મકાનો<br>પારસી કોમના વપરાસને માટે ધર્મખાતે બક્ષીસ આપ્યાંછે<br>તેવણની યાદગારીને માટે<br>આ અર્ધ બાવળું<br>પારસી કોમની જાહેર ઊઘરાણીથી ઊભું કીધું છે.<br>સને ૧૨૬૩ યઝદેઝરદી<br>સને ૧૮૯૩ ઇસ્વી.

---

Edulji Framji Albless<br>The founder of<br>Albless Baugh<br>for the use of the<br>Parsee Community<br>This bust has been erected by<br>Public Subscriptions amongst<br>The Parsee Community<br>1263 Yazdezerde A.D. 1893.

---

૧ શેઠો બરજોરજી તથા રતનજી એદલજી દસ્તુર જામાસ્પઆશાના બાવા અને હોરમજદયાર ફીરોઝ હોશંગ દસ્તુર (બારીસ્ટર) ના સસરા.

૨ શેઠો જીજીભાઇ, લવજીભાઇ (બારીસ્ટર), અને દાદાભાઇ મેહરવાંનજી વાડીઆના બાવા.

### તા૦ ૪ થી જુન.

### રોજ ૨૩ માહ ૯ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

ભરૂચ મધે બાહેરકોટ મરહુમ શેઠ નવરોજજી કાવસજી નાળીએરવાલાની દરેમેહર બીસમાર થવાથી તે મરહુમ શેઠ શાપુરજી શેરાબજી નાળીએરવાલાનાં વીધવા બાઇ વીરબાઇજી તથા છોકરાઓએ નવેસરથી બંધાવી આજ દીને પરઠાવી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ ભરૂચની પારસી પંચાતનાં ફંડના મેનેજીંગ ટ્રસ્ટી શેઠ આદરજી મનચેરજી દલાલ, બી. એ. એ મરહુમ શેઠ શાપુરજીનું નામ અંજુમનને લગતી ક્રિઆઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે દેવાની દરખાસ્ત કીધી હતી, જે બાહલ રેહવા બાદ પંચાતના બુજર્ગ અકાબર શેઠ ધનજીશાહ મેહરવાંનજી ડાકટરને હાથે મરહુમ શેઠ શાપુરજીની તસવીર જે પારસી પંચાતને ખરચે તૈયાર કરવામાં આવી હતી તે ઓક્ષી મેલાવવામાં આવી. એ બાદ મુંબઇવાલા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાનાએ એક ભાષણ કીધા બાદ શેઠ અરદેશર શાપુરજી નાળીએરવાલાએ પોતાનાં માતાજી તરફથી એક અંજુમન પત્ર વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ દરેમેહર મરહુમ શેઠ શાપુરજીનાં બેટી મરહુમ બાઇ હીરાંબાઇનાં પુન માટે રૂ.૧૦૦૦૦) ને ખરચે બંધાવીછે, અને તેમાં જોઇતો સરસામાન મેલવા માટે બીજો રૂ.૨૦૦૦) નો ખરચ કર્યોછે. એ દરેમેહર ઉપર દેખરેખ તથા સંભાલ રાખવા અને ઘટતો બંદોબસ્ત કરવાનું ભરૂચની પારસી પંચાતના ટ્રસ્ટીઓને આજથી સોંપવામાં આવેછે. દરેમેહરના જાથુક નીભાવ તથા દરરોજ ધર્મક્રિઆ કરાવવા માટે મરહુમ શેઠ શાપુરજીનાં વીધવા બાઇ વીરબાઇજીએ પોતાની પુંજીમાંથી રૂ.૧૫૦૦૦) ની રકમ એલાહેદી કાઢી જણાવ્યું કે તે મુંબઇની પારસી પંચાતનાં ફંડના ટ્રસ્ટી સાહેબોને સ્વાધીન કરવામાં આવશે કે જેઓ તેનું બ્યાજ ભરૂચના ટ્રસ્ટીઓ ઉપર વખતેવખત મોકલતા રેહશે. એ બાદ ભરૂચની અંજુમન તરફથી દસ્તુર જામાસપજીને એક માનપત્ર તથા શેઆલ શેઠ ધનજીશાહ મેહરવાંનજી ડાકટરે હોરાડી હતી, તથા બાઇ વીરબાઇજી ને બાઇ બીખાઇજી રૂસતમજી હોરમજજી વખારીઆને હાથે અપાવવામાં આવ્યાં હતાં. શેઠ અરદેશર નાળીએરવાલાએ આ પ્રસંગની ખુશાલીમાં રૂ.૫૦૦) ની સરકારી નોટ ભરૂચની અંજુમનના ટ્રસ્ટીઓને તેનું બ્યાજ એ દરેમેહરના ફાયદા માટે વાપડવાને આપી હતી. એ બાદ ચાશની કરી મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

શેઠ જાંહગીર હોરમજજી કોઠારીને કરાંચીની વાલંટીયર પલટણના લફટનંટ તરીકે આજ દીને ચુંટી કાઢયા.

---

### તા૦ ૬ થી જુન.

આનરેબલ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ. એ ખંડાલા મધે "ખંડાલા ફ્રી ડીસ્પેનસરી" નાં નામથી એક ધર્મનું દવાખાનું આજ દીનથી પોતાને ખરચે ચાલુ કીધું હતું.[2]

---

### તા૦ ૮ મી જુન.

### રોજ ૨૭ માહ ૯ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના બેટા મરહુમ શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટનાં પુનને માટે સુરતની પાસેનાં કુંડીઆણાં ગામમાં રૂ.૨૭૦૦) ને ખરચે ત્યાંના જરથોસ્તીઓને સરઅવસરે વાપડવા તથા પારસી

---

૧ જામે જમશેદ, તા૦ ૬ ઠી જુન ૧૮૯૬.

આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શ્રી પાક દાદાર હોરમઝદની મદદ છે.

"શ્રી ભરૂચ મધે બહારકોટ હાથીખારમાં આએ દરે-
"મેહેર પહેલા બેહેરતનશીન શેઠ નવરોજી કાવસજી નારી-
"એલવાલાએ યઝદેજરદી સને ૧૧૫૨ ઇસ્વી સને ૧૭૮૩
"માં બંધાવી આપી હતી તે તદન બીસમાર હાલતમાં
"આવ્યાથી ફરી નવેસરથી બેહેરતનશીન શેઠ સાપુરજી સોરા-
"બજી નારીએલવાલાની ખાએશ મુજબ તેવણની પોતાની
"પુંજીમાંથી તેવણનાં મરહુમ બેહેરતનશીન છોકરી બાઇ
"હીરાંબાઇનાં પુન માટે તેવણના વારસોએ બંધાવી આપી-
"છે—આએ ઇમારતનો પાયો નાંખવાની ક્રીયા રોજ ૨૮)
"મો જમીયાદ યઝદ માહા ૩ જો ખોરદાદ અમશાશપંદ
"શેહનશાહી સને ૧૨૬૫ યઝદેજરદી, તારીખ ૧૨ મી
"ડીસેમ્બર ૧૮૯૫ ઇસવી વાર ગુરૂને દીને થઇ હતી. આએ
"દરેમેહેરના આતશ આદરાંન સાહેબને તખ્તનશીન કરવાની
"ક્રીયા રોજ દેપદીન દાદાર હોરમઝદ માહ ૯ મો આદર
"યઝદ શેહેનશાહી સને ૧૨૬૫ યઝદેજરદી, તારીખ ૪ થી
"જુન ૧૮૯૬ ઇસવી વાર ગુરૂને દીને કરવા પછી કુલ
"ભરૂચ શેહેરના જરથોસ્તીઓના જાહેર વપરાસ માટે ખુલ્લી
"મુકી અતરેના પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબોના હસ્તક-
"માં સોંપવામાં આવીછે.

"આએ દરેહમેહેરના ચાલુ નીભાવ ખરચ માટે મર-
"હુમ બેહેસ્તનશીન શેઠ શાપુરજી સોરાબજી નારીએલવાલાનાં
"વીધવા બાઇ વીરબાઇજીએ પોતાની ખાસ પુંજીમાંથી
"રૂપીઆ ૧૫,૦૦૦) નાં પોર્ટ ત્રસ્ટનાં બોન્ડ શ્રી મુંબઇ
"શેહેર મધેના પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબોને સ્વાધીન
"કીધાછે તે અનામત રાખી તેનાં વ્યાજમાંથી આ દરેમેહેર-
"નો ચાલુ નીભાવ ખરચ કરવામાં આવશે. આએ દરે-
"મેહેરનું કુલ ઇમારતનું કામ મુંબઇવાલા જાણીતા કંત્રાકટર
"શેઠ કુંવરજી નવરોજજી પાધડીવાલાએ મુંબઇના રહીશ
"મી૦ કુંવરજી મનચેરજી મીસ્રી તથા ભરૂચાની જાતી
"દેખરેખ તલે બાંધી તૈયાર કીધુંછે.

"તા૦ ૧ લી જુન ૧૮૯૬ ઇસવી વાર સોમે."

૨ જામે જમશેદ, તા૦ ૧૭ મી જુન ૧૮૯૬.

એ દવાખાના માટે ઇ. સ. ૧૯૦૨ માં એમનાં વીધવા બાઇ જરબાઇ અને દીકરાઓએ રૂ.૧૪,૦૦૦) નું એક મકાંન અને રૂ.૩૦,૦૦૦) ની રકમ સરકારને આપી હતી.

મુસાફરોને ઉતારો આપવા એક ધર્મશાલા બંધાવી આજ દીને જશન કરી ખોલ્લી મેલી હતી.[૧]

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના બેટા મરહુમ શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટનાં પુનને માટે હુબલી મધે જરથોશતીઓની છેલ્લી આરામગાહની જગા ઉપર એક કુશાદે શગડીનું મકાંન રૂ.૩૫૦૦) ને ખરચે બંધાવી આપ્યું હતું તે આજ દીને જશન કરી ખોલ્લું મેલવામાં આવ્યું હતું. આ વેળાએ હુબલીની અંજુમનના પ્રમુખ શેઠ એદલજી શોરાબજી ચીનાઇએ એ મકાંનને લગતો અહેવાલ વાંચી સંભલાવ્યો, તથા સર દીનશાહજીએ એ અગત પુરી પાડી તે માટે તેવણનો ઉપકાર માનયો હતો.[૨]

---

૧ આ ધર્મશાલા ઊપર નીચલી તખ્તી મારેલીછે:—

"પાક દાદાર હોરમજદની મદદ છે.

"આએ ધર્મશાલાનું મકાંન મુંબઈવાલા સર દીન-
"શાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના બેહશતનશીન
"દીકરા ફરાંમજી ઊમર વરસ ૪૮, રોજ ૨૭ મો માહ ૧૧
"મો શેહનશાહી સને ૧૨૬૪ યજદજરદી તા૦ ૮ મી
"આગશટ સને ૧૮૯૫ ને વાર ગરેઊને દીને હક થયા,
"તેવણનાં પુણને સારૂં જરથોશતી ટોળાને વાપરવા કાજે
"તથા દેશાવરથી આવજા કરનાર જરથોશતીઓને ઊતારો
"લેવા તથા વાપરવા કાજે શ્રી કુંડીઆંણાની અંજુમનને
"રૂ.૨૭૦૦ અંકે સતાવીશશો આપી શેઠ ફરાંમજી હોરમસજી
"ગાઝદર કંત્રાકટર હસતક બંધાવી ભેટ આપયુંછે, તે એવી
"સરતે જે તેની મરામત તથા સારી હાલતમાં રાખવા તથા
"જાથુક નીભાવ કરવાનો ખરચ ચંદરોકાળ સુધી કુંડીઆનાં-
"ની અંજુમન તરફથી કરવામાં આવશે. સને ૧૨૬૫ ઈ.
"જ. શા. ૧૯૫૨ સને ૧૮૯૬ ઈ. સ."

૨ જામે જમશેદ, તા૦ ૨૨ મી જુન ૧૮૯૬.

આ શગડીપર નીચે મુજબ તખતી મારેલીછે:

"શ્રી પાક દાદાર હોરમઝદની મદદ છે. આએ સગરી-
"નું મકાન મુંબઈવાળા સર દીનશાજી માણેકજી પીટીટ
"બારોનેટે પોતાના મરહુમ દીકરા ફરાંમજી જેવણ રોજ ૨૭
"મો મીનો આશમાન માહ ૧૧ મો બહમન અમશાસફંદ
"શહેનશાહી સને ૧૨૬૪ ઈ.જ. તા૦ ૮ મી આગસ્ટ
"સને ૧૮૯૫ ને વાર ગરેઊને દીને ૪૮ વરસની ઊમરે
"બેહસતનશીન થયા તેવણનાં પુનને સારૂં જરથોસ્તી તોલાને
"વાપરવા કાજે શ્રી હુબલીની અનજુમનને રૂ.૩૫૦૦) આપી
"તેઓ હસતકથી બંધાવી ભેટ આપીયુંછે તે એવી શરતે
"જે તેની મરામત તથા સારી હાલતમાં રાખવાનો ખરચ
"ચંદરોકાલ સુધી હુબલીની અનજુમન તરફથી કરવામાં
"આવશે.

"સને ૧૨૬૫ ઈ. જ. સને ૧૮૯૬ ઇસવી સંવત
"૧૯૫૨."

તા૦ ૧૦ મી જુન.

સરજયન મેજર માણેકશાહ જમશેદજી કેરાંવાલાએ આરબી ભાષાની પરીક્ષા ચહડતાં માન સાથે (ઓનરરી ડીગ્રીમાં) પસાર કરી સરકાર તરફથી રૂ.૫૦૦૦) ની રકમ તથા એક સોનાંના ચાંદનું ઇનામ મેળવ્યું હતું.[૩]

---

બાઇ મોટલાંબાઇ તે મરહુમ શેઠ જાંહગીરજી નશર-વાનજી વાડીઆજીનાં બેટી તથા મરહુમ શેઠ માણેકજી નવરોજજી વાડીઆજીનાં વીધવાએ પોતાના બાવા તથા ખાવીંદ અને સસરાનાં પુન માટે, પારસી પંચાયતના ત્રસટી સાહેબો હસતકનાં ધરમખાતાંનાં દફતર મધે જુદું ખાતું પડાવી રૂ.૧૬૫૦૦) રોકડાની રૂ.૧૫૦૦૦) ની નોટો ખરીદ કરાવીને એ ખાતે જમે રાખીને તેનું વીયાજ કુલ જર-થોસતી રવાનોને અવલમંજલ પહોંચાડવાનાં ફંડ ખાતે વાપરવા સારૂ આપ્યા.[૪]

એજ મુજબ તેવણે રૂ.૧૧૧૦૦) ની રકમ પારસી પંચાયતના ત્રસટી સાહેબોને સવાધીન કરી કે તે રકમમાંથી રૂ.૧૦૦૦૦) ની સરકારી નોટ લઇ તેમાંથી બાઇ મોટલાં-બાઇનાં માતાજી મરહુમ બાઇ માણેકબાઇની નાઇયતે જુદું ખાતું પાડી, તેનું વીયજ ચોપાટીની શેઠ ફરદુનજી સોરાબજી પારખ્તઃળી આંધળાંપાંગળાંની ધરમશાળામાં રહેનારા જર-થોસતીઓની પરવશી કરવાનાં ફંડમાં વાપરવું.[૫]

તથા બાઇ મોટલાંબાઇએ પોતાના મરહુમ ખાવીંદ શેઠ માણેકજી નવરોજજી વાડીઆજીનાં પુન માટે મુંબઇના નાવારસ ઘરાની જરથોસતીઓ માટે કરેલાં ધરમખાતાંના ત્રસટીઓ ઉપર રૂ.૭૨૦૦) ની ચલણી નોટો મોકલી આપી કે, તેમાંથી ૩॥ ટકના વીયાજની રૂ.૬૫૦૦) ની સરકારી લોનો ખરીદી, એ ફંડના દફતરોમાં જમે કરી, નોટો અનામત રાખી ફકત તેનું વીયાજ એ ધરમખાતાંના ચાલુ ખરચમાં વાપરવું.[૬]

---

બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટ પોતાની છેલ્લી માંદગીમાંથી સાજાં થયાં તે માટેની શુકરગુજારીનું એક જશન આજ રાત્રે નવસારી મધે આતશબેહરાંમમાં દસ્તુર દારાબજી માહીયારજીની આગેવાંની હેઠલ થયું હતું.[૭]

---

૩ જામે જમશેદ, તા૦ ૧૧ મી જુન ૧૮૯૬.

૪ જામે જમશેદ, તા૦ ૧૨ મી જુન ૧૮૯૬.

૫ જામે જમશેદ, તા૦ ૨૦ મી જુન ૧૮૯૬.

૬ જામે જમશેદ, તા૦ ૧ લી જુલાઇ ૧૮૯૬.

૭ રાસ્ત ગોફતાર, તા૦ ૧૪ મી જુન ૧૮૯૬.

એજ મુજબ મલેસર ફલીએની અંજુમને પણ તા૦ ૧૫ મી જુને જમશેદ બાગમાં એજ બાબદની શોકરગુજારીમાં જશન કીધું હતું. ઇંદોર મધે પણ તા૦ ૧૯ મી જુને ત્યાંની શેઠ હોરમજજી ભમગરાવાલી દરેમેહરમાં અંજુમને મલી એક જશન કીધું હતું.

### તા૦ ૧૬ મી જુન.

રોજ ૫ માહ ૧૦ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—દીનશાહ મેહરવાંનજી કાઉશખાંન—ઉમર વર્ષ ૩૦). ભરૂચની ઍંગ્લો વર્નાક્યુલર સભાના નામથી ચાલતી ખાનગી ઇંગ્રેજી સ્કુલમાં ૧૮૮૬ થી જોડાયા હતા. જે સ્કુલ તમામ હીંદુ વહીવટ હેઠલ છતાં એવણ એકલા પારસી હોઇ—હીંદુ શેઠીયાઓની પ્રીતી મેલવી હતી, અને એ સ્કુલના હેડ માસ્ટર નેમાવાની વકી હતી, તેટલાં ભરૂચમાંજ ગુજર્યાં હતા.

---

### તા૦ ૨૬ મી જુન.

ઉમરા ગામનાં મરહુમ શેઠ ફરાંમજી નાનાભાઇ ઉમરીગરનાં પુરાણાં આદરાંનને આજ રાત્રે ઉમરેથી સુરત વાડી ફલીઆની ઘણાં વર્ષની નહી વપડાતી દરેમેહરમાં લાવી રાખ્યા હતા.[1]

---

### તા૦ ૨૭ મી જુન.

રોજ ૧૬ માહ ૧૦ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—દારાશાહ ડોશાભાઇ ડેપ્યુટી[2]—ઉમર વર્ષ ૫૮). એવણ ઇ૦ સ૦ ૧૮૫૮ થી સરકારી નોકરીમાં જોડાઇ કેટલાંક ખાતાંઓમાં કલારક તરીકે નોકરી બજાવી ૧૮૬૭ થી મામલતદારના ઓધાપર નેમાયા હતા અને આમોદ, ડાસરા, આણંદ, બોરસદ, પંચમહાલ તથા શોલાપુર ખાતે મામલતદાર તરીકે ૧૨ વરસ સુધી કામ બજાવી ૧૮૭૯ થી હજુર ડેપ્યુટી કલેક્ટરના ઓધાપર ચઢયા હતા. ૧૮૮૪ ના જુલાઇ માસથી સુરતના ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર અને ૧૮૮૮ માં ત્યાંના સીટી માજીસ્ત્રેટ નેમાયા હતા. એ પછી ૩૭ વરસ સુધી લાંબી સરકારી નોકરી બજાવી ૧૮૯૫ ની તા૦ ૧ લી એપ્રેલથી પેનશન લીધું હતું. ૧૮૭૬ માં શોલાપુરના મામલતદાર હતા, તે વખતે પડેલા મોટા દુકાળ વખતે તેમજ ૧૮૮૩ ની સુરતની રેલ વખતે તેવણે ત્યાંની ગરીબ રઇયતને ઘણી મદદ કરી હતી. ગુજરાતના જરથોસ્તીઓનાં મરણના અરસપરસના લાભના ફંડની કમીટીના એઓ પ્રમુખ હતા.

---

### તા૦ ૨૮ મી જુન.

રોજ ૧૭ માહ ૧૦ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—દાજીભાઇ દાદાભાઇ બોલીઆ—ઉમર વર્ષ ૬૩). એવણ ચીન મધે હાંગકાંગથી આસરે ૪ દીવસના રસ્તા ઉપર આવેલાં ફોરમોસાનાં ટાપુમાં અફીમ, કાપડ, વગેરેનો વ્યાપાર કરતા હતા. ત્યાં કેટલાક બળવાખોરોએ એમને આજ દીને મારી નાખ્યા હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૧ લી જુલાઇ ૧૮૯૬.

૨ આબકારીખાતાંવાલા મી૦ કુવરજી દારાશાહના બાવા તથા શેઠ મંચેરજી ખરશેદજી લાલકાકા બેરીસ્ટરના સસરા.

રતલાંમ મધે જરથોસ્તીઓને ડુંગરવાડી કરવાની એક એલાહેદી જગા ત્યાંના દીવાન ખાંનબાહદુર ખરશેદજી રૂસ્તમજી થાણેવાલાની કોશેશથી સરકારે આપી તેની આસપાસ ફંડ ઉઘરાવી એક દીવાલ બંધાવી[3] આજ દીને જશન કીધું હતું.

---

### તા૦ ૧ લી જુલાઇ.

મુંબઇના નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટે આજ દીને પુનાં મધે કૌનસીલ હાલમાં એક "લેવી" ભરી હતી. આ વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો પ્રાઇવેટ આંનત્રીમાં ત્યાં હાજર થયા હતા:—

શમસુલ ઓલમા સરદાર ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પઆશાના, સરદાર ખાંનબાહદુર દોરાબજી પદમજી, સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ., સર જાંહગીર કાવશજી જાંહગીર રેડીમની.[4]

---

### તા૦ ૨ જી જુલાઇ.

શેઠો દાદી અને ફરામરોજ ખરશેદજી ગોલવાલાએ તરવાંના હુનર શીખવવા માટે 'ધી વીક્ટોરયા સ્વીમીંગ બાથ' અત્રે કોલાબા ખાતે આવેલી ચંદા રામજીની માલકત મધેના તલાવમાં ચાલુ કીધો.[5]

---

૩ મુંબઇ સમાચાર, તા૦ ૬ થી જુલાઇ ૧૮૯૬.

એ જગાપર પાછલથી ખાંનબાહદુર ખરશેદજીએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ રતનબાઇની યાદગારીમાં એક કુવો રૂ.૧૩૦૦) ખરચી બંધાવી આપ્યો હતો, તથા અમદાવાદવાલા શેઠ બેહરાંમજી ફરાંમજી વકીલ (વિગેરેએ) પોતાના બાવા મરહુમ શેઠ ફરાંમજી પેશતનજી વકીલની નઇયતે એક શગડીનું મકાંન રૂ.૨૩૦૦) ને ખરચે બંધાવી આપ્યું હતું.

એ શગડીપર નીચે મુજબ તખ્તી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

"આ સગડીનું મકાંન શ્રી અમદાવાદવાલા મરહુમ "શેઠ ફરાંમજી પેશતનજી વકીલની પવીત્ર યાદગારી કાયમ "રાખવા તેમના દીકરા તથા ભત્રીજાઓએ પોતાને ખરચે "બંધાવી શ્રી રતલાંમની પારસી અનજુમનના વપરાસ માટે "તેમને સ્વાધીન કરેલું છે. રોજ હોરમજદ માહ આદર સને "૧૨૬૯ યઝદેજરદી શ૦ ૧૯૫૬ વઇશાખ સુદ ૧૪ વાર "રવેશ તા૦ ૧૩ મી મેએ સને ૧૯૦૦ ઇસવી."

એ જગાના ટ્રસ્ટીઓ:—દીવાન સાહેબ ખા૦ બા૦ ખરશેદજી રૂસતમજી થાણેવાળા, શેઠો રૂસતમજી જમશેદજી ભમગરા, અરદેશર રૂસતમજી દલાલ (ટ્રેઝરર), નશરવાનજી હોરમજજી દાખુ તથા એદલજી દાદાભાઇ કાતરક (સેક્રેટરી) નેમાયા હતા.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૩ જી જુલાઇ ૧૮૯૬.

૫ આ બાથ મધે પારસીઓને તરવાનો હુનર મીઠાં પાણીમાં મજકુર માલેકો શીખવતા હતા. તા૦ ૨૧ મી માર્ચ ૧૯૦૧ ને દીને એજ માલેકો હસ્તકનું દરયાનાં ખારાં

તા૦ ૫ મી જુલાઈ.

રોજ ૨૪ માહ ૧૦ (શે૦) ૧૨૬૫ યઝદેજરદી.

**મરણ**—ડાકટર રૂસતમજી દાદાભાઈ દારૂવાલા—ઉમર વર્ષ ૨૯). શેઠ દાદાભાઈ કુવરજી દારૂવાલા અથવા પારાખાઉના દીકરા. ૧૮૮૯ ની આખરીએ એલ. એમ. એંડ એસ. ની પરીક્ષા પસાર કરી અત્રે તબીબ તરીકે ધોબીતલાવપર ધંધો ચલાવતા હતા, અને ત્યાં સારૂં નામ કાહડ્યું હતું. એવણ તાવની ટુક માંદગીથી ગુજરી ગયા હતા, અને એવું કહેવાયછે કે, પારસીઓમાં ગાંઠીયા મરકીથી થયલું પેહલું મરણ એમનું હતું.

તા૦ ૬ થી જુલાઈ.

નામદાર માહરાંણીજીના હોકમથી નામદાર પ્રીનસ ઑફ વેલસે આજ દીને સેંટ જેમસીસ પેલેસમાં ભરેલી લેવીમાં શેઠ હોરમજજી અરદેશર વાડીઆ બારીસટર તથા શેઠ પેશતનજી જીજીભાઈ બાટલીવાલા હાજર થયા હતા.[1]

શેઠ દોરાબજી પેશતનજી કામાજીએ આજ દીને પોતાનાં માતાજીનાં મરણનો વાર્ષિક દીવસ હોવાથી તેની યાદમાં ૧૦૦) ગીની લંડનનાં મેનશન હાઉસનાં પુઅર બૉક્ષમાં નાખવાને લૉરડ મેયર ઉપર મોકલી હતી.[1]

તા૦ ૭ મી જુલાઈ.

રોજ ૨૬ માહ ૧૦ (શે૦) ૧૨૬૫ યઝદેજરદી.

**મરણ**—ફરામજી મેહરાંમજી મીસતરી—ઉમર વર્ષ ૪૮). એવણ મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈનાં ધર્મખાતાંની એતવાડીની એંગલો વર્નાકયુલર સ્કુલના છેલ્લાં ૨૫) વર્ષ સુધી હેડ-માસટર હતા, અને છોકરાઓને તરબીયત આપવામાં અછી કુનેહ ધરાવતા હતા.

---

પાણીમાં તરવા માટે એક કુશાદે મકાન તેમનીજ માલેકીનું ખુલ્લું મુકવાની ક્રીયા ચીફ જસતીસ સર લૉરંસ જેનકીન્સે કીધી હતી, ત્યાંસુધી ઊભલો કોલાબાનો બાથ ચાલુ રાખવામાં આવ્યો હતો. તે બાથમાં લગભગ ૨૦૦૦ જરથોસ્તીઓએ તરવાના હુન્નરની તાલીમ લીધી હતી. તા૦ ૨૧ મી સપટેમ્બર ૧૮૯૯ ને દીને બાથના ચેલાઓએ એક મોટા મેળાવડા સનમુખ તરવાના તરેહવાર પ્રયોગો કરી બતાવ્યા હતા જે વેળા મજકુર ચીફ જસતીસ પ્રમુખસ્થાને બીરાજ્યા હતા અને તેવણે બાથના ચેલાઓ તરફથી શેઠ ગોલવાલા બીરાદરોએ મેળવેલી અસાધારણ ફતેહ માટે તેમને મુબારકબાદી આપીને પોતાને હાથે તેમને એકેક સોનાનો ચાંદ ભેટ આપ્યો હતો. એ બાથને મરહુમ શેઠ કાવસજી મેરવાનજી શરાફે કીમતી મદદ આપી હતી. તેના ઓનરરી સેક્રેટરી તરીકે શેઠ રૂસ્તમ બરજોરજી પેમાસ્તર શરૂઆતથી આજસુધી કામ બજાવેછે.

૧ જામે જમશેદ, તા૦ ૨૭ મી જુલાઈ ૧૮૯૬.

તા૦ ૧૦ મી જુલાઈ.

રોજ ૨૯ માહ ૧૦ (શે૦) ૧૨૬૫ યઝદેજરદી.

**મરણ**—શેહરીયારજી પેશતનજી સોલભાઈશેઠના[2]—ઉમર વર્ષ ૭૮). એવણ ભરૂચના વતની હતા, જ્યાં તે વેળાએ ઇંગ્રેજી નિશાળ ન હોવાથી ગોરાં લશ્કરનાં એક સારજંટ પાસે ભાગીતુટી ઇંગ્રેજી કેળવણી લઇ મોટી ઉમરે મુંબઇ જઇ શેઠ દાદાભાઇ નવરોજજીના હાથ હેઠળ તાલીમ લીધી. "કૉટેજ હીસ્ટ્રી ઑફ ઇંગ્લાંડ," "સીનોનીમસ ડીક્ષનરી" "તુતીનામું," "બાગોબાહર" વગેરે પુસ્તકો તેવણે પ્રગટ કર્યાં હતાં. ઇ૦ સ૦ ૧૮૪૬ માં એવણે ભરૂચમાં રેશમ ઉતપન્ન કરવાનું એક કારખાનું ઉઘાડયું હતું. તે માટે ભરૂચમાં "હોરાની વાડી" નામની વાડી ભાડે રાખી ત્યાં શેતુરનાં ઝાડો વાવી, પરદેસથી કીડાઓ લાવી રેશમ પકવવાનાં અખતરા કીધા હતા. પણ તેમાં ફાવ્યા ન હતા. પછી ચામડાંનો વેપાર કીધો હતો તથા મીન સાફ (Bleach) કરી તેનો વેપાર કરતા હતા. તે ઉપરાંત ભરૂચમાં ગુલી (Indigo) પકવી તેનો વેપાર કરતા. કુદરતી જેવી ગુલી હાથે બનાવવાપર લક્ષ દીધું હતું, અને બનાવી પણ હતી પણ તેમાં ખામીઓ રહી ગઇ હતી, અને ૭૮) વર્ષની બુજરોગ વયે તે ખામીઓ દુર કરવા મંડેલા હતા, તેટલાં મરણ પામ્યા હતા. ભરૂચમાં સારી જાતનું સણ (Hemp) પકવવાની પણ મેહનત કરી હતી. આવા નવા સાહસો તે જમાનમાં કરવાની એમની ઉલટ ઓરજ કેહવાય.

તા૦ ૧૨ મી જુલાઈ.

રોજ ૧ માહ ૧૧ (શે૦) ૧૨૬૫ યઝદેજરદી.

**મરણ**—ધનજીશાહ પેશતનજી ડુંગાજીનાં[3]—ઉમર વર્ષ ૫૦). ભરૂચમાં વેપારવનજમાં આગલ વધેલાં ડુંગાજીનાં મોહલાં કુટુંબના એવણ એક હતા. એમની પેહડી "સોહરાબઆદરજીની કું૦" ને નામે ગોધરા, કલીકટ, ડાકોર, મુંબઇ વગેરે ઠેકાણે વેપાર ચલાવેછે. એવણ ઇંગ્રેજી શીખેલા અને સુધરેલા વિચારોના હતા, અને ભરૂચની પારસી પંચાતને લગતાં કામોમાં આગેવાન ભાગ લઇ સારી સેવા બજાવેછે.

તા૦ ૧૮ મી જુલાઈ.

રોજ ૭ માહ ૧૧ (શે૦) ૧૨૬૫ યઝદેજરદી.

**મરણ**—નશરવાંનજી રૂસતમજી દલાલ, ભરૂચના—ઉમર વર્ષ ૭૦). ભરૂચના એક જાણીતા વેપારી તથા ત્યાંની પારસી પંચાયતના એક અકાબર.

---

૨ ખા૦ બા૦ નશરવાંનજી શેહરીયારજી જીનવાલાના બાવા.

૩ ભરૂચ પ્રાંતોવાલા શેઠો ઓદાદાદ અને મેહરાંમજી ધનજીશાહ ડુંગાજીના બાવા.

બંગાલનાં તબીબીખાતાંવાલા સરજયન મેજર શેરાબ-શાહ હોરમજજી દાંતરા તથા મુંબઇ ઇલાકાનાં તબીબીખાતાંવાલા સરજયન મેજર ખરશેદજી અરદેશર દલાલને ૨૦) વર્ષની નોકરી પછી “સરજયન લફટનંટ કરનલ” ની પદવીએ, તથા મધ્ય પ્રાંતોનાં તબીબીખાતાંવાલા સરજયન કેપટન હોરમજજી એદલજી બનાતવાલાને ૧૨) વર્ષની નોકરી પછી “સરજયન મેજર” ની પદવીએ ચઢાવવામાં આવ્યા હતા.[1]

---

તા૦ ૨૭ મી જુલાઇ.

રોજ ૧૬ માહ ૧૧ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ ડોસાભાઇ બાકસ્તર[2]—શેઠ ડોસાભાઇ એદલજી બાકસ્તર, લીલાંઝિવાલાના દીકરા. મુંબઇ સ્મૉલ કૉજ કૉર્ટમાં શરૂઆતથી તે માર્ચ ૧૮૯૫ માં રીટાયર થયા ત્યાંસુધી નોકરીએ હતા અને મોટો ભાગ ત્યાં એપ્રેઝર હતા.

---

તા૦ ૨૮ મી જુલાઇ.

રોજ ૧૭ માહ ૧૧ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—શાપુરજી ધનજીભાઇ બાટલીવાલા[3]—ઉમર વર્ષ ૬૮). પેહલા સર જમશેદજી જીજીભાઇનાં એકપુરાં બેટી બાઇ પીરોજબાઇના એવણ ખાવીંદ થતા હતા. જે લગન ૧૮૪૫ માં મુંબઇના કોટમાં મોટી ધામધુમ અને નાતનાં મોટાં જમણ સાથે થયાં હતાં. ગઇ અરધી સદીની વાતપર પોતાના ભાઇઓ સાથે મોહટો વેપાર ચલાવી જાહેર કામોમાં ભાગ લઇ બનતો હીસો આપતા હતા. પણ પાછળથી શેરસટાની ખુમારીના વરસોમાં વેપારનું સાવચેતપણું ગુમાવી સટા તરફ ઢળવાની નબળાઇનું કમનસીબ ફળ ચાખી છેલ્લા ત્રણ દાહેકા તદન એકાંત જીંદગી ભોગવતા હતા.

---

બ્રીટીશ મેડીકલ એસોસીએશનની આજ સાંજે કારલાઇલ ખાતે મલેલી સભામાં ડા૦ કેખશરૂ નશરવાંનજી બાહદુરજીએ ઇંડયન મેડીકલ સરવીસની ખામી બતાવનારો એક ઠરાવ[4] મુકયો હતો જેને ડા૦ ઉડકાકે ટેકો આપ્યો હતો.

તા૦ ૨૯ મી જુલાઇ.

રોજ ૧૮ માહ ૧૧ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—ડાકટર દોરાબજી હોરમજજી ભુજવાલા—ઉમર વર્ષ ૬૨). એવણ અત્રેની ગ્રાંટ મેડીકલ કોલેજમાંથી ૧૮૬૧ ના એપ્રેલ માસમાં તબીબપણું ચલાવવાની સનદ મેળવી કેટલુંક સુધી મુંબઇ તથા કાઠીયાવાડમાં તબીબી ધંધો ચલાવયા પછી ૧૮૬૬ ના જુન માસથી કચ્છ ગયા હતા, જયાં રાજકુટુંબ તથા કચ્છની પ્રજાને પોતાના તબીબી ગ્નાનનો સારો લાભ આપયા પછી સને ૧૮૮૪ ના જુલાઇ માસમાં નામદાર રાવના તબીબ નેમાયા હતા. ૨૦ વરસની કચ્છનાં રાજની નોકરી બજાવી એવણે ૧૮૮૫ માં પેનશન ઉપર એવો છોડયો હતો. ૧૮૮૭ માં મહારાણી વીકટોરીયાની જુબીલીના પ્રસંગે કચ્છના નામદાર રાવ ઇંગલંડ ગયા તયારે પોતાની સાથે એવણને લઇ ગયા હતા. ઇંગલંડથી પાછા ફરયા પછી એવણે મુંબઇમાં એકાંત જીંદગી ગુજારી હતી.

---

તા૦ ૬ થી આગશટ.

ખાંનદેશ જીલ્લામાં આએ સાલના ભારે વરસાદને લીધે મોટી રેલ આવી હતી, જેથી ઘણાંક ગરીબો ઘરબાર વગરની લાચાર હાલતમાં આવી પડયાં હતાં, તેઓને મદદ કરવાને અતરે ખાંનબાહદુર દાદાભાઇ હોરમજજી દુબાશ તથા શેઠ કાવશજી દાદાભાઇ દુબાશની આગેવાની હેઠલ એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું.[5]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૦ મી જુલાઇ ૧૮૯૬.

૨ શેઠો શેરાબજી, દોસાભાઇ તથા સ્યાવકશાના બાવા.

૩ મરહુમ શેઠ ફરાંમજી, તથા શેઠો જીવાજી અને નશરવાંનજી શાપુરજી બાટલીવાલાના બાવા, અને સર જમશેદજી જીજીભાઇ, ત્રીજા બેરોનેટના સસરા.

૪ તે ઠરાવ નીચે પ્રમાણે છે :—

“That the present constitution of the Civil Medical service of India, whereby all imporiant educational, scientific, and sanitary appointments are exclusively reserved for members of a military medical service—namely, the Indian Medical Service, who are only lent for civil work till required for war purposes, is wrong in principle, prejudicial to the interests of medical education, science, and sanitation, and unsuited to existing conditions and requirements: and that in the interests of medical education and sanitation in India, and for the general advancement of medical science, the Civil Medical Department should cease to be any appendage of, or a close reserve for, a military service, and all educational, scientific, and sanitary appointments in the department should be thrown open to the best talent available from the open profession of medicine.”

(ધી બ્રીટીશ મેડીકલ જનરલ, ૧ લી જુલાઇ ૧૮૯૬.)

૫ એ ફંડમાં પારસીઓની મુખ્ય રકમો નીચે મુજબ હતી :—

રૂ.૧૦૦૦) સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, ખાંનબહાદુર દાદાભાઇ હોરમજજી દુબાશ, નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ., નશરવાંનજી જાંગીરજી વાડીઆ, બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટ, રૂ.૩૦૦) શેરાબજી તથા કાવશજી દાદાભાઇ દુબાશ, રૂ.૧૫૦) બહમનજી દીનશાહજી પીટીટ, મેહરવાંનજી મનચેરજી મુડવાવાલા રૂ.૧૦૦) જીજીભાઇ

તા૦ ૮ મી આગશટ.

રોજ ૨૮ માહ ૧૧ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—ખરશેદજી ફરદુનજી પારખ[1]—ઉમર વર્ષ ૮૫). એવણ આગલા વખતમાં એક મોટા વેપારી તથા વહાણવટી હતા, અને એક વાર મોટી દોલતના ધણી થયા હતા, તથા તે દોલતનો સારો ભાગ પુન તથા સખાવતનાં કામોમાં રોકયો હતો. ચોપાટીની મુંબઇના આંધળાં-પાંગળાં જરથોસતીઓને રાખવાની ધરમશાળા એવણે ૧૮૪૫ માં પોતાના ભાઇની સાથે બંધાવી હતી તથા ૧૮૬૪ માં તેઓએ પોતાને ખરચે તે ઉપર માળ બંધાવી આપયો હતો. ૧૮૬૨ માં વલસાડના દોખમાની સામે એક સગડી તથા તેના કમપાઉંડને ફરતી દેવાલ બંધાવી આપી હતી. ૧૮૬૩ માં સુરત મધે પોતાના બાપના નામથી 'ફરદુનજી સોરાબજી પારખ સકુલ ઓફ આરટ એંડ ઇંડસ્ત્રી' નામની હુનર તથા ઉદયોગશાળા રૂ૫૦૦૦૦ ને ખરચે તેમજ ૧૮૬૫ માં 'પારખ ચેરીટેબલ ડીસપેનસરી' નામનું ધરમનું દવાખાનું ચાલુ કીધું હતું. ૧૮૬૬ માં સુરતના રેલવે સટેશનની સામે રૂ૨૫૦૦૦ ને ખરચે એક મોટી ધરમશાળા તેમજ-દઇસર અને સાયનના સટેશનોની સામે પણ ધરમ-શાળાઓ બંધાવી હતી. સુરત તથા ગુજરાતનાં બીજાં ગામોમાં એવણે ૧૮૬૩-૬૪ માં લોકોને પુશકળ અનાજ તથા વસ્ત્રો વહેંચયાં હતાં. મરહુમ સર જમશેદજીના નામથી અત્રેની ઝંદ પહેલવી મદરેસામાં એવણે એકી રકમે રૂ૫૫૦૦૦ આપયા હતા, તથા એ ઉપરાંત ઘણાંક ધરમ-ખાતાંઓમાં તથા રેલ, દુકાળ વગેરેનાં ફંડોમાં એવણે હજારો રૂપીઆ ભેટ આપયા હતા, જેનો જુમલો રૂપીઆ ૧૦૧૬૮૭૫) નો થયોછે તથા ખાનદાની અને લાચાર કુટુંબો-ને નબળા વખતમાં ગુપત મદદ તરીકે ચારથી પાંચ લાખ રૂપીઆ આપયા હતા. મુંબઇની પારસી પંચાયત ફંડના એવણ ૧૮૫૯ થી એક ત્રસટી હતા. નામદાર સરકારે એવણને ૧૮૭૭ નાં સાલમાં મુંબઇના શેરીફ નેમી માન આપયું હતું.

આ માસમાં થયલું મોટું સુર્ય ગ્રહણ જે નોર્વેમાંથી આખું દેખાયું હતું, તેનું અવલોકન કરવાને મુંબઇ સરકારે શેઠ કાવસશાહ દાદાભાઈ નાયગામવાલાને નોર્વે મોકલ્યા હતા. ૧૮૯૮ માં થનારૂં સુર્ય ગ્રહણ જે હિંદુ-સ્તાનમાં દેખાનાર છે, તેનાં અવલોકન માટે જોઇતાં શસ્ત્રોની ખરીદી પણ સરકારે એવણને સોંપી હતી.[2]

---

તા૦ ૧૦ મી આગશટ.

આજ દીને મરહુમ શેઠ ખરશેદજી ફરદુનજી પારખનાં ઉઠમણાંમાં ક્રિઆ પુરી થવા બાદ શમસુલ ઓલમા દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ એ મરહુમ ગ્રહસ્થની આગલા વખતની સખાવતો વગેરે વિશે એક ભાષણ કરી એ મરહુમ ગ્રહસ્થનું નામ જરથોસ્તી મજહબને લગતી જાહેર ક્રિઆઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે દેવાને સર્વે અથોરનાંનોને સુચનાં કીધી હતી.[3]

---

તા૦ ૧૧ મી આગશટ.

રોજ ૧ માહ ૧૨ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

ખાનદેશ જીલ્લામાં આવેલાં ધુલીઆ ગામમાં જર-થોસ્તીઓને ભૂમિડા કરવાની અસલ જગા ભરાઇ જવાથી તેને લગતીજ બીજી જગા શેઠ બરજોરજી ડોશાભાઇ કેરાં-વાલાએ મોટી રકમ આપી બંધાવી આપી તથા તેની આસપાસની જગા પોતાને ખરચે ખરીદી અંજુમનને ભેટ કરી હતી, તેનાં જશનની ક્રિઆ આજ દીને તે તરફવાલા કંત્રાકટર એ૦ કેકોબાદ ખુરશેદજી મોદીએ ત્યાંના સર્વે જરથોસ્તીઓની હજુરમાં કીધી હતી. ક્રિઆ પુરી થવા બાદ શેઠ બરજોરજીને તથા એ૦ કેકોબાદને ત્યાંની અંજુ-મન તરફથી માનપત્રો આપી શેઆલો હોરાડવામાં આવી હતી.[4]

---

ફરાંમજી પીટીટ, સર જાંહગીર કાવશજી જાંહગીર, કાવશજી દીનશાહજી એડનવાલા, પેશાતનજી નવરોજજી મોવડાંવાલા.

એજ મુજબ શોલાપુર મધે ભારે વરસાદને લીધે રેલ આવવાથી તેમાં નાશ પામેલાઓને મદદ કરવા થકી ત્યાંના કલેકટરે ઊભાં કીધેલાં ફંડમાં પણ પારસીઓએ મદદ કીધી હતી—

રૂ.૧૦૦૦) બાઇ મોટલાંબાઇ વાડીઆ, રૂ.૫૦૦) ઓન-રેબલ નવરોજજી નશરવાનજી વાડીઆ, રૂ.૨૦૧) ખાં. બા. નશર-વાંનજી ખરશેદજી અને આદરજી મનચેરજી દલાલ, રૂ.૧૦૦) ફરાંમજી બહમનજી જીજીભાઇ.

1 મરહુમ શેઠ અરદેસર ખરશેદજી ફરદુનજી પારખના બાવા.

2 રાસ્ત ગોફતાર, તા૦ ૮ મી નવેમબર ૧૮૯૬.

શેઠ કાવસશાહ નાયગામવાલાને હિંદુસ્થાંનના વજીર લૉર્ડ જયોર્જ હેમીલ્ટને પોતાની મુલાકાતનું માન આપ્યું હતું.

3 જામે જમશેદ, તા૦ ૧૨ મી આગશટ ૧૮૯૬.

એજ મુજબ સુરત મધે એમનાં થયલાં ઊઠમણાં-માં એ મરહુમ ગ્રહસ્થનું નામ તે તરફ દેવાને દસ્તુર રૂસતમજી જમશેદજીએ સર્વે અથોરનાંનોને સુચનાં કીધી હતી. વલસાડ મધે પણ એમનું ઊઠમણું મરહુમ શેઠ મોટા-ભાઇ શાપુરજીવાલી દરેમેહરમાં થયું હતું, જયાં એમણે દોખમાંને ફરતી દેવાલ, શગડી તથા ધર્મશાલા બંધાવી હતી જે માટે એમનાં રૂહને ખોદાએજી બેહસ્તમાં સારી જગા આપે એવી દોઆ ચાહી હતી.

4 જામે જમશેદ, તા૦ ૧૪ મી આગશટ ૧૮૯૬.

એ જગા ઊપર નીચલી ત્રણ તખ્તીઓ છે, પણ તેમાં આ શેઠ બરજોરજી ડોશાભાઇ કેરાંવાલાની સખાવતની નોંધ નથી:—

તા૦ ૧૩ મી આગશ્ટ.

સુરતવાળા મી૦ શાપુરજી રૂસતમજી સુખીઆએ રૂ.૪૮,૦૦૦) ના મુંબઈ મયુનીસીપાલીટીના ચાર ટકાના વયાજવાળાં બોંડો મુંબઈની પારસી પંચાયતના ત્રસ્ટીઓને હસ્તક કરીછે, અને તેનું વ્યાજ તેઓએ સુરતની પારસી પંચાયતના મેનેજરો ઉપર નીચલાં કામો માટે મોકલી આપવા એવી ગોઠવણ કીધી: રૂ.૨૭,૦૦૦) નાં વ્યાજમાંથી સુખીઆજીના કુટુંબીઓની બાજ, આફરગાન, ઇજસની વગેરે ક્રીયા શેહેનશાહીના આતશબેહેરામમાં કરવી; રૂ.૮૦૦૦) નું વ્યાજ એ માટે સુખડ બાળવામાં વાપરવું; રૂ.૧૦૦૦) નું વ્યાજ લાકડાં બાળવામાં વાપરવું; રૂ.૧૦,૦૦૦) ના વયાજમાંથી સુખીયાના નામના ગહમબારનું નયાતી જમણ દર વરસ સુધી રૂસ્તમપુરાના એલાહી બાગમાં કરવું; રૂ.૧૦૦૦) નું વયાજ ગોટીના આદરીઆનમાં સુખડ બાળવામાં વાપરવું; રૂ.૫૦૦) નું વયાજ સુરતના નસેસાલારનાં ફંડમાં વાપરવું; અને રૂ.૫૦૦) ઉદવાડા ગામના દોખમાના કંપાઉંડમાં બાગ બનાવવા માટે વાપરવા.[1]

---

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો. શ્રી ધુલીઆ તથા બીજા બાહારગામનાં જતા આવતા જરથોસતી વચે ઊભાં કીધેલાં ફંડમાંથી આ મકાન જરથોસતી ગુજરતાં રવાંનોને મુભીદા કરવા સારૂ બાંધયું છે.

રોજ ૧ લો હોરમજદ માહ ૧૨ મો શહેનશાહી શને ૧૨૫૫ યજદેજરદી, તા૦ ૧૪ મી આગસટ ૧૮૮૬ ઇસવી.

સદરહુ મકાન બાંધવાને જગયા એકર એક અને ગુનથા સોલ મહેરબાન કલેકટર સાહેબ બાહાદુર, ટી. ડી. મેકેનઝી એસકવાયરે, ધુલીઆનાં જરથોસતીઓએ અરજ કરવાથી બક્ષીસ આપીછે.

જગાનો સરવે નંબર પરવાનગીનો નંબર ૧૧૯૯ છે.

ધુલીઆનાં મામલતદાર તરફથી મલયાં તા૦ ૨૭ મેહ શને ૧૮૮૬."

"પાક પરવરદેગારની મદદ હોજો.

મરહુમ શેઠ સોરાબજી નસરવાનજી વાડીઆની યાદગારીમાં આ "શેડ" મરહુમ શેઠનાં વીધવા અને એક નજદીકનાં બેશી તરફથી શ્રી ધુલીઆની પારશી અનજુમનને અરપણ કીધું છે. એ "શેડ" રોજ મહેર, માહ ફરવરદીન, ૧૨૬૭ શહેનશાહી ને તા૦ ૩૦-૯-૧૮૯૭ ને દીને ખોલ્લું કીધામાં આવયું છે."

"મરહુમ બાઈ રતનબાઈ જેઓ શ્રી મુંબઈ મધે શેહેનશાહી ગાથા બીજો ઊશતવદ શને ૧૨૬૮ યજદજરદીને દીને બેહેશતનશીન થયાં તેઓનાં પુણ્ય માટે શ્રી ધુલીઆનાં જરથોસતી રવાંનોની આરામગાહનો કમપાઊનડ તેઓનાં ભાઈ બરજોરજી ધનજીભાઈ કનટ્રાકટર તથા ખાવીંદ ડોસાભાઈ મેરવાનજી કનટ્રાકટરે શહેનશાહી ગાથા બીજો ઊશતવદ શને ૧૨૬૯ યજદજરદી તા૦ ૧૧ મી, માહે સપતેંબર શને ૧૯૦૦ ઇશવીને દીને બનાવાવીને શ્રી ધુલીઆની જરથોસતી અનજુમનને સવાધીન કીધોછે."

૧ મુંબઈ સમાચાર, તા૦ ૩ જી આગશટ ૧૮૯૬.

તા૦ ૨૦ મી આગશ્ટ.

શોલાપુર મધે "શોલાપુરની અંજુમનના બાંધીઆ ફંડ" ઉંઘાડવામાં આવ્યું હતું, જેમાં ત્યાંના દારૂના ઇજારેદાર શેઠો ખરશેદજી એંડ સન્સ તથા આદરજી મનચેરજી દલાલે રૂ.૫૦૧) ભર્યાં હતા.

---

શેઠ શાપુર નશરવાંનજી ભેદવારે "ત્યાગ" નામે ફકીરી લેતી એક બાઇની સબીની ફોટોગ્રાફીક હારમાલા પ્રગટ કરી હતી.

---

લંડનની સીટી એંડ ગીલડઝની તરફથી અતરે લેવાયલી વિજલીથી ધાતુ ઉપર ક્રિઆકામ કરવાને લગતા હુનરની પરીક્ષા ડાકટર હોરમજજી કુવરજી તવરીયાએ પેહલા વર્ગમાં; તથા ચામડાં કેળવવાના હુનરની પરીક્ષા શેઠ કેખશરૂ એદલજી તલાટીએ પેહલા વર્ગમાં; તથા વિજલીક રોશનીને લગતી વિજલીક ઇજનેરની છેલ્લી પરીક્ષા શેઠો અરદેશર બહમનજી દારૂખાનાંવાલા, જમશેદજી રૂસતમજી ઉમરીગર, અને મોટાભાઇ ધનજીશાહ દારૂખાનાંવાલાએ; તથા એજ બાબદને લગતી પેહલી પરીક્ષા શેઠ પેશતનજી બેહરાંમજી દારૂવાલાએ પસાર કીધી હતી.[2]

---

શેઠ રૂસતમજી નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇએ પોતાનાં સાસુ મરહુમ ડાવેજર લેડી રતનબાઇની યાદગારીમાં પુણાની રેએ મારકીટ આગલ એક ફુવારો બાંધવાને ત્યાંની સીટી મ્યુનીસીપાલીટીને રૂ.૨૦૦૦) આપ્યા હતા.[3]

---

તા૦ ૨૧ મી આગશ્ટ.

ગઇ રેલનાં તુફાનમાં નવસારીના મલેસરફળીએના ડામકા મોહોલ્લાનો પુસતો ભાગી ગયો હતો, જેથી તે મોહોલામાં જવા આવવાને (ઉંચો બહુ હોવાથી) ઘણી અડચણ થઇ પડી હતી, તે ટાળવાને કેટલાક લોકોની અરજ ઉપરથી મી૦ શાપુરજી ફરામજી મેહેતા (ચીનવાળા)એ પોતાનાં ખરચથી પોતાનાં મરહુમ ધણીયાંણી બાઇ ધનબાઇજીનાં પુન સારૂ એક પાકો પથરનો પુસતો બંધાવી

---

૨ કયસરે હિંદ, તા૦ ૨૩ મી આગશટ ૧૮૯૬.

૩ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૨૪ મી આગશટ ૧૮૯૬.

એ ફુવારાપર નીચે મુજબ તખ્તી છે:—

"THE LADY RATTANBAI FOUNTAIN.

**This Fountain has been erected by Bai Avabai, wife of Rustamjee Byramjee Jeejeebhoy Esquire. J. P. of Bombay, in Memory of her Mother, The Late Dowager Lady Rattanbai Jamsetjee Jeejeebhoy who died at Poona on the 29th December 1894.**

**Poona 1899."**

આપયો. એ પુસતામાં કેટલીક સરકારી જમીન રોકાઇ હતી, તે સરકારે ધરમાદા કામ સમજી મુફ્ત આપી હતી.[1]

તા૦ ૨૪ મી આગશટ.

રોજ ૧૪ માહ ૧૨ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

પોભીતસાવ આગલ મરહુમ શેઠ રૂસતમજી શોરાબજી ભરૂચા ગોરાઇવાલા અથવા ઇડાંવાલાએ ઇ૦ સ૦ ૧૮૪૩ માં બંધાવેલી દરેમેહર કે જે આજ ઘણોક વખત થયો બારંબે પડેલી હતી તે આજ દીને મરહુમ શેઠનાં દીકરી બાઇ પીરોજબાઇ તથા વહુ બાઇ રતનબાઇ તે મરહુમ શેઠ પાલણજી રૂસતમજી ઇડાંવાલાનાં વીધવાએ મરહુમ શેઠ પાલણજીની ત્રિજાં વર્ષની બાજને દીને તેની પડોસની મરહુમ બાઇ આવાંબાઇ તે મરહુમ શેઠ અરદેશર ખરશેદજી વાડીઆનાં વીધવાની દરેમેહર કે જેની સાથે તે અગાઉ ઘણાં વર્ષ જોડાયલી હતી, તેનાં ત્રસ્ટી સાહેબોને એક જશન કરી અંજુમન પત્ર[2] વાંચી સ્વાધીન કરી હતી, કે તે આગલની માફક મરહુમ બાઇ આવાંબાઇની દરેમેહરની સાથેજ વાપડવામાં આવે.[3]

તા૦ ૨૫ મી આગશટ.

રોજ ૧૫ માહ ૧૨ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—પેશતનજી ખરશેદજી બાઇસ[4]—ઉમર વર્ષ ૫૫). એવણ પોતાના વડા ભાઇ શેઠ એદલજી ખરશેદજી બાઇસ સાથે ઘણાં વર્ષો થયાં બેલગાંમ ખાતે ધંધાસર જઇ વસ્યા હતા, અને ત્યાં મોટા પાયાપર વેપાર કરતા હતા, અને ત્યાં કુટુંબનો જાથુક વસવાટ થઇ પડવાથી પોતાના મરહુમ બાઇઓનાં પુન માટે જરથોસ્તીઓ માટે એક દરેમેહર તથા પારસી મુસાફરોના ઉતારાનું એક મકાંન બંધાવી તે તા૦ ૯ મી નવેમબર ૧૮૯૧ ને દીને ખુલ્લાં મેળાવ્યાં હતાં.

તા૦ ૩૦ મી આગશટ.

મરહુમ શેઠ ખરશેદજી ફરદુનજી પારખનાં મરણ માટે પંચાતનાં દફતરમાં દલગીરી નોધવાને તથા તેમની યાદગારી ઘટતી રીતે જલવાઇ શકે તેવા ઉપાયો લેવાને શમશત જરથોસ્તી અંજુમનની એક જાહેર સભા રેકવીજીશનની રૂએ આલબલેસ બાગમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ, નાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. સરનશીને મરહુમ શેઠ ખરશેદજીની તારીફમાં એક સુભાખીત ભાષાણ કીધા બાદ શેઠ હોરમસજી દાદાભાઇએ પહેલી દરખાસત રજુ કરી કે, "શેઠ ખરશેદજી ફરદુનજી પારખ, જેવણ રોજ ૨૮ મો માહા ૧૧ મો શેહેનશાહી તથા માહા ૧૨ મો કદમી સને ૧૨૬૫ યઝદેજરદી, તા૦ ૮ મી આગસટ સને ૧૮૯૬ ને વાર સનેઉને દીને મુંબઇ મધે હક થયાછે, તેવણનાં મરણના દુઃખદાયક બનાવની, જરથોસતી અંજુમનની આ સભા મોટી દલગીરી સાથ નોંધ લેછે. આ મરહુમ શેઠે નજદીક રૂ.૧૧,૧૯,૯૭૦) ની નાદર રકમની જાહેર તેમજ છુપી સખાવત કરી આપણા ટોળાની કીરતીમાં વધારો કરયોછે. એ સખાવત જેમ આપણા ટોળા માટે કરી હતી તેમ નાતજાતનો તફાવત રાખયા વગર બીજા ટોળાઓ માટે પણ કરી હતી. એ સખાવતનો મોટો ભાગ છુપી સખાવતનો હતો, તેમાં ગરીબોને ગુપચુપ રીતે અનદાન અને વસ્ત્રદાન આપવામાં આવયું હતું. એ સખાવતના સદગુણની પીછાન તરીકે આપણી નામદાર સરકારે એવણ સાહેબને આપણા શેહેરના શેરીફનો માનભરયો ઓધો બક્ષયો હતો. સખાવતના સદગુણ ઉપરાંત પોતાના ભલા, સાલેસ અને નરમ ખવાસથી એવણે પોતાના તેમજ બીજા ટોળાના લોકોનાં મન જીતી લીધાં હતાં. એવણ સાહેબે આ શેહેરના ઘણાક જાહેર ખાતાંઓના કારોબારમાં ઘણોક અગતયનો ભાગ લીધો હતો, તેમાં પારસી પંચાયતના ફંડ તથા મીલકતોના એક ત્રસટી તરીકે નજદીક ૩૬ વરસ સુધી પોતાના ટોળાની સેવા બજાવી હતી. પોતાના ટોળાના આવા સખી અને નેક અકાબરનાં મરણ માટે જરથોસતી અંજુમન પોતાની દલગીરી જાહેર કરેછે."

એ ઠરાવ અંજુમનના દફતરમાં નોધવા તથા મરહુમ શેઠના નબીરાપર મોકલવાના, અને એવણની યાદગારી માટે જાહેર ઉઘરાણાની ટીપ ફરતી કરવા, તે માટે એક મોટી કમીટી નેમવાના, અને બીજા ઘટતા ઠરાવો કરી સભા બરખાસ્ત થઇ હતી.[5]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૯ મી આગશટ ૧૮૯૬.

એ પુસતાપર નીચે મુજબ તખ્તી છે:—

"શ્રી પાક દાદાર અહુરમઝદની મદદ.

આ જગ્યાએ રાહદારી લોકોને ચઢવા ઉતરવાને બહુ ઇજા હોવાથી આ પગથીવાળો પાકા પથરનો રસ્તો શેઠ શાપુરજી ફરામજી મેહેતા (ચીનવાલા)એ પોતાનાં મરહુમ ધણીઆણી બાઇ ધનબાઇના પુન સારૂ પોતાના ખરચથી બંધાવી શાર્વજનીક લોકોને જવા આવવાને માટે ખુલ્લો મેલ્યોછે. નામદાર ગાયકવાડ સરકારે શાર્વજનીક ધરમાદા કામ માટે એ રસ્તાની જમીન મુફત આપીછે. શવંત ૧૯૫૨ ના શ્રાવણ શુદ ૧૩ વાર શુકરવારે, રોજ ૧૧ માહ ૧૨ મો શેહેનશાહી સને ૧૨૬૫, તારીખ ૨૧ મી આગષ્ટ સને ૧૮૯૬ ઇસવી. મુકામ નવસારી."

૨ અંજુમન પત્ર માટે "પારસી ધર્મસ્થળો," પાનું ૪૬૪, મું જુઓ.

૩ જામે જમશેદ, તા૦ ૨૫ મી આગશટ ૧૮૯૬.

૪ ડા૦ ખરશેદજી પેશતનજી બાઇસના બાવા.

૫ જામે જમશેદ, તા૦ ૩૧ મી આગશટ ૧૮૯૬.

એ કમીટીના સેક્રેટરીઓ તરીકે ડાકટરો કાવશજી હોરમજજી અને દીનશાહ બહમનજી માસટર, તથા શેઠો ખરશેદજી રૂસ્તમજી કામા અને દારાશાહ રતનજી ચીજગરને નેમ્યા હતા, અને યાદગારીનાં ફંડમાં રૂ.૬૮૦૦) ની નાહની રકમ ભરાઇ હતી. જેમાં મુખ્ય રકમો નીચલી હતી:—રૂ.૧૦૦૦) સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટ, રૂ.૫૦૦) આનરેબલ મી૦ નવરોજજી નશરવાનજી વાડીઆ, સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ; સર જાંહગીર કાવસજી, બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટ, રૂ.૩૦૦) શેઠ ફરાંમજી હોરમજજી બહમનજી શેઠના, બાઇ પીરોજબાઇ જમશેદજી જીજીભાઇ, રૂ.૨૫૦) શેઠો બહમનજી દીનશાહ પીટીટ, કાવસજી દીનશાહ એડનવાળા, રૂ.૧૫૦) મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેસના છોકરાઓ.

એ નાણાંનો ઉપયોગ કરવા માટે તા૦ ૨૮ મી જુલાઇ ૧૮૯૭ ને દીને મળેલી સભાએ નીચલો ઠરાવ કર્યો હતો:—

મુંબઇના એક જાણીતા હિંદુ વ્યાપારી શેઠ વરજીવનદાસ માધવદાસની યાદગારી રાખવાનો ઠેડાવ કરવાને એક સભા મલી હતી, જે મધે યાદગારીનું ફંડ ઉભું કરવામાં આવ્યું હતું.[1]

---

"એકઠી થયલી રૂ.૬૮૦૦ ની રકમમાંથી રૂ.૬૦૦૦ ની સરકારી લોન પારસી પંચાયતના ત્રસટી સાહેબોને એવી સરતે સવાધીન કરવી કે પંચાયતનાં દફતરમાં મરહુમ શેઠ ખરશેદજી પારખને નામનું ખાતું પાડીને રૂ.૫૦૦૦ ની લોનનું વીયાજ, મુંબઇનાં આંધળાંલુલાં જરથોસતીઓની પરવરસી કરવાનાં તથા લાચાર અને તંગદસત જરથોસતીઓને આશરો આપવાનાં ફંડમાં, પંચાયતના ત્રસટી સાહેબોને જેમ વાજબી લાગે તેમ વાપરવું અને રૂ.૧૦૦૦ ની રકમનું વીયાજ સર જમશેદજી જીજીભાઇ જંદ મદરેસાના ચાલાક વીદયારથીઓને એક યા વધુ ઇનામો આપવા માટે વાપરવું, તથા બાકી રહેલી રૂ.૮૦૦ ની રકમમાંથી પરચુટણ ખરચ બાદ કરીને જે બાકી વધે તેમાંથી મરહુમ શેઠ ખરશેદજી ફરદુનજી પારખની એક ઑઇલપેનટીંગ છબી પડાવીને તે સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસટીટયુટનાં દીવાનખાનામાં મેલવી."

વળી એ સભાની એક દીવસ આગમજ સુરત મધે સરદાર દાવર એદલજી ખુરશેદજી મોદીએ ત્યાંના જરથોસ્તીઓની જાહેર સભા બોલાવી, મરહુમે સુરત શેહરપર કરેલા આભારની યાદ આપી, સુરતની અંજુમનની દીલસોજીનો તાર મુંબઇની સભાના સરનશીનપર મોકલવાનો અને યાદગારી માટે ફંડ કરવાનો ઠરાવ કીધો હતો. વળી એ સભા બરખાસ્ત થયા અગાઊ સરનશીને જણાવ્યું કે, એ મરહુમ શેઠનાં સુરતમાં થયલાં પાછલી રાતનાં ઉઠમણામાં દસતુર રૂસતમજીએ મોબેદોને સુચના કરી હતી કે, મરહુમ શેઠ ખરશેદજી ફરદુનજી પારખનું નામ ધરમક્રીયાઓમાં લેવાતાં નામોમાં ઊમેરવું અને દસતુરની એ સુચનાને આ અંજુમને બહાલી આપવી. સભાએ એકમતે એ સુચના પસાર કરી હતી.

શેઠ ખરશેદજી ફરદુનજીની યાદગારીનાં સુરતનાં ફંડમાંથી એ મરહુમ શેઠની ત્રણ તસવીરો ઊતરાવી એક પારખ ડીસ્પેનસરીમાં, બીજી પારખ હુનરશાળામાં અને ત્રીજી મ્યુનીસીપાલ હાલમાં મુકાવી હતી. છેલી તા૦ ૭–૧–૯૯ ને દીને સુરતના કલેકટર મી૦ વેરે ખોલી મુકી હતી.

સુરત મ્યુનીસીપાલીટીની તા૦ ૨૬ મી આગશટ ૧૮૯૬ ને દીને કલેકટર મી૦ લોગનનાં પ્રમુખપણાં હેઠલ ચલેલી સભામાં ઠેડાવ થયો કે "મરહુમ શેઠ ખ. ફ. પારખે આ શેહરમાં પારખ ડીસ્પેનસરી, ધર્મશાળા અને હુનરશાળા એ ત્રણે ઊપયોગી ખાતાં સ્થાપી રૂ.૧ લાખ જેટલી રકમની સખાવત કરીછે, તેમનાં મરણ માટે દલગીરીની નોંધ લઇ તેમનાં કુટુંબ ઊપર દીલાસાપત્ર મોકલી આપવો."

૧ એ ફંડમાં પારસીઓએ ભરેલી મુખ્ય રકમો નીચે મુજબ હતી:—રૂ.૫૦૦) સર દીનશાહજી માણેકજી પીટીટ, બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટ, રૂ.૨૦૦) શેઠો માણેકજી મનચેરજી હીરામાણેક, બહમનજી દીનશાહજી પીટીટ, જમશેદજી નશરવાનજી તાતા, મેસરસ ફરામજી ડીનસની કું૦. રૂ.૧૫૧) સર જમશેદજી જીજીભાઇ, મેસરસ શોરાબજી શાપુરજી તથા રતનશાહ દાદાભાઇ વગેરે.

## તા૦ ૧ લી સપટેમબર.

## રોજ ૧૭ માહ ૧ (કo) ૧૨૬૬ યજદેજરદી.

મરણ—ખરશેદજી રૂસતમજી ઇજનેર—ઉમર વર્ષ ૯૪) એવણ જે વખતે ઇજનેરી કૉલેજ કે ડીગ્રી જેવું કાંઇ નહીં હતું તે વેળા જનરલ જારવીસના હાથ હેઠલ તાલીમ લઇ પેહલા દેશી ઇજનેર તરીકે બાહર પડયા હતા. કેટલોક વખત સુધી જવાંનોને લેવલ તથા સરવેનું કામ શીખવતા હતા. પછી સરકારી નોકરીમાં જોડાઇ ૧૮૪૦ ની પેહલી કાબુલની લડાઇ વખતે સેપરસ અને માઇનરસની ટુકડીમાં દેશી ઇજનેર તરીકે કાબુલ ગયા હતા. બાદ કંત્રાકટર તરીકે મુંબઇથી ખપોલી સુધીની જી. આઇ. પી. રેલવેની સડક કરવામાં આગેવાન ભાગ લીધો હતો. કોલાબાની ખાડી પુરી તે ઉપર ગ્રાંટ બીલ્ડીંગસ તથા પ્રેસો ઉભા કરવા ઉપરાંત કેટલીક મીલો, ફરામજી ઇનસ્ટીટયુટ, બનાજીનું આતશબેહરાંમ, અને સાસુનવાળાઓની મુંબઇ તથા પુના ખાતેની લખો રૂપીયાની ઇમારતો મલી રૂ.૧ કરોડની કીંમતનાં બાંધકામો ઉભાં કરવામાં ભાગ લીધો હતો. પણ લાંબી જીંદગીનાં છેલ્લાં વર્ષ ગરીબાઇમાં ગુજાર્યાં હતાં.

---

મુંબઇની પારસી પંચાતનાં ફંડના એક ટ્રસ્ટી તથા સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇ૦ ના એક અધિકારી મરહુમ શેઠ ખરશેદજી ફરદુનજી પારખની જગોએ હાનરેબલ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ. ને નેમ્યા હતા.[2]

---

## તા૦ ૨ જી સપટેમબર.

સુરતનાં પારસી ધર્મખાતાંઓના બે મેનેજરો શેઠ શોરાબજી એદલજી વાડીઆનાં મરણથી તથા શેઠ શોરાબજી માણેકજી ભાયાએ ઓહ્દો છોડવાથી તેમની જગોએ ડાક્ટર નશરવાંનજી નવરોજજી ખંબાતા અને શેઠ રૂસતમજી પુંજીઆજી દલાલને નેમ્યા હતા.[3]

---

ભરૂચ મધે બાઇ શીરીનબાઇ તે શેઠ મનચેરજી શેહરીઆરજી કંત્રાકટરનાં બેટીએ શેઠ ખરશેદજી નશરવાંનજી મસાલાવાલા સાથે પોતાનાં બાળ વયમાં થયલાં લગન રદ કરવાને ત્યાંના સબૉરડીનેટ જડજની કોરટમાં ઇ૦ સ૦ ૧૮૯૦ ના સપટેમબર માસમાં અરજ કીધી હતી કે તેમનાં તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૬૯ ને દીને થયલાં લગન વખતે તેણી એક બાળકી હતી, અને લગનનાં સાટાંનો ભેદ સમજીને તે માટે પોતાની સંમતી આપવાને અશક્ત હતી. લગન થયા પછી તેણી મુંબઇમાં પોતાને મહીરે અને જવાબદાર ભરૂચમાં

---

૨ જામે જમશેદ, તા૦ ૨ જી સપટેમબર ૧૮૯૬.

૩ જામે જમશેદ, તા૦ ૩ જી સપટેમબર ૧૮૯૬.

રેહછે. તેણી તેની સાથે ધણીઆંની તરીકે કદી રહી નથી, અને એ કેહવાતાં લગન તેણીએ કદી મંજુર રાખ્યાં નથી, પણ તેથી ઉલટું જ્યારથી તેણી ઉમરમાં આવીછે ત્યારથી તેનો ઇનકાર કર્યોછે. આના જવાબમાં જવાબદાર ખરશેદજી તરફથી જણાવવામાં આવ્યું હતું કે તેઓનાં લગન કાયદાસર અને બંધનકારક છે. અરજદારે લગનનો ઇનકાર કર્યો હતો એ વાત ખરી નથી, પણ તેથી ઉલટું જવાબદાર મુંબઇમાં અરજદારના બાપને ઘેર તેના જમાઇ તરીકે રહયો હતો, અને ભરૂચમાં જવાબદાર સાથે અરજદાર તેની બાયડી તરીકે રહી હતી. એ મુકદમો કેટલાક દીવસ સુધી સાંભલી સબારડીનેટ જડજે ચુકાદો આપ્યો કે એ લગન કાયદાસર છે. કાંએ કે પારસીઓમાં બાળ લગનનો રેવાજ હતો, અને પારસીઓના લગન તલાકના ૧૮૬૫ કાયદાની રૂહે તેની મનાઇ કરેલી નથી. એજ કાયદાની ત્રિજી કલમની રૂહે એક પારસી લગન કાયદાસર ઠરાવવા માટે જે સરતો નકી કરવામાં આવીછે, તે સઘળી આ મુકદમામાં પાલવામાં આવીછે, તેટલામાટે એ લગનથી વાદી બંધાયલીછે એમ કહી વાદીનો મુકદમો ખરચ શીકે કાહડી નાખ્યો હતો. આ ચુકાદાની સાંમે બાઇ શીરીનબાઇએ ભરૂચની જીલ્લા જડજની કોરટને અપીલ કીધી હતી, જેનો ચુકાદો જડજ મી૦ ફાસટે તા૦ ૨૧ મી અકટોબર ૧૮૯૫ ને દીને આપી સબારડીનેટ જડજનો મજકુર ચુકાદો તદન બાહલ રાખ્યો, તથા અપીલ ઉરાડી નાખી તેનો ખરચ વાદી બાઇને માથે નાખ્યો હતો. એ ચુકાદા સાંમે પણ વાદી બાઇ શીરીનબાઇએ અતરેની હાઇ કોરટમાં અપીલ કીધી હતી જેનો ચુકાદો ચીફ-જસટીસ ફેરન તથા જસટીસ હોસકીને આજ દીને આપી મજકુર પક્ષકારો વચ્ચે થયલાં લગન તેમને બાંધી લેનારાં ગણી નીચલી કોરટનો ચુકાદો કાયમ રાખી અપીલ ખરચસીકે કાહડી નાખી હતી.[1]

[ઇંડીઅન લૉ રીપોર્ટ ૨૨, મુંબઇ, પાનું ૪૩૦.]

---

શેઠ જમશેદજી નશરવાંનજી તાતાએ લાંબા તારના ઇજીપશીયન રૂઇની ખેતી આ દેશમાં અજમાવી જોવાના અખતરા દેશના જુદા જુદા ભાગોમાં કરવા માટે સામાનય પ્રજાનું ધીઆન ખેંચવા માટે એક યાદી બાહેર પાડી હતી.[2]

### તા૦ ૬ થી સપટેમબર.

રોજ ૨૭ માહ ૧૨ (શે૦) ૧૨૬૫ યજદેજરદી.

**મરણ**—નશરવાંનજી મનચેરજી કાવશ માણેકના[3]—ઉમર વર્ષ ૭૧). એઓણુ નજદીક પચાસ વર્ષ સુધી મુંબઇનાં કસટમસ હાઉસમાં એજંટ યાને દલાલનું કામ કરતા હતા, અને પોતાનું કામ ઘણી સાલેસાઇથી કરતા. કસટમ હાઉસના દલાલો અને પાસ રાઇટરોએ એમનાં માનમાં અર્ધો દીવસ પોતાનું કામકાજ બંધ પાડયું હતું.

---

### તા૦ ૧૬ મી સપટેમબર.

પુનાનાં ફુલફળાદીનાં પ્રદરશનમાં દેખાડવા મેલેલા ફુલના સુંદર રોપાઓ વગેરે માટે અપાયલાં ઇનામોમાં નીચલાં પારસી નામો જોવામાં આવેછે:—સર જમશેદજી જીજીભાઇ, લેડી ધનબાઇજી જહાંગીર રેડીમની, મીસીસ ફ્રેમ્બશરૂ મનચેરજી હીરામાણેક, બેહરામજી જીજીભાઇ (બીજા), નવરોજજી પેસ્તનજી કામા, નવરોજજી એચ. પરવેઝ અને મીસ શીરીનબાઇ આદરજી ઘાસવાળા.[4]

---

### તા૦ ૧૭ મી સપટેમબર.

રોજ ૩ માહ ૧ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—માણેકજી મનચેરજી કારંજાવાલા—ઉમર વર્ષ ૭૧). અમદાવાદના એક આગેવાંન વેપારી અને શેહરી. ત્યાંની પારસી પંચાયતના એક ટ્રસ્ટી અને અમદાવાદ જીલ્લાની પારસી મેટ્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ હતા.

---

### તા૦ ૧૯ મી સપટેમબર.

સર જમશેદજી આસપીટલના ઑનરરી સરજયન અને ગ્રાંટ કૉલેજના સરજરીના લેક્ચરર ડાકટર હોરમજજી માણેકજી માસીના ચહડતી તબીબી અભ્યાસ માટે ઇંગલંડ જનાર હોવાથી, તેવણુના હાલના તથા આગલા ચેલાઓએ ફ્રામજી દીનશાહ પીટીટ લેબોરેટરીનાં દીવાનખાનામાં માનપત્ર તથા પર્સ ભેટ આપવા મેળાવડો કરયો હતો. આ હીલચાલમાં આસપીટલના આખા તબીબી સટાફ અને નરસોનાં ખાતાંએ પણ ભાગ લીધો હતો. ડાકટર માસીનાના આગલા ચેલાઓ, તબીબ મીત્રો તથા કૉલેજના વીદયારથીઓ (લશ્કરી સુધાં) તેમજ કૉલેજ અને આસપીટલના તબીબ અમલદારોથી હોલ ચીકાર ભરાઇ ગયો હતો અને કૉલેજના પ્રીનસીપલ ડાકટર હેચને સરનશીનની ખુરસી આપવામાં આવી હતી.[5]

---

૧ જામે જમશેદ, તા૦ ૪ થી સપટેમબર ૧૮૯૬.

૨ "Memorandum respecting the growth of Egyptian Cotton in India. By, Jamsetjee N. Tata. Bombay Gazette Steam Printing Works. 1896."

૩ શેઠ મંચેરશાહ નશરવાનજી કાવશ માણેકના બાવા.

૪ જામે જમશેદ, તા૦ ૧૮ મી સપટેમબર ૧૮૯૬.

૫ જામે જમશેદ, તા૦ ૨૧ મી સપટેમબર ૧૮૯૬.

તા૦ ૨૦ મી સપટેમબર.

રોજ ૬ માહ ૧ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—મેહરવાંનજી એદલજી બાઇસ[1]—ઉમર વર્ષ ૪૭). એવણ જાહનસી ખાતે વેપારઅર્થે જઇ વસ્યા હતા અને ત્યાંના આગેવાન વેપારી અને લોકપ્રીય શેહરી થઇ પડયા હતા. જાહનસીના સનદી તથા લશ્કરી મોટા અમલદારોમાં અને શેઠ શાહુકારોમાં ઘણો સારો વગ અને માન ધરાવતા હતા. ત્યાંની ડીસ્ટ્રીકટ બોર્ડ તથા મ્યુનીસીપાલીટીના એક આગેવાન મેમબર હતા.

---

સર દીનશાહ માણેકજી પીટીટ તથા બાઇ દીનબાઇ નસરવાનજી પીટીટ પુણા તરફ આવેલાં સનગામનર ખાતે એક અંગ્રેજી શાળા માટેનું મકાન બાંધવાનાં ફંડમાં (રૂ.૩૦૦૦), તથા રૂ.૧૦૦૦) ની મદદ કરી હતી, તેના સંબંધમાં તેમનો ઉપકાર માનવા માટે સનગામનર ખાતે એક મોટી જાહેર સભા મળી હતી, અને ઉપકાર માનવાના ઠરાવો તે સભાએ પસાર કરયા હતા.[2]

---

તા૦ ૨૭ મી સપટેમબર.

રોજ ૧૩ માહ ૧ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—પેશતનજી બેજનજી કોટવાલ[3]—ઉમર વર્ષ ૬૬). સુરતવાલા શેઠ બેજનજી પાલણજી કોટવાલના વડા દીકરા. પ્રથમ સુરત ખાતે તા૦ ૧૫ મી મે ૧૮૫૨ થી મ્યુનીસીપાલ ખાતું સ્થાપવામાં આવ્યું ત્યારે શરૂઆતથી એ ખાતાંમાં ઓવરસીયર નેમાયા હતા. ૧૮૫૭ માં અમદાવાદ ખાતે મ્યુનીસીપાલખાતાંમાં આસીસ્ટંટ સેક્રેટરી થયા હતા. ૧૮૫૮ માં અમદાવાદની વધારાની પોલીસના ઇનસ્પેકટર, અને ૧૮૬૦ માં વરોડરા રેલવેના વલસાડ ડીવીઝનમાં પેમાસ્ટર થયા હતા. ૧૮૬૪ માં પેશતનજી બેજનજીની કંપનીનાં નામથી કંત્રાકટનાં કામો કરવા માંડયાં, ૧૮૭૨ માં કંપનીનું કામ બંધ પડવાથી દખ્ખણ હેદ્રાબાદ ખાતે ગયા અને ત્યાં નીઝામના જુદા જુદા તાલુકાઓમાં પોલીસ સુપ્રીનટેનડંટનો ઓહ્દો ભોગવી થોડાં વર્ષપર પેનશનપર રીટાયર થયા હતા, અને સીકંદરાબાદમાંજ ગુજર્યા.

---

તા૦ ૨૯ મી સપટેમબર.

રોજ ૧૫ માહ ૧ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—દીનશાહજી નાનાભાઇ મસાલાવાલા[4]—ઉમર વર્ષ ૬૯). એવણ ઈ. સ. ૧૮૪૨ થી મઉ જઇ ત્યાં વેપાર કરતા હતા, અને સાથેસાથ તથા મીલનસારીથી એવણની દુકાને ત્યાં સારૂં નામ કાહડ્યું હતું. મઉની ઝોરાસ્ત્રીયન અંજુમન તથા બા. બા. એદલજી પેશતનજી હાઇ સ્કુલની કમીટીના ઘણું સુધી પ્રમુખ હતા, અને મઉમાંજ ગુજર્યા.[8]

---

તા૦ ૧ લી અકટોબર.

મુંબઇ મધે માંડવીના લતા ઉપર તથા બીજે કેટલેક ઠેકાણે "બ્યુબોનીક" નામની ગાંઠયા તાવની મરકી ફેલાઇ હતી, તે મરકીનું કારણ સોધવા તથા તે દૂર કરવાના ઉપાયો લેવાને મુંબઇની સરકારે પોતાના કેટલાક મોટા તબીબો તથા અમલદારોની એક કમીટી નેમી હતી, જેમાં ડાકટર નશરવાંનજી ફકીરજી સરવેયરને પણ અધિકારી નેમ્યા હતા.[5]

---

તા૦ ૭ મી અકટોબર.

શેઠ અરદેશર કેખશરૂ કામા, બી. એ. ઇંગલાંડ મધે ઇંડીઅન સીવીલ સરવીસની પરીક્ષા ૬૨) જણામાંથી ૧૩ મી પદ્દીએ, તથા ઇંગલાંડની "હોમ સીવીલ સરવીસ" ની પેહલા વર્ગની પરીક્ષા ૧૪) જણામાંથી ૧૨ મી પદ્દીએ, તથા "ઇસ્ટરન કેડેટશીપ" યાને સંસ્થાનોની સીવીલ સરવીસની પરીક્ષામાં ૬ થી પદ્દીએ પસાર થયા હતા.[6]

---

તા૦ ૧૪ મી અકટોબર.

રોજ ૩૦ માહ ૧ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

એડનના જાણીતા વેપારીઓ મેસરસ કાવસજી દીનશાહ તથા ભાઇઓની પેહડીની "ટયુના" નામની સ્ટીમરને એડનથી સોમાલી કોસ્ટા ભણી જતાં દરીયામાં સખત તોફાન—સાઇકલોન—નડવાથી તે બધા ઉતારૂઓ, અમલદારો, ખલાસીઓ વગેરે સાથ આજે દરીયામાં ગરક થઇ હતી. એ સ્ટીમરમાં હોરમજજી મેહરવાંનજી મીસ્ત્રી નામે ૨૭) વર્ષની વયના પેહલા ઇજનેર તથા તેવણનાજ ભાણેજ ફરામજી નશરવાંનજી પટેલ નામના તેવણથી નાહની વયના બીજા ઇજનેર હતા, તે બેઉ અમલદારો, અને ત્રણ પારસી ઉતારૂઓમાં બરબેરાની રેસીડંસીના વડા કલાર્ક મી૦ ફરામજી કુવરજી મરાવાળા, તેમની બાયડી પીરોજબાઇ અને ત્રણ વર્ષની બચ્ચી જરબાઇ એ બધાં ડુબી ગયાં હતાં.[7]

---

૧ જાહનસીવાળા શેઠો પીરોશા અને એદલજી મેહરવાંનજી બાઇસના બાવા.

૨ મુંબઇ સમાચાર, તા૦ ૨૩ મી સપટેમબર ૧૮૯૬.

૩ શેઠો મનચેરજી અને પાલનજી બેજનજી કોટવાલના ભાઇ.

૪ મઉના લશ્કરી કંત્રાકટર શેઠ કુવરજી દીનશાહજી મસાલાવાળાના બાવા.

૫ ટાઇમ્સ ઑફ ઈ૦, તા૦ ૧ લી અકટોબર ૧૮૯૬.

૬ જામે જમશેદ, તા૦ ૧૭ મી અકટોબર ૧૮૯૬.

૭ જામે જમશેદ, તા૦ ૨૩ મી અકટોબર ૧૮૯૬.

તા૦ ૧૪ મી ઑક્ટોબર.

શેઠ માણેકજી શેરાબજી કપટાંન, બી. એ., એલ. એલ. બી. અને ફરામરોજ એદલજી દીનશાહ, બી. એ., એલ. એલ. બી. એ હાઇ કોરટના સોલીસીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[1] એ પરીક્ષા મધે શેઠ પેશતનજી કાવશજી સોલીસીટર એક પરીક્ષક તરીકે નેમાયા હતા.

---

તા૦ ૨૪ મી અકટોબર.

આનરેબલ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ. એ મુંબઇની પારસી પંચાતનાં ફંડમાં રૂ.૧૦૦૦૦) ની રકમ તેનું વ્યાજ તંગદસ્ત હાલતમાં આવેલા જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપડવાને ભેટ આપી હતી.[2]

---

તા૦ ૩૧ મી અકટોબર.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

મરહુમ શેઠ મનચેરજી બહમનજી શેઠનાવાલી બાહેરકોટની દરેમેહર જે તા૦ ૨૪ મી નવેમબર ૧૭૯૬ ને દીને તેમના બેટા શેઠ શેરાબજી માણેકજી શેઠનાએ પરઠાવી હતી, અને જે બીમાર થવાથી પાછી તેમના દીકરાઓ શેઠો નવરોજજી, બહમનજી તથા ફરાંમજી શેરાબજી શેઠનાના વારસોએ બંધાવી તા૦ ૧૯ મી નવેમબર ૧૮૨૨ ને દીને તેમાં આતશ આદરાંન પરઠાવ્યા હતા, તે મકાંન પણ પુરાણું થવાથી પાછું નવેસરથી એ ધર્મખાતાંની પુંજીમાંથી તેના ટ્રસ્ટીઓ શેઠો ફરાંમજી હોરમજજી શેઠના, એદલજી નશરવાંનજી શેઠના, અને જમશેદજી એદલજી શેઠનાએ રૂ.૩૦૦૦૦) ને ખરચે બંધાવી આજ દીને તેમાં જુનાં આદરાંન પરઠાવ્યા હતા, તથા સાંજનાં ચાર કલાકે જશનની ક્રિઆ કરાવી હતી. જશનની ક્રિઆ પુરી થયા બાદ એ દરેમેહરના એક ટ્રસ્ટી શેઠ ફરાંમજી હોરમજજી શેઠનાએ એક અંજુમન પત્ર વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ આદરાન સાહેબની જગયા એક સદી આગમજની મુંબઇની તવારીખની યાદ આપેછે. નજદીક ૧૨૫ વરસ આગમજ આ જગયાએ બેહોળા વીસતારનાં વેરાન ખેતરો હતાં, જેનો મોટો ભાગ, જે "સુના ખેતર" નામે ઓળખાતો હતો, તે અમારા મરહુમ મુરબી શેઠ સોરાબજી માણેકજીની અસલ મીલકત હતી. આવી વેરાન જગયામાં જરથોસતીઓને લાવી વસાવવાનું શુભ કામ એ શેઠે શરૂ કરયું હતું. થોડાં વરસમાં જરથોસતીઓની વસતી વધવાથી અને પોતાના ભાઉતો તરફથી એક દરેહમેહેર બંધાવી આપવાની એલતેમાસ થવાથી શેઠ શેરાબજીએ પોતાના પીતાજી શેઠ મીનોચેહેરજી બમનજીની નઇયતે, આજથી બરોબર એકસો વરસની વાત ઉપર એ દરેહમેહેર બંધાવી પરથાવી હતી. અસલ દરેહમેહેરમાં ફકત આતશદાદગાહ રાખવામાં આવયા હતા. ૨૬ વરસ પછી જરથોસતીઓની વસતીના બેહોળા વધારાને માટે આ નાની દરેહમેહેરની જગયા વધારવાની ફરજ પડવાથી, પાડોશની જગયા તેનાં મકાન સાથે જોડી નાખી મરહુમ શેઠ સોરાબજીના વારસો, મરહુમ શેઠો નવરોજજી, બમનજી તથા ફરામજી સોરાબજી શેઠનાએ એક આદરાનને લાયકનું મકાન નવેસરથી બંધાવી આદરાન સાહેબ તખ્તનશીન કરયા હતા, જે બનાવને આજે બરાબર ૭૫ વરસ થયાછે. આ આદરાન સાહેબને લગતી મીલકતની આવકમાંથી સઘળો ખરચ કરવા ઉપરાંત એટલી મોટી રકમ ફાજલ પડેલી હતી કે, તેમાંથી હાલના જમાનાને લાયકનું આવું સુંદર બાદશાહી મકાન, આગલાં બીમાર થયલાં પુરાણા મકાનને જમીન બરાબર કરી, પાક કેબલાને સારૂં તઇયાર કરાવવાને અમો ત્રસટીઓ પુરતી રીતે જોગવાઇ કરી શકયા છીયે. આએ મકાંન દરેક દીનદારીનાં શું અશો રવાંનનાં કે ખુશીખુરમીનાં કામને સારૂં ખોલ્લું મુકેલુંછે. એ ઉપરાંત આદરાંન સાહેબના કેબલાને માટે શેઠ ફરાંમજી હોરમજજી શેઠના તથા બાઇ બચુબાઇ તે મરહુમ શેઠ હીરજીભાઇ હોરમજજી શેઠનાનાં બેટીએ પોતાના મરહુમ મુરબી શેઠ હોરમજજી બહમનજી શેઠનાનાં પુનને માટે રૂ.૬૦૦૦) ની કીમતનું એક મોટું રૂપાંનું અફરગાંનયું ભેટ આપ્યું હતું, તેમનો તથા એ મકાંન બાંધનાર શીલ્પશાસ્ત્રીઓ શેઠો શાપુરજી અને મનચેરશાહ નશરવાંનજી ચાંદાભાઇનો તેમજ મીસ્ત્રી શેઠ બરજોરજી જમશેદજી પટેલનો ઉપકાર માનવામાં આવ્યો હતો. એ બાદ શમશુલ ઓલમા દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ એક ભાષણ કરી એ મકાંન બાંધનારાઓની સ્તુતી કીધી, અને ચાશની કરી મેલાવડો બરખાસ્ત થયો હતો.[3]

---

૧ ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૧૫ મી અકટોબર ૧૮૯૬.

૨ જામે જમશેદ, તા૦ ૨૮ મી અકટોબર ૧૮૯૬.

૩ જામે જમશેદ, તા૦ ૨ જી નવેમબર ૧૮૯૬.

આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો."

"ખશનઓથર અહુરહે મજદાઓ નેમસેતે આત્રશ "મજદાઓ. અહુરહે હુદાઓ. મજીસ્ત યજત.

"આએ મરહુમ આ૦ શેઠ મનચેરજી બમનજી શેઠની "દરેમેહેર આ૦ શેઠ શેરાબજી માણેકજી શેઠે પોતાના એ "મરહુમ પીતાજીની પવીત્ર યાદગારી રાખવા સારૂ સને "૧૧૬૫ યઝદેઝરદી શેહેનશાહી—સને ૧૭૯૬ ઇસવી; "સંવત ૧૮૫૩ નાં સાલમાં બંધાવી હતી; ત્યારબાદ મરહુમ "શેઠો નવરોજી, બહમનજી તથા ફરાંમજી શેરાબજી શેઠનાં "વારશોએ સને ૧૧૯૨ યઝદેઝરદી શેહેનશાહી સને ૧૮૨૨ "ઇસવી; સંવત ૧૮૭૮ નાં સાલમાં પડોશની જગા લઇને "મોટી બંધાવી હતી. મજકુર ઇમારત ઘણી બીશમાર "હાલતમાં આવી ગયાથી એ ધરમખાતાંના હાલનાં તરસ- "તીઓ એદલજી નશરવાંનજી શેઠના, ફરાંમજી હોરમજજી

### તા૦ ૧ લી નવેમબર.

૧૮૯૬ નાં સાલમાં જુદે જુદે ઠેકાંણેની મ્યુનીસીપાલ બોરડમાં નીચલા પારસીઓ ચુંટાયા યા નેમાયા હતાઃ—

**મ્યુનીસીપાલ બોરડ.**

સુરત—ચુંટી કાઢેલા—બેજનજી માણેકજી જંબુસરીઆ; સરકારે નેમેલા—ગોદરા—ડા૦ મનચેરજી જામાસપજી મીસ્રી; દોહદ—ડા૦ પીરોજશાહ રૂસતમજી મોદી; પ્રાંતીજ—ખાં૦ સા૦ શોરાબજી રતનજી માસટર; ઓલપાડ, માંડવી, બારડોલી, બોરસડ—ખાં૦ સા૦ એદલજી બેહરાંમશાહ હોડીવાલા; જંબુસર—બહમનજી પેશતનજી, વડા કારકુન. નવસારી—ચુંટી કાઢેલા—ખરશેદજી માણેકજી વજીફદાર, ખા૦ સા૦ કાવશજી હોરમજજી દાદાચાનજી, મનચેરજી બરજોરજી દેસાઈ, નવરોજજી ફરાંમજી તંબોલી, બહમનજી શાપુરજી દેબુ, અને નવરોજજી ચાનજીભાઈ મેહતા.[1]

**તાલુકા લોકલ બોરડ.**

સરકારી—પ્રાંતીજ અને સુરત—ખા. સા. શોરાબજી રતનજી; ધારવાર—ખાં૦ બા૦ રતનજી એદલજી કાંગા; ભરૂચ—ખાં૦ બા૦ શોરાબશાહ હોરમજજી, એદલજી મનચેરજી કંત્રાકટર; અકલેસર—મેહરાંમજી ડાશાભાઈ માહલકરી, પીરોજશાહ દીનશાહ, અરદેશર બરજોરજી; આમોદ—ખાં૦ બા૦ શોરાબશાહ હોરમજજી, બમનજી પેશતનજી અવલકારકુન; બોરસડ—ખાં૦ બા૦ એદલજી બેહરાંમશાહ હોડીવાલા, બમનજી પેશતનજી. અવલકારકુન. અંકલેસર પંચમહાલમાં—ચુંટી કાઢેલા—એદલજી લીમજીભાઈ, જીવણજી લીમજીભાઈ.

---

"બહમનજી શેઠના તથા એદલજી જમશેદજી શેઠનાંએ ધરમ-
"ખાતાંની પુંજીમાંથી આએ પાક મકાંન બંધાવીઊં છે.
"રોજ ૧૭ મો માહા ૨ જો શેહેનશાહી સને ૧૨૬૬ યઝદે-
"જરદી સને ૧૮૯૬ ઇસવી; સંવત ૧૯૫૨."

"આરકીટેકટસ—મેશરશ શાપુરજી અને મનચેરશાહ નશરવાનજી ચાંદાભાઈ—એમ. એસ. એ.

"બીલદીંગ કોનત્રેકટર.—મી૦ બરજોરજી જમશેદજી પટેલ."

ચાંદીનાં આફરંગાન્યાં ઊપર નીચે મુજબ લેખ કોતરેલો છે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો."

"બેહેસ્તનશીન મુરબીજી સાહેબ શેઠજી હોરમજજી
"બહમનજી શોરાબજી શેઠનાં મુબારક નામની યાદગારી આએ
"પાક મકાંનમાં કાયમ રાખવા સારૂ એ મરહુમ શેઠનાં બેટા
"શેઠ ફરાંમજી હોરમજજી બમનજી શેઠે તથા નબીરી બાઈ
"બચુબાઈ તે મરહુમ શેઠ હીરજીભાઈ હોરમજજી બહમનજી
"શેઠનાં બેટીએ આએ ચાંદીનું આફરંગાનીઊં મરહુમ
"આ૦ મનચેરજી બમનજી શેઠની નઇયતે તખ્તનશીન કોધેલા
"આએ આહરાંન સાહેબને સારૂ મુકાવેલું છે. રોજ ૧૭
"મો શરોસ યઝદ, માહ ૨ જો અરદીબેહેસ્ત અમેશાસ-
"પંદ, શેહેનશાહી સને ૧૨૬૬ યઝદેજરદી."

૧ જામે જમશેદ, તા૦ ૨૬ મી અકટોબર ૧૮૯૬.

### તા૦ ૧ લી નવેમબર.

વલસાડમાં નવી લાઇબ્રેરી મી૦ દીનશાહ બેજનજી માણેકશાહ તથા જાંગીરજી બેજનજી માણેકશાહની ખંતથી ઉંઘડી. તેમાં મી૦ બહમનજી શાપુરજી ચોથીઆએ ચોપડીઓ, ફરનીચર, નાણાં વગેરેની મદદ કરવાથી એ લાઇબ્રેરીનું નામ "આવાંબાઇ લાઇબ્રેરી" રાખ્યું હતું, તે ખોલી મુકવાની સભા આજ દીને ભરાઇ હતી.[2]

---

### તા૦ ૫ મી નવેમબર.

રોજ ૨૨ માહ ૨ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—ખાંનબાહદુર દાદાભાઇ હોરમજજી દુબાશ[3]—ઉમર વર્ષ ૬૪). ગરીબ માતપીતાને ત્યાં અવતરી, તે વખતની સ્થીતીને અનુસરતી કેળવણી લેઇ, પોતાના સસરા મરહુમ. ખરશેદજી એદલજી દુબાશને ત્યાં નોકરી રહ્યા હતા. જ્યાં એકુ બે વર્ષ કામ કરી પોતે હીંમતવાન અને ઉલટમંદ હોવાથી દુબાશનો ધંધો ભાગ્યાએ લેઇ ચાલુ કીધો. પછી શેઠ રતનજી બહમનજી દુબાશની સાથે દાદાભાઇ રતનજીની કુંપનીને નામે વેપાર કર્યો, અને કમીસરીયટનાં કંત્રાકટો લીધાં. ૧૮૬૮ થી તેમાંથી છુટાં થઇ લોખંડ, કોલસો, અને ઇમારતી લાકડાંનો મોટો વેપાર ચલાવ્યો. વાહણોપરથી માલ ચહડાવા ઉતારવાનું કામ કરવા "કુપર લેંડીંગ એંડ શીપીંગ કંપની" ઉભી કરી સખત હરીફાઇ છતાં બહુ બાહોશી અને કુનેહથી તે ધંધો ચાલુ રાખ્યો. તેજ પ્રમાણે રેલવે કંપનીના લેંડીંગ અને શીપીંગ એજંટનું કંત્રાકટ પણ એવણ બજાવતા હતા. ૧૮૭૧ થી એવણે સરકારી આબકારી ખાતાં સાથે સંબંધ શરૂ કીધો અને મોટા આબકારી ઇજારદાર થઇ પડયા. પુનામાં આબકારી મકતાની ગોઠવણ દાખલ થવા પછી તે જીલ્લાના પેહલા મકતાદાર એવણ થયા. એવણના વહીવટ દરમેઆંન સરકારની એ મકતાની ઉપજ રૂ.૧૨૦૦૦૦) ઉપરથી વધી ૫૧૫૦૦૦) ઉપર આવી. પછી સુરત, ખાનદેશ વગેરે જીલ્લાના લખો રૂપીયાના મકતા એવણે રાખ્યા હતા, અને સરકારની ઘણીક સેવા બજાવી હતી. એવણે મોટા યુરોપીયન સરકારી અમલદારોનો સારો વિશ્વાસ અને મીત્રાચારી પોતા તરફ ખેંચી હતી. પણ ગામઠી દારૂ વાપરનારી પ્રજાનો અનગમો ખેંચ્યો હતો, જેમાં એવણ કરતાં સરકારી આબકારી રાજનીતીનો કસુર વધુ કેહવાય. ૧૮૯૨ ના મે મહીનામાં એવણને ખાનબાહદુરનો ખેતાબ મલ્યો હતો. આબકારી ઇજારદાર થવાથી એવણના હાથ હેઠળ સેંકડો કામદારો નોકરીએ રહ્યા હતા, જેમાં પારસીઓની પણ સારી સંખ્યા હતી.

---

૨ જામે જમશેદ, તા૦ ૬ ઠી નવેમબર ૧૮૯૬.

૩ શેઠો શોહરાબજી તથા કાવસજી દાદાભાઈ દુબાશના બાવા.

તા૦ ૬ થી નવેમબર.

બાઇ મોટલાંબાઇ તે મરહુમ શેઠ માણેકજી નવરોજજી વાડીઆનાં વીધવા અને મરહુમ શેઠ જાંગીરજી નશરવાંનજી વાડીઆનાં બેટીએ ઉદવાડાનાં રેલવે સ્ટેશનથી તે આતશબેહરાંમ સુધી જવાનો પાકો રસ્તો રૂ.૩૨૦૦૦) ને ખરચે સરકાર મારફતે બંધાવ્યો હતો, તથા તેની દર વર્ષની મરામતને માટે રૂ.૩૧૦૦૦) ની રકમ સરકારમાં આપી હતી તે રસ્તો ખોલ્લો મુકવાની ક્રિઆ સુરતના કલેકટર મી૦ ડબલ્યુ. સી. રેન્ડ આજ દીને એક મેલાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં બાઇના વડા દીકરા શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. એ એક માનપત્ર વાંચી કલેકટરને એ રસ્તો ખોલ્લો મુકવાની અરજ કીધી, જે સ્વીકારી મી૦ રેન્ડ એક ભાષાણ કરી એ રસ્તો "જાંહગીરજી નશરવાનજી વાડીઆ ઉદવાડા રોડ" ને નામે ખોલ્લો મુકયો હતો. એ પછી ઉદવાડાના વડા દસ્તુર ખુરશેદજી માનોચેહરજીએ ઉઠી બાઇ મોટલાંબાઇનો ઉદવાડામાં તેવણે કરેલી સખાવતો માટે ઉપકાર માન્યો, તથા શેઠ બેહુરાંમજી પેશતનજી ભરડાએ ઉદવાડા અને આસેપાસેનાં ગામોના લોકો તરફથી એક માનપત્ર બાઇને તથા તેવણના બંધે દીકરાઓને આપવા માટેનું વાંચી સંભલાવ્યું. એ પછી મી૦ રેન્ડ શેઠ નવરોજજી વાડીઆ તથા સુરત જીલ્લાના એકઝીકયુટીવ ઇજનેર શેઠ ફરદુનજી કુંવરજી તારાપોરવાલા સાથે એ ઘોડાની ગાડીમાં બેશી એ રસ્તાપરથી પસાર થાઇ ઉદવાડે આતશબેહરામની ઇમારત બાહેરથી જોઇ પાછા સ્ટેશન ઉપર ફર્યા હતા. બપોરનાં ઉદવાડાના જરથોસ્તીઓને બાઇ મોટલાંબાઇ તરફથી નેઆતનું જમન આપવામાં આવ્યું હતું.[1]

તા૦ ૧૨ મી નવેમબર.

પારસી પંચાતનાં ધર્મખાતાંનાં ફંડોમાંથી આપણાં ટોળાનાં ગરીબોને જે આસરો આપવામાં આવેછે, તેઓને આ સાલના દુકાળને લીધે વધુ મદદ આપવાને પંચાયતના ત્રસ્ટી સાહેબોએ જરથોસ્તી ટોળાંને અરજ કરી હતી. જેમાં જણાવ્યું હતું કે ૫૮૦) આસામીઓને રૂ ૩) થી ૫) ની મદદ કરવામાં માસીક રૂ.૨૦૬૦) નો ખરચ થાયછે, તેઓને દર માસે રૂ.૨) વધારે આપતાં એક વર્ષ માટે રૂ.૧૪,૦૦૦) ની જરૂર છે, અને તે માટે એક જુદું ફંડ કર્યું છે.[2]

તા૦ ૧૮ મી નવેમબર.

વલસાડ કસબામાં શેઠ રૂસતમજી જમશેદજીનાં નામની સ્કુલ ઇંગ્રેજી પાંચમાં ધોરણ સુધીની કેળવણી માટે હતી. બાદ ૧૮૯૨ માં શેઠ મોટાભાઇ શાપુરજી મોટાશાપુરનાંએ એક હાઇ સ્કુલ ઉઘાડી હતી. પણ તે ન ફાવવાથી બંધ કરવી પડતે, તેટલાં શેઠ બહમનજી શાપુરજી ચોથીવાએ પોતાના વતનમાં સારા પાયાર એક સ્કુલ પોતાની મરહુમ દીકરી બાઇ આવાંબાઇને નામે સ્થાપવાનો ઇરાદો રાખી સર જમશેદજી જીજીભાઇ મારફતે એવું નકી કરાવ્યું કે, શેઠ રૂસતમજી જમશેદજીવાલી સ્કુલમાં ત્રીજાં ધોરણ સુધીજ શીખવવું, અને તેને "શેઠ રૂસતમજી જ. જી. મીડલ સ્કુલ" નામ આપવું. અને "બાઇ આવાંબાઇ હાઇ સ્કુલ" માં ચોથાથી સાતમાં ધોરણ સુધીની કેળવણી આપવી, અને તેના નીભાવ માટે શેઠ બહમનજીએ દર મહીને રૂ.૧૦૦) આપવા કબુલી, તે સ્કુલ આજથી ચાલુ કીધી.[3]

૧ ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૭ મી નવેમબર ૧૮૯૬.

આ રસ્તાને નાકે નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"જાંગીર નશરવાંનજી વાડીયા રોડ

"આએ રસ્તો બઇ મોટલીબાઇ માણેકજી વાડીયા
"તે જાંગીર નશરવાંનજી વાડીયાનાં બેટીએ પોતાના ખરચથી
"સરવે આલમના મુશ્ત વપરાસને માટે અને ઉદવાડાના
"પુરાતન આતશબેહરાંમને સેજદો કરવા આવનારા જરથો-
"સ્તીઓ સારૂં બંધાવ્યોછે. એ રસ્તો બાંધવાને બાઇ
"મોટલીબાઇએ રૂ.૨૮૦૦૦) ની રકમ આપીછે, અને
"રસ્તાની મરામત સારૂં બીજા રૂપીઆ ૨૬૦૦૦) સરકારને
"આપયાછે જેનાં વ્યાજમાંથી એ રસ્તાની દર વરસે મરામત
"થાયછે. આએ રસ્તો સને ૧૮૯૫ માં સુરતના કલેકટર
"મી૦ એર. એસ. પી. લેલી, આઇ. સી. એસ. ના
"વખતમાં શરૂ કીધા હતો, અને તા૦ ૬ થી નવેમબર
"૧૮૯૬ મુબારક રોજ દેપદીન માહા અરદીબેહેશત ૧૨૬૬
"યજદજરદીને દીને સુરતના કલેકટર મી૦ ડબલ્યુ. સી. રેનડ,
"આઇ. સી. એસ, એઓએ બાઇ મોટલીબાઇના પુત્રો
"મી૦ નવરોજજી માણેકજી વાડીયા, સી. આઇ. ઇ. અને
"નશરવાંનજી જાંગીર વાડીયા, જે. પી. અને ઉદવાડાના
"આગેવાંન રહીશો તથા બીજાઓના મોટા મેલાવડાની
"હાજરીમાં ખુલો મુકયો હતો. એ રસ્તો ખાંનબાહદુર ફર-
"દુનજી કુવરજી તારાપોરવાલા. બી. એ., એલ. સી. ઇ. તે
"સુરતના એકજીકુટીવ એનજીનીયરની દેખરેખ હેઠલ
"બાંધ્યોછે."

૨ જામે જમશેદ, તા૦ ૧૩ મી નવેમબર ૧૮૯૬.

૩ જામે જમશેદ, તા૦ ૧૪ મી નવેમબર ૧૮૯૬.

આ સ્કુલમાં ૧૮૯૭ માં ૯૬) છોકરા હતા, તે આજે ૧૯૧૫ માં ૨૨૯) થયા છે, અને એજ મુદતમાં ૧૬૦) છોકરાઓ મેત્રીકયુલેટ થયા છે. ૧૮૯૭ થી ૧૯૧૨ સુધી એ સ્કુલના હેડ માસ્ટર શેઠ દાદાભાઇ શોરાબજી જોશી હતા. જેવણે અત્રેની જે. એન. પીટીટ ઑરફનેજના પ્રીન્સીપાલ નેમવાથી ૧૯૧૨ માં—એ ઓહ્દો છોડવાથી શેઠ એદલજી નવરોજજી મેહતા નેમાયા છે.

૧૯૦૪ ના સાલમાં શેઠ બહમનજીએ વલસાડ કસબાની બાહેર ખુલ્લાં મેદાંનમાં એક મોટી જગા ખરીદી રૂ૨૪૦૦૦) ને ખરચે એક મકાંન બંધાવ્યું છે.

અને રૂ૩૦,૦૦૦) નું એનડાઊમેંટ ફંડ, અને ફરનીચર તથા પેહલો ખરચ વગેરે રૂ૧૫૦૦૦) થયો તે સાથે એવણે લગભગ રૂ૭૦૦૦૦) ખરચ્યા છે. જ્યારે એ હાઇ

તા૦ ૧૯ મી નવેમબર.

બાઈ દીનબાઇ નશરવાંનજી પીટીટે ખેતવાડીનાં મરહુમ નશરવાનજી માણેકજી પીટીટ ચેરીટેબલ ડીસ્પેનસરીના ખરચમાં પડતી ખુટ પુરવા માટે રૂ.૭૫૦૦૦ ની રકમ ભેટ આપી હતી.[1]

તા૦ ૨૧ મી નવેમબર.

રોજ ૮ માહ ૩ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—બહમનજી કુવરજી, વલસાડના—ઉમર વર્ષ ૮૫). એમણે મરણ સુધી વલસાડની અંજુમનનાં ધરમખાતાંનાં ફંડોનો વહીવટ ચલાવતા હતા.

તા૦ ૨૩ મી નવેમબર.

દુકાલના સબબે ચાલેલી મોઘવારીમાં ગરીબ જરથોસ્તી કુટુંબો ઉપર જે સંકટ આવી પડે તેમાંથી તેઓનું નીવારણ કરવા માટે તેઓને સસતે ભાવે અનાજ વેચવાની ગોઠવણ કરવાને મુંબઈના પારસી ગ્રહસ્થોની એક સભા આજ દીને સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટનાં દીવાંનખાંનાંમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠળ મલી હતી. આ વેળાએ નીચે મુજબના ઠેરાવો થયા હતા.

૧—હાલમાં દુકાલના સબબને લીધે અનાજની મોઘવારી ચાલવાથી ગરીબ જરથોસ્તીઓને પોતાનાં કુટુંબનું પોશન કરવાને ભારી પડેછે તેનું નીવારણ કરવા સારૂં સસતે ભાવે અનાજ વેચવો ને તેમાં જે ઘટ પડે તે પુરી કરવાને એક ફંડ ઉભું કરવા આ સભા જરૂરનું જાણેછે.

૨—પેહલા ઠેરાવમાં જણાવ્યા મુજબનું એક ફંડ એકઠું કરવા તે ફંડમાં નાણાં ભરાવવા, તથા મુંબઇ અને દેશાવર ખાતે કેટલી તથા કઇ જગાઓમાં દુકાંનો ઉંઘાડવી તે નકી કરવા માટે, તથા ફંડને લગતો સર્વે વહીવટ ચલાવવા થકી એક કમીટી તેના સર જમશેદજી જીજીભાઇ બારોનેટ-ચેરમન, હાનરેબલ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ., સેક્રેટરી તથા ખજાનચી, તથા શેઠો પાલણજી ફરાંમજી મેહતા અને ધનજીભાઈ હોરમજજી વાડીઆ—હીસાબ તપાસનારાઓ સાથે નેમવા.

૩—ઉપલી જનરલ કમીટી મધેથી જુદા જુદા પારસી લતાઓ ઉપર ગરીબ જરથોસતીઓને કમીટી તરફથી ઉઘાડવામાં આવેલી દુકાનો ઉપરથી અનાજ ખરીદવાને ઘટતી જોસતેજો જોઇ કરી, પરવાના આપવાને અને દુકાનો ઉપર દેખરેખ રાખવાને ડીસ્ટ્રીકટ કમીટીઓ નેમવી.

૪—આ ફંડ મધેથી વખતે વખત અનાજ ખરીદવાને તથા તેનાં નાણાં સંબંધી તથા બીજા હરકોઇ પ્રકારનો બંદોબસ્ત કરવા તથા સેક્રેટરી તથા ડીસ્ટ્રીકટ કમીટીઓ સાથે મસલહત કરવા નીચલા ગ્રહસ્થોની એક સબકમીટી નેમવી:—મેસરસ જમશેદજી નશરવાનજી તાતા, બમનજી દીનશાહજી પીટીટ, નવરોજજી જહાંગીર ગામડયા, ડાકટર કાવસજી હોરમસજી, ખાનબહાદુર મનચેરજી કાવસજી મરઝબાન, મેસરસ મેરવાનજી મનચેરજી ફરામજી કામા અને રતનજી ખરશેદજી નવરોજજી વાડીઆ.

૫—ઉપલી સબકમીટીને બીજા જેબી પારસી લતાઓ ઉપર જરૂર જણાય તયાં સબકમીટીઓ નેમવા તથા જો ફંડમાંથી બની શકે તો દેશાવરોના ગરીબ જરથોસતીઓને પણ સસતો અનાજ વેચવાની ગોઠવણો કરવાને સતા આપવામાં આવેછે.[2]

તા૦ ૨૪ મી નવેમબર.

શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, સી. આઇ. ઇ. પાર્લામેંટના મેમબર થયા પછી મુંબઇ આવી પેહલવેહલા આજ દીને ભાવનગર ગયા હતા. આ વેળાએ ત્યાંનાં રેલવે સ્ટેશન ઉપર એમને દીવાંન સાહેબ, ગાજયના

સ્કુલમાં વધતી જતી છોકરાઓની સંખ્યાને પુગી વળવાને વધારાનું નવું મકાંન અને "સાયન્સ" શીખવવાનો એક હૉલ અને તેની સામગ્રી વગેરે માટે એવણનાં વીધવા બાઇ જીવણબાઇ અને વારેસોએ રૂ.૨૪,૦૦૦) બીજા ખરચ્યા છે. એટલે એ "બાઇ આવાંબાઇ હાઇ સ્કુલ" માટે શેઠ બહમનજી શાપુરજી ચોથીયા અને કુટુંબે એકંદર ૨૯૩,૦૦૦) ખરચ્યા છે.

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૨૨ મી નવેમબર ૧૮૯૬.

૨ જામે જમશેદ, તા૦ ૨૫ મી નવેમબર ૧૮૯૬.

એ યોજના મુજબ ઊભાં થયેલાં ફંડમાં નીચલી મુખ્ય રકમો ભરાઇ હતી:—રૂ.૫૦૦૦) સર દીનશાહ માણેકજી પીટીટ, મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટની પુંજીમાંથી, મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટની પુંજીમાંથી, આનરેબલ મી૦ નવરોજજી નશરવાંનજી વાડીઆ; રૂ.૩૦૦૦) શેઠ જમશેદજી નશરવાંનજી તાતા; રૂ.૧૫૦૦) શેઠ બહમનજી દીનશાહ પીટીટ, શેઠ કાવસજી દીનશાહ પીટીટના કુટુંબીઓ; રૂ.૧૦૦૦) શેઠો દોરાબજી જમશેદજી તાતા, રતનજી જમશેદજી તાતા; રૂ.૫૦૦) મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેસના છોકરાઓ, ખા૦ બા૦ દાદાભાઈ હોરમજજી દુબાશના પુન માટે; રૂ.૩૫૦) સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, જીજીભાઇ ફરાંમજી પીટીટ, મેહરવાનજી અને હોરમજજી મંચેરજી કામા; રૂ.૩૦૦) મેહરવાનજી રૂસતમજી દલાલ; રૂ.૨૫૧) ફરાંમજી હોરમજજી બહમનજી શેઠના, મરહુમ હીરજીભાઈ હોરમજજી શેઠનાની પુંજીમાંથી દીકરી બચુબાઇએ, હોરમજજી શોરાબજી બાટલીવાલા; રૂ.૨૦૦) મરહુમ મનચેરજી નવરોજજી બનાજીનાં પુન માટે, શાપુરજી બરજોરજી ભરૂચા, આનરેબલ મી૦ ફીરોઝશાહ મેહરવાંનજી મેહતા, મરહુમ બેહરાંમજી રૂસતમજી દલાલ તથા ધણીઆંણીનાં પુન માટે; રૂ.૧૫૦) નવરોજજી જહાંગીર ગામડીઆ, મેસરસ શાપુરજી શોરાબજી તથા રતનશાહ દાદાભાઇ, વગેરે.

મોટા અધીકારીઓ, માહજનો તથા બીજી સઘળી કોમોના પ્રતીનિધીઓએ આવકાર દઇ માન આપ્યું હતું. એ પછી એઓ દરબારી ગાડીમાં બેશીને પ્રથમ મરહુમ માહરાજાની યાદગારીમાં બંધાયલાં મંદીર કે જેમાં એ મરહુમની લાશની બાળેલી રાખ રાખવામાં આવીછે, ત્યાં જઇને નમસ્કાર કરી ફુલો ચહડાવ્યાં હતાં, અને તે પછી પોતાના ઉતારાને મકાને ગયા હતા.[1]

૧ ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૨૫ મી નવેમ્બર ૧૮૯૬.

ત્રિજે દીને એટલે તા૦ ૨૬ મી નવેમ્બરે ભાવનગરની હાઇ સ્કુલનાં દીવાંનખાંનાંમાં શેઠ મનચેરજીનાં માનમાં એક મોટો મેલાવડો કરવામાં આવ્યો હતો, જેમાં દીવાંન સાહેબ પ્રમુખસ્થાંને બીરાજ્યા હતા, અને આગેવાંન વ્યાપારીઓ તથા યુરોપ્યનો અને બીજી સઘળી કોમોના પ્રતિનિધિઓ હાજર થયા હતા. એ પ્રસંગે એમને એક માનપત્ર આપ્યું હતું, જેમાં ભાવનગરની પ્રજા તેમની તરફ કેવું માંન ધરાવેછે, તે બાબે તથા કેટલાંક વર્ષો સુધી તેમના વચ્ચે રહીને તેઓએ બજાવેલાં અગત્યનાં કામો વિષે ઇસારો કીધેલો હતો. તા૦ ૨૭ મી નવેમ્બરે હજુર કોરટનાં મકાનમાં વકીલોએ તેમને એક માનપત્ર આપ્યું હતું, જેમાં તેવણે ભાવનગરના જુડીશીયલ કમીશનર દાખલ રાજ્યની બજાવેલી સેવા અને તેથી થયલા ફાયદા માટે તેમની સ્તુતી ગાઇ હતી. તા૦ ૨૮ મી નવેમ્બરે ભાવનગર કલબે એમનાં માનમાં એક ઇવનીંગ પારટીનો મેલાવડો કરી એમને એક સુંદર રૂપાંનું વાઝ ભેટ આપ્યું હતું. ભાવનગરથી મુંબઇ પાછા ફરતાં તા૦ ૨૯ મી નવેમ્બરે એઓને ધોલા જંકશન, નીંગાલા, સીહોર, ઊમરાલા, ગઢડા, બોતદ, વગેરે રેલવે સ્ટેશનો ઊપર ત્યાંની માહજનોએ હાજર થઇ માનપત્રો આપી આવકાર દીધા હતા.

ભાવનગરથી આવતાં શેઠ મનચેરજી વડોદરે ગયા હતા. જ્યાં માહરાજા સાથે મોલાકાત કર્યા બાદ તા૦ ૪ થી ડીસેમ્બરે ખા૦ બા૦ કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાનજીએ તેમનાં માનમાં એક "પાર્ટી" બનાવી હતી, જે વેળા વડોદરાના દીવાન અને બીજા ઓહ્દેદારો, સરદારો, સરાફો વગેરેને નોતર્યા હતા, અને તેઓ સર્વેએ મી૦ ભાવનગરીને દિલોજાનીભરેલો આવકાર દઇ પાર્લામેંટ મધેની તેમની ફતેહને માટે મુબારકબાદી આપી હતી.

એ પછી શેઠ મનચેરજી હૈદરાબાદ જતાં તા૦ ૧૩ મી ડીસેમ્બરે શોલાપુર ઊતર્યા હતા. ત્યાંના આગેવાંન રેહવાસીઓએ એમને કામા હૉલમાં એક મેલાવડો કરી માનપત્ર આપ્યું હતું. હૈદરાબાદ મધે પણ તા૦ ૧૬ મી ડીસેમ્બરે શેઠ શાપુરજી એદલજી ચીનાઇની આગેવાંની હેઠલ તેમની શાપુરવાડીમાં એક મોટો "કૉનવરસેઝયાની"નો મેલાવડો કરી એમને આવકાર દીધો હતો, તથા ત્યાંના નામીચા ઊમરાવો જોડે એમની મોલાકાત કરાવી હતી.

એ બાદ શેઠ મનચેરજી તા૦ ૯ મી જાનેવારી ૧૮૯૭ ને દીને ઇંગ્લાંડ પાછા ગયા હતા. તેમને વલાવવા માટે તેમના પુષ્કલ મિત્રો પાલવાબંદર ઊપર ભેગા મળ્યા હતા. તેઓએ જતી વખતે સર જમશેદજીપર એક ઊપકાર પત્ર લખ્યો હતો.

તા૦ ૨૬ મી નવેમ્બર.

રોજ ૧૩ માહ ૩ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

મરણ—શાપુરજી વીરજીભાઇ કાલાપેશીના—ઉમર વર્ષ ૫૦). નીઝાંમ સરકાર હસ્તકનાં દરીયાપુરના એકસ્ત્રા આસીસ્ટંટ કમીશનર હતા, અને દરીયાપુરમાંજ ગુજર્યા.

તા૦ ૪ થી ડીસેમ્બર.

શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, સી. આઇ. ઇ. પાર્લામેંટના મેમ્બર થયા તેની મુબારકબાદીમાં તેમને મુંબઇના મુસલમાંનો તરફથી ગ્રાંટરોડપરના મુઝફર આબાદના કુશાદે બંગલામાં એક ઇવનીંગ પારટી આપવામાં આવી હતી. શરૂઆતમાં મીર ઔનઅલી બારીસ્ટરે એક માનપત્ર વાંચી સંભલાવ્યું, તથા જણાવ્યું કે આ સારાં કામમાં મુસલમાન કોમના દરેક પંથવાળા સામેલ છે. નામદાર આગાખાન જેઓ મુસલમાન કોમનાં ભલાં માટે કાળજી રાખેછે તેઓએ પણ તાર મોકલી એમાં સામેલગીરી જણાવીછે. ભાવનગરથી આજે તાર આવ્યોછે કે, આજે મળેલી મુસલમાન કોમની સભાએ ઠરાવ કરયોછે કે તેઓ આ કામમાં પોતાની સામેલગીરી બતાવેછે. આ માનપત્રપર ૫૦૦૦) થી વધારે મુસલમાનોની શહી હતી. શેઠ મનચેરજીએ પોતાને મળેલાં આ માન માટે સંતોષ બતાવી જણાવ્યું કે પારસી કોમ તરફની તમારી મીત્રાચારી જાણવાજોગ છે અને બંને કોમ વચેની મીત્રાચારી એકસરખી છે. હીંદુસ્તાનમાં જયારે મુસલમાન રાજ્ય હતું, ત્યારે પણ પારસી કોમને મોટા ઓધાઓ અને મોટાં રાજદવારી કામો સોંપવામાં આવતાં હતાં. વળી ઇરાનમાં પણ મરનાર શેહેનશાહે ત્યાંના જરથોસ્તીઓને છુટાપણું તથા હકો બક્ષયા હતા અને આશા છે કે તે મરહુમને પગલે હાલના શેહેનશાહ પણ ચાલશે. એ પછી રીફ્રેશમેંટ લઇ મેલાવડો બરખાસ્ત થયો હતો.[2]

એ બાદ લંડન જઇ પુગા પછી ત્યાંનાં નોર્થ ઇસ્ટ બેથનલ ગ્રીનના એવોના સુંટી કાઢનારા તથા બીજા લોકોનો એક મેલાવડો એમને આવકાર દેવાને તા૦ ૧૮ મી ફેબ્રવારી ૧૮૯૭ ને દીને થયો હતો તેમાં નીચલો ઠેડાવ સર્વેનાં એકમતથી પસાર થયો હતો :—

"That this Meeting assembled, being composed of the Members of the North East Bethnal Green Conservative and Unionist Association, the St. Michael Hicks-Beach Habitation of the Primrose League, and their friends, desire to accord to their esteemed Member, M. M. Bhownaggree, a most hearty welcome upon his return from India, (this being his first appearance in the Constituency since his return,) trusting that he will long be spared to represent them in the House of Parliament."

૨ ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૫ મી ડીસેમ્બર ૧૮૯૬.

તા૦ ૭ મી ડીસેમબર.

શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, સી. આઇ. ઇ. પાર્લામેંટના મેમબર થયા તેની ખુશાલીમાં અતરેના ઘણાક ઇંગ્રેજ, પારસી, મુસલમાન વગેરે ગ્રહસ્થોએ તેમને આજ રાત્રે વાલકેશરનાં સર દીનશાહજી માણેકજી પીટીટવાલા "પીટીટ હૉલ" માં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. ના પ્રમુખપણાં હેઠલ એક મોટું ખાણું આપ્યું હતું. આ વેળાએ હાઇ કોરટના કેટલાક જડજો, સરકારી અમલદારો, વગેરે ૨૦૦) ગ્રહસ્થો ખાણાંપર બીરાજ્યા હતા. સર જમશેદજીએ પરોણાની સલાંમતી લેવાડી હતી.[1]

તા૦ ૯ મી ડીસેમબર.

ડાકટર કેખશરૂ નશરવાંનજી બાધુરજીએ હિંદી વૈદક ખાતાંના સુધારા સંબંધ જે ખંત, ઉલટ, અને બાહોશીથી પોતાનાં દેશનાં ભલાં માટે લડત ચલાવી, તથા ઇંગલાંડમાં હિંદી ખરચોને લગતાં બાદશાહી કમીશન સનમુખ જે ઉપયોગી જબાંની આપી હતી, તે સેવાઓ માટે તેમને મુબારકબાદી આપવાને મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા અતરેની પ્રેસીડનસી એસોસીએશન તરફથી ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટ મધે બોલાવવામાં આવી હતી. સરનશીનની ખુરસી એ એસોસીએશનના પ્રમુખ હાનરેબલ ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ. એ લીધા બાદ તેવણે એક ભાષણ કરી ડાકટર બાધુરજીની ઉપલી સેવાઓની સ્તુતી કીધી, જે બાદ ડાકટર બાધુરજીએ પોતાને આપવામાં આવેલાં માન માટે સભાનો ઉપકાર માની પોતાની એ સેવાઓ કહી સંભલાવી, જે પછી શેઠ હોરમજજી અરદેશર વાડીઆએ દરખાસત કીધી અને તેને પાર્લામેંટના હાલ મુંબઇ ફરવાને આવેલા એક મેમબર મી૦ ડબલ્યુ. એસ. કેને ટેકો આપ્યો કે—"આ જાહેર સભા ડાકટર કેખશરૂ નશરવાનજી બહાદુરજીએ હીંદુસતાનના વઇદકખાતાંના સુધારા સંબંધ જે કીમતી સેવા બજાવીછે તે માટે તથા પોતાને સોંપેલાં અગતયનાં કામ સંબંધ ઇંગલંડમાં હીંદી ખરચોને લગતાં બાદશાહી કમીશન સનમુખ જે બાહોશીથી વખાણવાજોગ રીતે જબાની આપીછે તે માટે પોતાની બેહદ પ્રસંસા જાહેર કરેછે."[2]

૧ ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૮ મી ડીસેમબર ૧૮૯૬.

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૧ મી ડીસેમબર ૧૮૯૬.

દરખાસ્તને ટેકો આપનાર મી૦ ડબલ્યુ. એસ. કેન પણ ઉપલાં પાદશાહી કમીશનના એક અધિકારી હતા. તેમણે ટેકો આપતાં જણાવ્યું કે—"ડાકટર બહાદુરજીએ જે સ્પશટ રીતે અસરકારક જબાની આપીછે, તેવી મેં મારી જીંદગીમાં કોઇપણ કમીશન યા કમીટીમાં સાંભલી નથી, (તાલીઓ)."

તા૦ ૧૧ મી ડીસેમબર.

મુંબઈ મધે હાલમાં ચાલેલી બ્યુબોનીક પ્લેગ નામની એક જાતના ગાંઠયા તાવની મરકી તથા તેનાં મરણો વધી પડવાથી તેના સંબંધમાં લેવા જોઇતા ઉપાયો વિષે વિચાર ચલાવવાને મુંબઇના જાણીતા શેહરીઓની એક સભા ડાકટર નાનાભાઇ નવરોજજી કાતરકે આજ દીને બોલાવી હતી. સરનશીનની ખુરસી મી૦ જર્યોરજ કાટનને આપવા બાદ કેટલીક તકરારો થયા પછી એવું ઠેરવ્યું કે એ રોગને દાબી દેવા માટે જુદી જુદી આસપીટલો ઉભી કરવાનાં સઘળી કોમોએ પગલાં લેવાં જોઇયે છે. જે ઘરનાં આસામી ઉપર એ રોગે હુમલો કરયો હોય તેને તે ઠેકાણેથી દુર લઇ જઇ એવી આસપીટલોમાં તેનાં બેશીઓ તેની મારવાર કરી શકે અને તેથી એ રોગને ચોકસ હદમાં રાખી શકાય, કે જેથી સુખશાંતી તથા ગટરને લગતા મયુનીસીપાલીટીના ઉપાયો ત્યાં વધારે કારગત રીતે લેવાઇ શકાય. જુદા જુદા કોમોના આગેવાનોને આથી અપીલ કરવામાં આવેછે કે, આજારી આસામીઓને પોતાનાં ઘરમાંજ રાખી મેલવાના જોખમો પોતાના જાતભાઇઓ ઉપર ઠસાવવા, કે જે ઘરોમાં, અનુભવી તબીબી અભીપ્રાયો મુજબ, રોગ ઉડવાના ઘણાક સંજોગો હોયછે. દરખાસત એકમતે પસાર થઇ હતી, જે પછી સભાએ, એ ઠેરાવની નેમ મુજબ લોકોને સમજાવવાને યુરોપીયન, પારસી, મુસલમાન તથા હીંદુઓ માટે જુદી જુદી કમીટીઓ આશરે ૫૦ ગ્રહસ્થોની નેમી હતી.[3]

તા૦ ૧૧ મી ડીસેમબર.

ઇંગલાંડ મધે હિંદી ખરચોને લગતો રીપૉર્ટ તથા સુધારો કરવાને પાર્લામેંટે નેમેલાં પાદશાહી કમીશન સનમુખ જબાંની આપવાને અતરેની પ્રેસીડનસી એસોશીએશન તરફથી સરકારને ખરચે એક શાક્ષી મોકલવાની ગોઠવણ થઇ હતી. તે ગોઠવણની રૂહે તેવા શાક્ષીની નેમણુક કરવાને આજ દીને પ્રેસીડનસી એસોશીએશનની એક

૩ જામે જમશેદ, તા૦ ૧૨ મી ડીસેમબર ૧૮૯૬.

આ કમીટીમાં નીચલા પારસીઓ હતા:—સર જમશેદજી જીજીભાઇ, સર દીનશાહ માણેકજી પીટીટ, ડાકટરો અરદેશર દાદાભાઇ મોદી, બરજોરજી શોરાબજી શરાફ, ફરદુનજી નશરવાનજી બીશની, કેખશરૂ નશરવાંનજી બાહદુરજી, અને નાહનાભાઇ નવરોજજી કાત્રક (સેક્રેટરી), શેઠો ખરશેદજી રૂસતમજી કામાજી, કેખશરૂ નવરોજજી કાબરાજી, નવરોજજી જાંહગીર ગામડીઆ, ઓનરેબલ મી૦ નવરોજજી નશરવાંનજી વાડીઆ, જીજીભાઇ ફરાંમજી પીટીટ, બહમનજી દીનશાહ પીટીટ, રૂસતમજી બેહરાંમજી જીજીભાઇ, પેશતનજી નશરવાંનજી વાડીઆ, સર જાંહગીર કાવસજી જાંહગીર, જીજીભાઇ મંચેરજી મેહરવાંનજી જીજીભાઇ, જીવણજી જમશેદજી મોદી, અને દારાશા રતનજી ચીનગર.

સભા હાનરેબલ પીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ. નાં પ્રમુખપણાં હેઠળ મલી હતી. આ વેળાએ સર્વેનાં એકમતથી એ કામને માટે શેઠ દીનશાહ એદલજી વાછાને મોકલવાનો ઠેડાવ થયો હતો.[1]

---

તા૦ ૧૪ મી ડીસેમ્બર.

રોજ ૧ માહ ૪ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

મુંબઇ મધે હાલમાં બ્યુબોનીક પલેગ નામના એક જાતના ગાંઠીયા તાવની મરકીનું જોર વધારે ચાલવાથી, તથા આખા દેશમાં દુકાલનું જોર પંથરાવાથી ખોદાતાલા એ બેહુ દફે કરે તે માટેની અરજગુજારી કરવા માટે એક જાહેર જશન મુંબઇની પારસી પંચાતનાં ફંડના ત્રસ્ટી સાહેબોએ પંચાતનાં ફંડ મધેથી આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરામમાં કીધું હતું. જશનની ક્રિઆ દસ્તુરો પેશોતનજી બેહરામજી સંજાણા, જામાસપજી માનેકજી જામાસપઆશાના, ખુરશેદજી ફીરોજજી મુલ્લાંફીરોજના, ખુરશેદજી બેજનજી, અને ડાશાભાઇ શેરાબજી મેહરજીરાંણાએ જુદાં જુદાં આફરગાંનીઆં માંડી કીધા બાદ દસ્તુર પેશોતનજીએ એક ટુક ભાષણ કરી એ આફત દફે થાય તે માટે પોતે જોડેલી બંદગી અવસ્તામાં તથા ગુજરાતીમાં વાંચી સંભલાવી. જે પછી પારસી પંચાતનાં ફંડના શેક્રેટરી શમસુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. એ ત્રસ્ટી સાહેબોની તરફથી હાજર રેહનારાઓનો ઉપકાર માની આવા વખતમાં સ્વચ્છતા જાલવવા માટે કેટલુંક કહી સંભલાવ્યું હતું. એ બાદ ચાશની કરી મીજલસ બરખાસ્ત થઇ હતી.[2]

તા૦ ૧૬ મી ડીસેમ્બર.

બાઇ દીનબાઇ નશરવાનજી માણેકજી પીટીટ છેલ્લી માંદગીમાંથી ફારેગ થયાં તે માટે શોકરગુજર કરનારી બંદગી માહીમ ખાતેનાં ખ્રીસતીઓના મોટા ભાગની અરજ ઉપરથી આજ દીને માહીમનાં સેંટ માઇકલ દેવળમાં ત્યાંના વીકારની આગેવાની હેઠળ થઇ હતી.[3]

---

તા૦ ૧૭ મી ડીસેમ્બર.

રોજ ૪ માહ ૪ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—કાવશજી જમશેદજી જશાવાલા[4]—ઉમર વર્ષ ૮૨). એવણ પોતાના ભાઇઓ સાથે 'જમશેદજી કુવરજી સન્સ' ને નામે મુંબઇ, લાહોર, મીઆનમીર, સીયાલકોટ, દીલ્હી, ફીરોઝપોર, કાશમીર, અને જલંદર વગેરે શેહરોમાં દુકાંનો ઉઘાડી ત્યાં મોટો વેપાર ચલાવતા હતા. ૧૮૮૨ ના નવેમ્બર માસથી બંને ભાઇઓથી છુટા પડી એકલાએ તે વહીવટ પોતાના બેટાઓ સાથે ચલાવ્યો હતો.

---

મુંબઇ ઇલાકાના દુકાલવાલા ભાગોમાં ફેલાયલી મોંઘવારીથી સંકટમાં આવેલાઓનાં નીવારણ માટે અતરેથી મદદ મોકલવાનો ઠેડાવ કરવાને મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને શેરીફ શેઠ ધેનાભાઇ હરીદાસપર મોકલેલાં રેકવીજીશનની રૂહે આજ દીને અતરેના ટાઉન હૉલમાં એક જાહેર સભા મલી હતી. નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટ પ્રમુખસ્થાને બીરાજ્યા બાદ, નાણાં ભેગાં કરવા તથા સભાની નેમો પાર પાડવાના ઘટતા ઇલાજો લેવા માટે એક જનરલ કમીટી નેમી તેના શેક્રેટરીઓ તરીકે પારસીઓમાં આનરેબલ મી૦ નવરોજજી

---

[1] જામે જમશેદ, તા૦ ૧૨ મી ડીસેમ્બર ૧૮૯૬.

આ નેમણુક માટે ડીસેમ્બર માસની આખરીએ કલકત્તા મધે થયલી હિંદી નેશનલ કૉનગ્રેસની બારમી સભામાં એક ખાસ ઠેડાવ પસાર કરી કૉનગ્રેસનો સંતોષ તથા પુર વિશ્વાશ જાહેર કરવામાં આવ્યો હતો. વળી તા૦ ૧૯ મી ફેબ્રરવારીએ પાલીટાણા મધે સઘળી કોમના જૈનોની એક સભાએ એમના ઊપર વિશ્વાસ બતાવવા તથા એમને સફલ સફર ઇછનારા ઠેડાવો પસાર કીધા હતા.

ઊપલાં કમીશનના શેઠ દાદાભાઈ નવરોજજી પણ એક અધિકારી હતા ને છતાં તેવણે તા૦ ૨૫ મી મારચ ૧૮૯૭ ને દીને હિંદી ખરચો બાબે જુબાની આપી હતી, તથા શેઠ દીનશાહ એદલજી વાછાએ તા૦ ૫ મી આપરેલ ૧૮૯૭ ને દીને જબાંની આપી હતી. મી૦ વાછાને બધે આવકાર મલયો હતો અને તેવણે ઘણાંક ભાષણો કીધાં હતાં.

[2] જામે જમશેદ, તા૦ ૧૫ મી ડીસેમ્બર ૧૮૯૬.

એજ મુજબ તા૦ ૨૨ મી ડીસેમ્બરે મરહુમ શેઠ કાવશજી બેહરામજીવાલા આતશબેહરામમાં દસ્તુરો જામાસપજી મીનોચેહરજી તથા ખુરશેદજી બેજનજીની આગેવાની હેઠળ એક જાહેર જશન કીધું હતું, તથા તા૦ ૩૦ મી ડીસેમ્બરે મરહુમ દાદીભાઇ નોશરવાંનજીવાલાં આતશબેહરામમાં તેમજ તા૦ ૨૮ મી ડીસેમ્બરે કોટની ગોદાવરા મોબેદોની દરેમેહરમાં જશનો થયાં હતાં, જ્યાં ડા૦ તેમુલજીએ તથા ડા૦ સાવકશાહ રતનજી શેઠનાએ ભાષણો કરી સર્વને સફાઇ સુઘડાઇથી રેહવાને આગ્રહ કીધો હતો.

એજ મુજબ એ અરસામાં જુદા જુદા પારસી ગ્રહસ્થોની આગેવાની હેઠલ જુદા જુદા દીવસોએ મુંબઇ તથા દેશાવરના મથદોએ જશનો કરી—વાએજ અને દોઆ ગુજારી કરવામાં આવી હતી.

હાંગકાંગના જરથોશ્તીઓએ ઊઘરાંણું કરી અતરેની પારસી ફીવર હાસ્પીટલ સારૂં રૂ૨૦૦૦) તારથી મોકલ્યા હતા.

[3] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૦ મી ડીસેમ્બર ૧૮૯૬.

[4] શેઠો એદલજી અને બેજનજી કાવસજી જશાવાલાના બાવા.

નશરવાનજી વાડીઆ, દીનશાહ એદલજી વાછા, અને ડાક્ટર કાવશજી હોરમજજીને નેમ્યા હતા.[1]

તા૦ ૧૮ મી ડીજેમ્બર.

મુંબઇ મધે હાલમાં ગાંઠીયા તાવની મરકીનું[2] જોર વધતું ચાલવાથી તેનો અટકાવ કરવા તથા બીમારોની

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૮ મી ડીજેમ્બર ૧૮૯૬.

એકંદર ઊપરાનું રૂ૨૨૭૭૧૬) થયું હતું. તેમાં પારસીઓની મુખ્ય રકમ નીચે મુજબ હતી:—રૂ.૫૦૦૦) સર દીનશાહ માણેકજી પીટીટ, બાઇ મોટલીબાઇ માણેકજી વાડીઆ, રૂ.૪૦૦૦) બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટ, રૂ.૨૦૦૦), સર જાંહગીર કાવશજી જાંહગીર, રૂ.૧૫૦૦) શેઠો શેરાબજી અને કાવશજી દાદાભાઇ દુબાશ, રૂ.૧૦૦૦) શેઠ જમશેદજી નશરવાંનજી તાતા, આનરેબલ મી૦ નવરોજજી નશરવાનજી વાડીઆ, શેઠ પીરોશા મેહરવાનજી મેહતા સી. આઇ. ઇ., રૂ.૫૦૦) બહમનજી દીનશાહ પીટીટ, બાઇ ગુલબાઇ બહમનજી પીટીટ અને છોકરાઓ, મેસરસ તાતા એંડ સનસ, ફરાંમજી સનસની કું૦ વગેરે. વળી શેઠ હોરમજજી અરદેસર વાડીઆ (બારીસ્ટરે) દુકાળ ચાલે તેટલાં દર મહીને રૂ૨૫૦) અને ધણીઆંની બાઇ આઇમાયે રૂ૫૦) આપ્યા હતા.

વલસાડ, દમણ, જાંહઆરડી, નારગોળ, કરંજ વગેરે ગામોનાં ગરીબોને સસ્તો અનાજ આપવાનાં અને કાંજી પીવાડવાનાં ફંડોમાં મુંબઇથી પીટીટ કુટુંબ અને મોટલાંબાઇ માણેકજી વાડીઆ તરફથી ઘણી સારી મદદ ગઇ હતી. સુરતમાં દુકાળ નીવારણ ફંડની કમીટીના એક પારસી શેઠ બરજોરજી નશરવાનજી વકીલ અને અમદાવાદની કમીટીના શેઠ લવજી મેહરવાનજી વાડીઆ સેક્રેટરી નેમાયા હતા. ખા૦ બા૦ નવરોજજી તથા ખા૦ બા૦ જાંગીરજી પેશતનજી વકીલે મળી રૂ.૩૦૦૦ નો એક થાણાના કલેકટરપર મદદ માટે મોકલ્યો હતો.

કલકત્તા મધે આખા દેશનાં નીવારણ ફંડ માટે નામદાર વાઇસરૉયનાં પ્રમુખપણાં હેઠલ સભા મળી હતી. જેમાં કલકત્તાના તથા દેશના બીજા ભાગોના આગેવાન ગ્રહસ્થોની જનરલ કમીટી નેમી હતી, તેમાં નીચલા સાત પારસી ગ્રહસ્થો હતા—મુંબઇવાળા આનરેબલ મી૦ નવરોજજી નશરવાંનજી વાડીઆ, પુનાવાળા ખા૦ બા૦ સરદાર દોરાબજી પદમજી, અહમદનગરવાળા ખા૦ બા૦ એદલજી રૂસતમજી, કલકત્તાવાળા શેઠ રૂસ્તમજી ધનજીભાઇ મેહતા, મદ્રાજવાળા શેઠ કાવશજી એદલજી પાંડે, સીવનીવાળા ખા૦ સા૦ કાવસજી દાથીદારૂ, અને રંગુનવાળા બારીસ્ટર શેઠ બી. ઢાવસજી.

એ દુકાળ દરમેઆન જેઓએ સરકારને મદદ કીધી હતી તેઓનો મુંબઇ સરકારે ૧૮૯૮ ના મેએ માસમાં ઊપકાર માન્યો હતો, તેઓમાં નીચલા પારસીઓ હતા:— શેઠો એદલજી રૂસતમજી નગરવાળા, શેરાબજી મેહરવાંનજી કંત્રાકટર, બરજોરજી માણેકજી પટેલ.

હિંદુસ્થાનના દુકાલવાળા ભાગોની ખરી હાલત નજરે જોઇ તેનો બિનસરકારી સ્વતંત્ર ખાસ રીપોર્ટ કરવાનું કામ હીંદી વજીરે શેઠ બેહરાંમજી મેહરવાનજી મલબારીને સોંપ્યું હતું. જેવણે એ નેમથી દેશના દુકાળવાળા ભાગોમાં કેટલીક મુદત સુધી ફરી અનુભવ મેળવ્યો હતો.

એ દુકાળનાં ફંડમાં ગ્રેટબ્રીટન અને આયરલાંડ ખાતેથી રૂ.૧,૨૨,૯૨,૨૦૨) ની પાદશાહી રકમ અત્રે ભરાઇ આવી હતી.

૨ મુંબઇની પારસી પંચાયતે શરૂઆતમાં મરકી સામે નીચલા ખાસ ઊપાયો લીધા હતા:—(૧) ખાસ હાસપીટલો, (૨) તનદરોસ્ત માણસોને ચેપી ઘરોથી દૂર રાખવા માટેની સીગ્રીગેશન કાંપો, (૩) એ કાંપોમાં રેહવા જવા માટે ગરીબોને પૈસાની મદદ, (૪) મરકીનાં ચેપવાળાં ઘરો સાફ કરવા માટે ગરીબોને મદદ, (૫) મરકીથી સંકટમાં આવેલાં લાચારોને મદદ, (૬) કવારેનટાઇન કાંપો મધે પારસીઓ માટે સામગ્રી પુરી પાડવી.

પારસીઓમાં મરકીનું પેહલું મરણ તા૦ ૨૧ મી નવેમ્બર ૧૮૯૬ ને દીને નોંધાયું હતું, અને પછી એ મરણોની સંખ્યા વધતીજ ચાલી તેથી એક પખવાડીઆંમાંજ આસપીટલ ઊઘાડવાની ગોઠવણ થઇ. ડા૦ કેખશરૂ નશરવાંનજી બાહદુરજીએ હાનરરી ફીઝીશીયન તરીકે કામ કરવા કબુલ કર્યું. જુદા જુદા લતાઓ માટે કમીટીઓ નેમી, પરેલની એ હાસપીટલ ઊપરાંત બીજીઓ જોઇએ તો ઊઘાડવાનો ઠરાવ કીધો. પણ તેટલાં શેઠ નવરોજજી માણેકજી વાડીઆ સી. આઇ. ઇ. એ મોદીખાના હાસપીટલમાં પારસીઓ માટે એક અલાહેદો વૉર્ડ ઊઘાડયો. પરેલની એ હાસપીટલ તા૦ ૩૧ મી આગશટ ૧૮૯૭ ને દીને મરકીનું જોર જરા નરમ પડવાથી બંધ કીધી. પણ તેનું જોર વધતાં તા૦ ૧૩ મી ડીસેમ્બર ૧૮૯૭ ને દીને તે પાછી ઊઘાડી. તેટલાં આરથર રોડની સરકારી હાસપીટલમાં છ બીછાનાંની સામગ્રી સાથનો અલાહેદો વાર્ડ પારસીઓ માટે મુંબઇની પારસી પંચાયતે રખાવ્યો. હાસપીટલ પાછી ઊઘાડી તેના રીપોર્ટમાં ડા૦ બાહદુરજી લખેછે કે, "જાનેવારી ૧૮૯૮ ની અધવચ પછી રોજના ૧૦ થી ૧૫ કેસો આવતા હતા, અને એકી વખતે ૭૫) સુધી દરદીઓ સમાવતા. સાજાં થવા આવેલાઓ માટે ૩૦) બીછાંનાઓ સમાય તેવાં બીજાં બે શેડ કામચલાઊ ઊભાં કીધાં. હાઊસ સરજ્યન તરીકે ડા૦ ધનજીશાહ રૂસતમજી તાતાને નેમ્યા. પણ સહવારનાં નવથી તે બપોરનાં બે સુધી ડા૦ બાહદુરજી અને ડા૦ મીસ તરખડ ખડેપગે મેહનત કરતાં. મીસીસ ધનજીશાહ તાતાએ પણ ઘણી મદદ કરી હતી. ડા૦ તાતાની તબીયત ન ચાલવાથી એવણે જયારે કામ છોડી દીધું ત્યારે રાતને વખતે અકેક અઠવાડીયાંને અંતરે ડા૦ દારાં મંચેરજી દસ્તુર અને ડા૦ કેખશરૂ મનચેરજી હીરામાણેકે કામ કર્યું." હાઊસ સરજ્યનના ઓહ્દા માટે જાહેરખબરો છપાવી—પણ કોઇ ન મલ્યું તે માટે દલગીરી બતાવતાં ડા૦ બાહદુરજી લખે છે કે, "તેથી કાંઇ હાસપીટલનાં કામને સેહજબી ખલલ પોહચી નહીં. મીસ તરખડ અને હું પોતે સહવારથી બપોરનાં બે વાગા સુધી—ડાકટરો દસ્તુર અને હીરામાણેક બે થી પાંચ સુધી—મીસ તરખડ અને હું ૬-૩૦ થી ૮-૩૦ બલકે ૯ સુધી પાછાં—અને રાતે આંતરે આંતરેના અઠવાડીયે ડા૦ દસ્તુર અને ડા૦ હીરામાણેક કામ કરતાં અને મારા એ ચેલાઓની અને ડા૦ મીસ તરખડની મેહનતની જેટલી વખાણ કરૂં તેટલી થોડી છે. વળી આનરરી નર્સીસ તરીકે મોટે ઘેરની બાઇઓએ પોતાની મજાહ છોડી જે ફરજ બજાવી તે પારસી તવારીખમાં નોંધાવું જોઇએ. તેઓની હાજરી અને મદદ નર્સ તરીકેની ફરજો ઊપરાંત દરદીઓ અને તેઓનાં સગાઓને [illegible]

આપવામાં બહુ કામ લાગી હતી." એ ભલી નર્સોના મરહુમ ડા૦ બાહદુરજી જે નામો આપે છે તે નીચલાં છે:—બાઈઓ ભીખાઈજી રૂસ્તમ ખ. રૂ. કામા, દીનબાઈ કુંવરજી મેહતા, શીરીન ફરાંમજી પાટક, ગુલબાઈ નવરોજજી પાટક, નવાજબાઈ જામાસ્પજી પાદશાહ, ડોસીબાઈ હોરમજજી બાઈશ, અને બાનુબાઈ ખંબાતા. વળી મેડીકલ કૉલેજના ઉપલા વર્ગના વિદ્યાર્થીઓએ પણ ઘણી મદદ આપી હતી. એ રીતે પેહલેથી તે તા૦ ૧૪ મી ઓગસ્ટ ૧૮૯૮ ને દીને નીપજેલાં એમનાં મરણની થોડા દીવસ આગળ સુધી ડા૦ બાહદુરજીએ હાસપીટલ ચલાવી. એ અકાળ મરણ પછી ૩૧ મી આગસ્ટ ૧૮૯૮ સુધી ડા૦ હીરામાણેકના એકલાના હસ્તકમાં હાસપીટલ રહી પછી ડા૦ ધનજીભાઈ રૂસતમજી વાડીઆ, ડા૦ કૈખશરૂ મંચેરજી હીરામાણેક, અને ડા૦ મીસ મેહરબાઈ અરદેસર વકીલનાં સામટાં આનરરી ઉપરીપણાં હેઠલ તે મેલાઈ. ડા૦ વાડીઆએ યુરોપ જવા માટે ડીસેમ્બર ૧૮૯૮ માં ઓહ્દો છોડયાં, અને બાઈ મેહરબાઈ વકીલે તા૦ ૨૪ મી મારચ ૧૮૯૯ ને દીને રાજીનામું આપ્યું. ત્યારથી ડા૦ હીરામાણેક એકલાએ તે ચલાવી, અને તેઓનાં હાથ તળે પગારદાર ડાક્ટરો રાખ્યા હતા.

મરકીનો પારસી ફીવર હાસ્પીટલના સંબંધમાં ડા૦ કૈખુશરો નશરવાનજી બાધુરજીએ જે અમુલ્ય સેવા બજાવી હતી તેની એક નાની પીછાંણ તરીકે તેવણને યાદગારીની એક ભેટ ઍનાયત કરવાને મુંબઈની પારસી પંચાતનાં ફંડના ટ્રસટી સાહેબોએ તા૦ ૧૩ મી નવેમ્બર ૧૮૯૭ ને દીને એક સભા સર જ. જી. પા. બે. ઇ. નાં મકાંનમાં બોલાવી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઈ એ લીધા બાદ પંચાતનાં ફંડોના શેક્રેટરી શમસુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદીએ થોડોક ખોલાસો વાંચી સંભળાવ્યો, જે બાદ સરનશીન સાહેબે એક સુભાખીત ભાષાણ કરી ડા૦ બાધુરજીને પોતાને હાથે એક સુંદર રૂપાંનું કપ તથા ટી-સટ ભેટ આપ્યો હતો, તથા તેમને એ કામમાં મદદ કરનારા ડા૦ દારાં મનચેરજી દસ્તુર, કૈખુશરો મંચેરજી હીરામાણેક, અને મીસ માણેક આતમારામ તરખડને પણ એકેક રૂપાંના કપ ભેટ આપ્યાં હતાં. ડા૦ બાધુરજીએ એક લંબાણ ભાષાણ કરી ઘટતો ઉતર આપી સર્વેનો ઉપકાર માનયા બાદ સરનશીન સાહેબે ફરી ઉઠી કહી સંભલાવ્યું કે પંચાતનાં ફંડોના શેક્રેટરી શમશુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદીએ ગયાં વર્ષમાં ગરીબોને મોંઘવારીને લીધે ખાસ વધુ લવાજમ આપવા માટે, ઉપલી પારસી ફીવર હાસ્પીટલ માટે, અને મરકીના બીમારોથી તંદરોસ્તોને જુદા રાખવાનાં મકાંનો બાંટેનાં ત્રણ ફંડો ઉભાં કરવા, તથા તેની વ્યવસ્થા કરવા, તથા બીજી જે પંચાતની કીમતી સેવા બજાવી તેની એક નાની પીછાન તરીકે ટ્રસટીઓએ તેવણને કાંઈ યાદગારીની ચીજ ભેટ આપવાને ઠેડાવ કર્યો છે, તથા સર દીનશાહજી પીટીટે પોતાની તરફથી એવણના શોખને અનુસરતી ચીજ તરીકે મો૦ મોહલનાં જાણીતાં ફારસી ફ્રેંચ "શાહનામા" નો સાત વાલમનો સટ ભેટ આપ્યોછે જેની જાહેર રીતે જાણ કરવાને તેવણ આ તક લીએછે. શમસુલ ઓલમા એ૦ જીવણજીએ એ બાપે ટ્રસ્ટી સાહેબોનો ઉપકાર માનયો, અને સભા બરખાસ્ત થઇ હતી.

મરકીના સરકારી કમીશનર સર એનડ્રુ વીનગેટની સલાહથી ટ્રસ્ટી સાહેબોએ હાસપીટલને જેમ બને તેમ લોકોમાં માનીતી કરવા નીચલી ત્રણ ગોઠવણો રાખી હતી—(૧) જેઓ હાસપીટલના ડાક્ટર પાસે સારવાર કરાવા ઇચ્છે તેઓ માટે આ પારસી ફીવર હાસપીટલ, (તેઓને મલવા આવનારાંઓ માટે ૩ થી ૫ નો વખત મુકરર કીધો પણ બરચાંઓ અને ખાસ દાખલાઓમાં હાઉસ સરજનની પરવાંનગીથી ગમે તે વખતે આવી શકે) (૨) જેઓ હાસપીટલમાં દાખલ થાય પણ પોતાના તબીબ પાસ સારવાર કરાવે તેઓ માટે કંપાઉંડમાં બે મોટાં શેડ બધી સામગ્રી સાથ ઉભાં કીધાં હતાં. (એનો લાભ કોઈએ લીધો હતો નહી.) (૩) જેઓ પોતાના તબીબ ઉપરાંત, પોતે સગાંઓ સારવાર કરવા ઇચ્છે તેઓ માટે સામેની ખુલ્લી જગામાં ૨૨) શેડો ઉભાં કરી—એકમાં દરદી અને એકમાં સગાંઓ રેહ એવી ગોઠવણ કરી આપી. (એનો લાભ ફકત એક કુટુંબેજ લીધો હતો.) વળી કોટનાં રેહવાસીઓ માટે મોદીખાના આગળ એવીજ ગોઠવણો કરી આપી તેનો લાભ ૭) દરદીઓએ લીધો.

મરકીની શરૂઆતથી એટલે ૧૮૯૬ ના નવેમ્બરથી મે ૧૮૯૮ સુધીમાં પારસીઓમાં મરકીનાં મરણ ૮૨૮ થયાં હતાં. જે કુલે મરણો ૩૦૯૮) ના ૨૬.૭ ટકા જેટલાં હતાં. મરકીનાં મરણોનો મોટો ભાગ એટલે ૫૭૬) હાસપીટલમાં નીપજયાં હતાં. ત્યાર બાદ ૧૮૯૮ ના જુન પછીના તેરમહિનામાં ૨૪૯ મરકીનાં મરણ થયાં. જે કુલે મરણો ૧૭૬૬) ના ૧૬.૪૧ ટકા જેટલાં હતાં. એ વિષેનો ૧૯૧૪ સુધીનો કોઠો પંચાયતના મરકી વિષેના રીપોર્ટપરથી નીચે આપ્યે છીએ:—

| મુદત. | કુલે મરણ. | મરકીનાં. | સેંકડે ટકા. |
|---|---|---|---|
| ૧૮૯૬ ના નવેમ્બર થી મે ૧૮૯૮ | ૩૦૯૮ | ૮૨૮ | ૨૬.૭ |
| ૧૮૯૮ ના જુનથી જુન ૧૮૯૯ | ૧૭૬૬ | ૨૪૯ | ૧૬.૪૧ |
| ૧૮૯૯ ના જુલાઇથી જુન ૧૯૦૦ | ૧૮૭૫ | ૨૩૬ | ૧૨.૫ |
| એજ મુદત | | | |
| ૧૯૦૦ થી ૧૯૦૧ | ૧૭૨૧ | ૨૨૦ | ૧૨.૭ |
| ૧૯૦૧ થી ૧૯૦૨ | ૧૪૨૪ | ૨૧૦ | ૧૪.૭ |
| ૧૯૦૨ થી ૧૯૦૩ | ૧૫૬૪ | ૨૭૬ | ૧૭.૬ |
| ૧૯૦૩ થી ૧૯૦૪ | ૧૩૯૮ | ૨૦૬ | ૧૪.૭ |
| ૧૯૦૪ થી ૧૯૦૫ | ૧૪૭૮ | ૨૧૬ | ૧૪.૬ |
| ૧૯૦૫ થી ૧૯૦૬ | ૧૪૨૦ | ૧૮૮ | ૧૩.૨ |
| ૧૯૦૬ થી ૧૯૦૭ | ૧૫૧૮ | ૧૨૨ | ૮ |
| ૧૯૦૭ થી ૧૯૦૮ | ૧૪૭૯ | ૯૪ | ૬.૩ |
| ૧૯૦૮ થી ૧૯૦૯ | ૧૩૭૦ | ૧૧૧ | ૮.૧ |
| ૧૯૦૯ ના જુલાઇથી આગસ્ટ ૧૯૧૦ | ૧૬૨૩ | ૮૫ | ૫.૨ |
| ૧૯૧૦ ના સપટેમ્બરથી ડીસેમ્બર ૧૯૧૧ | ૧૭૮૫ | ૯૮ | ૫.૪ |
| જાનેવારીથી ડીસેમ્બર. | | | |
| ૧૯૧૨ | ૧૪૭૧ | ૩૪ | ૨.૩ |
| ૧૯૧૩ | ૧૨૧૦ | ૪૨ | ૩.૩ |
| ૧૯૧૪ | ૧૧૮૫ | ૫૭ | ૪.૫ |

તા૰ ૩૦ મી જુન ૧૮૯૯ ને દીને હાસપીટલ બંધ કરી, અને તા૰ ૧૫ મી જાનેવારીથી તા૰ ૩૦ મી જુન ૧૯૦૦ સુધી પાછી ઊઘાડી હતી, જે વેળા તે ડા૰ શેરાબ ખરશેદજી નરીમાંનને હસ્તક મેલી. એ સાડાપાંચ મહીના ડા૰ નરીમાને જે ઊલટ, ખંત, અને કરકસરથી કામ કર્યું તે માટે કોમ તરફથી પંચાયત બહુ આભારીથઇ હતી. તા૰ ૩૦ મી જુન ૧૮૯૯ થી તા૰ ૧૫ મી જાનેવારી ૧૯૦૦ સુધીના સાડા છ માસ હાસપીટલ બંધ કરી તે દરમેઆંન મોદીખાના તથા આરથર રોડની સરકારી હાસપીટલમાં પારસીઓ માટે અલાહેદી ગોઠવણ કરી હતી. જેનો લાભ પેહલીમાં ૮૧) અને બીજીમાં ૨૧) પારસી દરદીઓએ લીધો હતો.

એ રીતે ડીસેમબર ૧૯૧૪ સુધી ડા૰ શેરાબ નરીમાંન હસ્તકજ પારસી હાસપીટલ રહી, તે દર વર્ષ કેટલી મુદત ઊઘાડી હતી તેનો કોઠો નીચે આપીએ છીએ:—

| | | હાસપીટલમાં દરદીઓ. | હાસપીટલમાં મરણ. |
|---|---|---|---|
| ૧૮૯૮ | ૧ લી જુનથી—જુન ૧૮૯૯ | ૪૨૩ | ૧૮૨ |
| ૧૮૯૯ | ૧ લી જુલાઇથી—જુન ૧૯૦૦ | ૧૫૫ | ૯૫ |
| ૧૯૦૧ | ૧ લી ફેબરવારીથી ૩૧ મી મે | ૧૨૨ | ૫૯ |
| ૧૯૦૨ | ૧ લી ફેબરવારીથી ૩૧ મી મે | ૬૨ | ૩૪ |
| ૧૯૦૩ | ૧ લી ફેબરવારીથી ૧૦ મી જુન | ૧૨૪ | ૭૦ |
| ૧૯૦૪ | ૭ જી ફેબરવારીથી ૩૧ મી મે | ૧૨૬ | ૬૭ |
| ૧૯૦૫ | ૧ લી ફેબરવારીથી ૩૧ મી મે | ૧૨૩ | ૬૫ |
| ૧૯૦૬ | ૫ મી મારચથી ૩૦ મી જુન | ૧૨૮ | ૬૨ |
| ૧૯૦૭ | ૧૮ મી ફેબરવારીથી ૩૧ મી મે | ૮૯ | ૪૯ |
| ૧૯૦૮ | ૨૫ મી મારચથી ૩૧ મી મે | ૪૫ | ૨૬ |
| ૧૯૦૯ | ૨૭ મી મારચથી ૧૦ મી જુન | ૭૦ | ૩૫ |
| ૧૯૧૦ | ૧૬ મી મે થી જુલાઇની શરૂઆત અને ૨૬ મી જુલાઇથી ૨૨ મી આગસ્ટ સુધી પાછી. | ૨૩ | ૯ |
| ૧૯૧૧ | ૬ ઠી એપરેલથી ૩૦ મી જુન | ૫૧ | ૩૦ |
| ૧૯૧૨ | ૧૫ મી એપરેલથી ૨૦ મી જુન | ૯ | ૬ |
| ૧૯૧૩ | ૧૫ મી એપરેલથી ૩૦ મી જુન | ૨૧ | ૧૦ |
| ૧૯૧૪ | ૨૩ મી મારચથી ૧ લી જુલાઇ | ૪૪ | ૨૨ |

વળી મોદીખાનાનો વાર્ડ ઇ. સ. ૧૯૦૪ ના મે માસ સુધી ચાલુ હતો તે તા૰ ૧ લી જુન ૧૯૦૪ થી બંધ કરી ભાયખલા તરફની મરાઠા હાસપીટલમાં ઊઘાડયો, અને તે ત્યાંના ડા૰ નશરવાંનજી હોરમજજી ચોકસીની દેખરેખ હેઠલ હમણાં ૧૯૧૫ સુધી ચાલુજ છે.

એ હાસપીટલ માટે પંચાયતે ઊભાં કરેલાં ફંડમાં પેહલે વર્ષે રૂ.૨૯૦૪૧-૧૩ ભરાયા હતા, જેનો મોટો ભાગ ખરચવામાં આયો હતો.

શેઠ શેરાબજી દાદાભાઇ હુબાથે એ હાસ્પીટલ માટે ઊપલા શેઠ કામાજીવાલા બંગલાનું છ માસનું ભાડું રૂપીયા ૧૫૦૦) આપ્યું હતું, તથા શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાએ તેમાં હુસ્યાર તબીબો રાખવા માટે છ માસના ખરચના રૂ.૩૦૦૦) આપ્યા હતા. શેઠ નવરોજજી હોરમજજી પાટકે સર્વે સામાન અસબાબ વગેરેનું મંડાન કરી આપવામાં ઘણી મેહનત લીધી હતી.

મરકીનું જોર વધતુંજ જતાં તા૰ ૧૦ મી ફેબરવારી ૧૮૯૮ ને દીને સર જમશેદજી જીજીભાઇ, ત્રીજા બેરોનેટનાં પ્રમુખપણાં હેઠલ સભા બોલાવી "પારસી સંકટ નીવારણ ફંડ" ને નામે એક ફંડ ઊભું કર્યું. જેમાં તુરતજ રૂપીયા ૧૧૨૦૭૭-૬-૧ ની મોટી રકમ ભરાઇ ગઇ. તેમાં દુર દેશાવરના જેવા કે કલકત્તા, મદ્રાસ, હુબલી, એડન, કોલંબો, શેંગાહી, હાંગકાંગ વગેરેના જરથોસ્તીઓએ બહુ દીલસોજી બતાવી રૂ.૨૩૮૮૪-૪-૪ નો ફાલો આપ્યો હતો. વલી ગાંઠીયા મરકી હાસપીટલનું ફંડ ઊઘાડુંજ હતું, તેમાં રૂ.૧૨૮૪૧-૮-૦ બીજા ભરાયા હતા. હાસપીટલનો બંગલો જે શેઠો મેહરવાંનજી અને હોરમજજી મંચેરજી કામાજીની માલેકીનો હતો તે તેઓએ કોમના ઊપયોગ માટે સપટેમબર ૧૮૯૭ થી વગર ભાડે આપ્યો.

તા૰ ૩૦ મી જુન ૧૮૯૯ સુધીમાં સંકટ નીવારણ ફંડ રૂ.૧૨૧૭૮૪, હાસપીટલ ફંડ રૂ.૪૫૯૦૪, સીગ્રીગેશન કાંપ ફંડ રૂ.૧૬૫૪૦, અને ઘરો સાફ કરવા માટે રૂ.૧૦૦૦, મલી ટ્રસ્ટી સાહેબો હસ્તક રૂ.૧૮૫૨૨૮ એકઠા થયા હતા. જ્યારે એ ત્રણ વર્ષ દરમેઆંન રૂ.૧૬૮૦૦૦) નો ખરચ પંચાયતે કર્યો હતો.

એ રીતે ૧૯૦૩ ના સાલ સુધીમાં એ ફંડો ખાતે રૂ.૨૫૪૧૨૯) ની રકમ ભરાઇ હતી જ્યારે પંચાયતે માથે ઊઠાવેલા ઉપર જણાવેલા ખાશ ઉપાયો માટે ઇ૰ સ૰ ૧૯૧૪ સુધીમાં ખરચ રૂ ૩૧૩૯૦૪) કર્યો હતો.

હાસપીટલ માટેનો ઊપલો બંગલો નામદાર સરકારે જી. આઇ. પી. રેલવેના ખપ માટે લેઇ લેવાથી ટ્રસ્ટી સાહેબોએ તા૰ ૧૫ મી જુન ૧૯૦૫ને દીને નીચલો ઠરાવ પસાર કરી એ શેઠોપર મોકલ્યો હતો:—

"શેઠો મેહરવાંનજી અને હોરમજજી મનચેરજી કામાએ પોતાનો પરેલનો બંગલો પારસી ફીવર હોસપીટલ માટે કુલે સાત વર્ષ અને નવ મહીના સુધી મેહરબાની કરી મુફત વાપડવા આપી પારસી કોમ ઊપર મોટો આભાર કર્યો છે. શરૂઆતમાં થોડાક મહીના એ બંગલાનું ભાડું રૂ૨૭૫) આપવામાં આવ્યું હતું. તે મુજબ ગણતાં ઊપલી ૭।।) વર્ષની મુદતમાં એ બેઊ સાહેબોએ એક ભલાં કામમાં રૂ.૨૫,૫૭૫) ની બક્ષેસ કરેલી ગણાય. વળી એ મોટી રકમનાં થયના ઊગાલા ઊપરાંત વધુ એ કે એ કુશાદે અને ખુલ્લાં મકાનથી હોસપીટલનાં કામમાં અતી સગવડ થઇ હતી. પારસી પંચાયતનાં ફંડ તથા મીલકતના ટ્રસ્ટીઓ, એ સઘલાં માટે શેઠો મેહરવાંનજી અને હોરમજજી મનચેરજી કામાનો મોટો ઊપકાર માનેછે."

ઇ. સ. ૧૯૦૬ માં બાઇ જરબાઇ નવરોજજી વાડીઆએ રૂ.૩૦૦૦૦) ની રકમ આપી પોતાના મરહુમ બાવાજી શેઠ રૂસતમજી અરદેસર વાડીઆ અને માતાજી બાઇ નવાજબાઇ રૂસતમજી વાડીઆનાં પુન માટે પંચાયતની ચોપાતીની જગાપર હાસપીટલ માટે મકાંન બંધાવી આપવાની માંગણી કરી. જે ટ્રસ્ટીઓએ કબુલ રાખી તેજ વર્ષથી ત્યાં હાસપીટલ ચાલુ કરીછે.

વળી મોદીખાનાની હાસપીટલ કાહડી નાખ્યા પછી મરાઠા હાસપીટલમાંનો પારસીઓ માટેનો વોર્ડ પણ રેહવા દીધેલોછે.

વામાં આવી હતી. એ હાસ્પીટલનાં ખરચને માટે પારસી પંચાતનાં ફંડના તરફથી સાહેબોએ એક ફંડ ઉભું કીધું હતું.

તા૦ ૧૮ મી ડીસેમબર.

મુંબઈના નામદાર ગવરનર લારડ સેંડહરસ્ટે આજ દીને અતરેની શેક્રેટરીએટ આફીસનાં દીવાનખાંનાંમાં એક "લેવી" ભરી હતી, જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ખાંનગી એનત્રીમાં ત્યાં હાજર થયા હતા:—સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઈ., સર જાંહગીર કાવશજી જાંહગીર રેડીમની, હાનરેબલ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઈ. ઈ; પેશતનજી જાંહગીરજી તાલેયારખાં સી. આઈ. ઈ; ડાક્ટર કાવશજી હોરમજજી, શેઠ કાવશજી દાદાભાઈ રૂસતમજી.

તે ઊપરાંત પુનામાં શેઠ પાલનજી નશરવાંનજી ફરેંચમેનની કોશેશથી હાસપીટલ તથા સીગ્રીગેશન તે માટે રૂ ૭૩૭૫) નું ફંડ કરી ઊભાં કર્યાં હતાં. તેમાં એક પારસી ગ્રહસ્થે છુપે નામે રૂ.૨૦૦૦) આપ્યા હતા. કરાંચી મધે શેઠ એદલજી દીનશાહે પારસીઓની ખાસ હાસપીટલ માટે પોતાનો એક બંગલો મુફત વાપડવા આપ્યો હતો, અને એને લગતાં ફંડમાં રૂ.૩૫૧૫) ત્યાં ભરાયા હતા, સુરત મધે સરદાર દાવર એદલજી ખુરશેદજી મોદીની આગેવાંની હેઠલ કમીટી થઈ ફંડમાં રૂ.૬૦૦) ભરાયા હતા, અને હાસપીટલના બંગલાનું ભાડું દર માસે રૂ.૫૦) સુધી ખા. બા. દાદાભાઈ હોરમજજી દુબાશના સાહેબજાદાઓએ આપવા કબુલ્યું હતું. ભરૂચ મધે પારસી દરદીઓને મરહુમ શેઠ રૂસતમજીવાલી ધર્મશાલામાં એલાહેદા રાખવાની ગોઠવણ કીધી હતી. અમદાવાદમાં ખા. બા. જાંગીરજી પેશતનજી વકીલે પારસીઓ માટે એક જુદું શેડ બંધાવ્યું હતું, જેમાં તબીબ તરીકે મુફત સારવાર કરવાને ડા૦ જમશેદજી દીનશાહ ખંબાતાએ માથે લીધું હતું. નવસારી મધે પણ ઊઘરાણું કરી દસ્તુરજીની આગેવાંની હેઠલ શેડ ઊભું કીધું હતું. વલસાડ મધે શેઠ કાવશજી ધનજીશાની આગેવાંની હેઠલ પારસીઓએ ઊઘરાંણું કરી બંદરના રસ્તા ઊપર પારસી દરદીઓ માટે શેડ ઊભું કીધું હતું. મી૦ બહમનજી શાપુરજી ચોથીયાએ તેમાં સારી રકમ ભરવા ઊપરાંત શેડમાં પારસી નોકરો રાખવાનો સઘલો ખરચ પોતાની ગીરોથી આપ્યો હતો. શેઠો એદલજી પેશતનજી દેસાઈ, દીનશાહ બેજનજી માણેકશાહના, તથા ડા૦ પાલણજી દાદાચાનજીએ વલસાડ મધે મરકા વખતે આખો વખત ગામમાં રહી કીમતી મદદો કીધી હતી. તે ઊપરાંત તારાપોર, ગંદેવી, રાંદેલ, થાંણા એ નાહનાં કસબાઓમાં પણ પારસીઓએ ઊઘરાંણા કરી પોતાની કોમ માટે જુદી ગોઠવણો કરી લીધી હતી. થાણામાં શેઠ નવરોજજી જમશેદજી આંતીયાની આગેવાની હેઠલ ફંડ થયું હતું, અને ખા૦ બા૦ ખરશેદજી રૂસતમજી થાંણેવાલાએ પોતાનો બંગલો હાસપીટલ માટે વાપરવા મુફત આપ્યો હતો, અને ઊપદ્રવ નરમ પડતાં એ ફંડના વધેલા રૂ.૯૩૨) થાણાની અંજુમનનાં ફંડના ટ્રસ્ટીઓને એવીજ કોઈ આફત વેળા વ્યાજે વધારી વાપડવાને આપ્યાછે.

તા૦ ૨૨ મી ડીસેમબર.

રોજ ૯ માહ ૪ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—ડાકટર રૂસતમજી માણેકજી કેરાંવાલા,—ઉમર વર્ષ ૩૨). એવણ ભરૂચના રહીશ હતા, અને નડીઆડ ખાતે ડાકટરનો ધંધો કરતા હતા, અને પોતાની લાયકીથી ત્યાં સારી ઘરાકી મેલવી હતી.

તા૦ ૨૮ મી ડીસેમબર.

આજ દીને ભરૂચ મધે શેઠ દીનશાહ બહમનજી વકીલે પોતાની બેટીઓની નવજોતની ખુશાલીમાં રૂ.૧૦૦૦) ની રકમ ભરૂચ મધે શીબેલી દાઈઓ રાખવનાં પોતાના બાપનાં નામથી કરેલાં પંચાત હસ્તકનાં ફંડમાં ભેટ આપી હતી.[1]

સોલાપુર ડીસ્ટ્રીક્ટનાં ખેતીનાં ઢોરોનાં રક્ષણ માટે ઉભાં કરેલાં ફંડમાં સર દીનશાહ માણેકજી પીટીટે રૂપીઆ ૧૦૦૦) ની રકમ આપી હતી.[2]

તા૦ ૩૦ મી ડીસેમબર.

રોજ ૧૭ માહ ૪ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—આદરજી કાવશજી માસ્ટર—ઉમર વર્ષ ૪૭). ધોબીતલાવના લતા ઉપર છોકરાંઓની એક નાહની નિશાળ કાહડી હતી, અને છોકરાંઓના ગુજરાતી હાથદસ્કત સુધારવા માટે ઇંગ્રેજી "કોપર પલેટ"નાં ધોરણ ઉપર ચહડઉતર સાત નંબરની "દસ્કત શીક્ષક" નામે ચોપડી કાહડી હતી. અને તે સારી રીતે લખવા માટે ઇંગ્લાંડથી ખાસ "ગુજરાતી સટીલ પેનો" બનાવી મંગાવી હતી. એ ચોપડીઓ સરકારી શાલાઓમાં દાખલ કરી હતી.

**મરણ**—ડોસાભાઈ હોરમજજી ભીમડીવાલા[3]—ઉમર વર્ષ ૬૧). જવાન વયે ભીમરડીથી મુંબઈ આવી નાહના ઇજારાઓ લેઈ, પગભર થતાં પોતાના વડા ભાઈ શેઠ ફરામજી સાથે થાણાં જીલ્લાનો આબકારી ઇજારો કેટલાંક વર્ષો સુધી ચલાવી, ભોપાલ, ગ્વાલીઅર, જબલપુર વગેરે શેહરોના આબકારી ઇજારાઓ લીધા હતા. મટુંગા તથા ઉરન તરફના કેટલાક નીમકના અગરો અને પુના જીલ્લાના અફીમના કંત્રાક્ટમાં પણ એમનો ભાગ હતો.

તા૦ ૩૧ મી ડીસેમબર.

રોજ ૧૮ માહ ૪ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—હોરમજજી મેહરવાંનજી નવલાઈશેખજીના—ઉમર વર્ષ ૮૨). એવણ મુંબઈની સરકારી તીજોરીના એક

૧ જામે જમશેદ, તા૦ ૩૦ મી ડીસેમબર ૧૮૯૬.
૨ જામે જમશેદ, તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૯૬.
૩ શેઠ દોરાબજી ડોસાભાઈ ભીમરડીવાળાના બાવા.

શરાફ તરીકે જવાન વયે નોકરીએ રહ્યા હતા. જે પછી ઈ. સ. ૧૮૫૨ માં વડા શરાફ નેમાયા હતા. ૧૦) વર્ષ રહી પેનશનપર રીટાયર થયા હતા. જે પેનશન ૩૪) વર્ષ સુધી મેળવ્યું હતું. રીટાયર થયા પછી મુંબઇ બેંકની સુરતની શાખાના શરાફ તરીકે નેમાયા હતા. જે ઓહદો ૪ વર્ષ બજાવી છોડયો હતો.

---

મરણ—પેશતનજી મનચેરજી હારવર—મરી મસાલા અથાર-સરકા વગેરેની દુકાન કાઢી આપમેહનત અને ખંતથી ધંધાદારીઓમાં સારૂં નામ મેળવ્યું હતું.

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં ઇયાંને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૯૬ સુધીમાં મુંબઇના પારસીઓમાં ૧૭૯૫ જન્મ થયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં ૫૯૮ જોડાંનાં લગન તથા ૧૫ જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| લગન— ૭ થી ૧૦ વર્ષનાં.... | ૨ | ૧૮ | ૨૦ |
| ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૩૦ | ૧૨૯ | ૧૫૯ |
| ૧૬ થી ૨૦ વર્ષનાં.... | ૬૩ | ૨૬૫ | ૩૨૮ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં.... | ૨૨૨ | ૧૪૧ | ૩૬૩ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં.... | ૧૬૯ | ૪૩* | ૨૧૨ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં.... | ૮૦ | ૨† | ૮૨ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં.... | ૧૮ | ૦ | ૧૮ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં.... | ૧૦ | ૦ | ૧૦ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં.... | ૨ | ૦ | ૨ |
| ૫૧ થી ૫૫ વર્ષનાં.... | ૨‡ | ૦ | ૨ |
| | ૫૯૮ | ૫૯૮ | ૧૧૯૬ |

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| ગગરનાં-૧૬ થી ૨૦ વર્ષનાં.... | ૦ | ૧ | ૧ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૧ | ૨ | ૩ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૦ | ૩ | ૩ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૧ | ૬ | ૭ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૩ | ૩ | ૬ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૩ | ૦ | ૩ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં.... | ૬ | ૦ | ૬ |
| ૫૧ થી ૫૫ વર્ષનાં.... | ૧ | ૦ | ૧ |
| | ૧૫ | ૧૫ | ૩૦ |

---

* એમાં એક ૨૭) વર્ષની કુંવારી ૨૦) વર્ષના કુંવારા સાથે.

† એમાં એક ૭૭) તથા એક ૭૨) વર્ષની કુંવારી.

‡ એમાં એક ૫૨) તથા બીજો ૫૪) વર્ષનો બીજવર હતો.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે ૧૪૬૯ મરણ નિપજ્યાં હતાં જેમાં [illegible] મરણ મરકીથી નીપજ્યાં હતા:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેનાં...... | ૪૬ | ૪૩ | ૮૯ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં.. | ૪૬ | ૪૬ | ૯૨ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં.. | ૧૧૫ | ૧૦૧ | ૨૧૬ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૧૧૩ | ૧૦૩ | ૨૧૬ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૧૬ | ૧૩ | ૨૯ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૪૭ | ૪૩ | ૯૦ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૬૭ | ૫૪ | ૧૨૧ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૪૪ | ૪૩ | ૮૭ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૭૦ | ૩૩ | ૧૦૩ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૮૮ | ૬૭ | ૧૫૫ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૭૩ | ૬૫ | ૧૩૮ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૩૭ | ૫૪ | ૯૧ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૧૪ | ૨૪ | ૩૮ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં...... | ૨ | ૨ | ૪ |
| | ૭૭૮ | ૬૯૧ | ૧૪૬૯ |

એ ૧૪૬૯) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૮ | ભીંડીબજાર .. | ૩૫ |
| કોટ ...... | ૪૧૩ | ભાંએખલા .. | ૧૭ |
| મેદાન ...... | ૧ | મજગાંમ .... | ૬૮ |
| ધોબીતલાવ .. | ૩૩૩ | પરેલ ...... | ૪૩ |
| કરેલવાડી.... | ૨૧ | શીવન રોડ .. | ૧ |
| ગીરગાંમ .... | ૨૫ | દાદર ...... | ૪ |
| ચોપાટી .... | ૩૩ | નાયગાંમ .... | ૩ |
| ગ્રાંટ રોડ.... | ૩૭ | માહીમ ...... | ૫ |
| તારદેવ...... | ૧૮ | વાંદરા ...... | ૩૩ |
| ગોવાલીઆ .. | ૭ | સર જમશેદજી હાસ્પીટલ .. | ૮ |
| ખંબાલા .... | ૫ | બહેમનજી આલબલેસ હાસ્પીટલ | ૧૨ |
| માહલક્ષ્મી .. | ૧ | બાઇ મોટલાંબાઇ હાસ્પીટલ .. | ૬ |
| વાલકેશર .... | ૪ | આરથર રોડ મ્યુનીસીપલ હાસ્પીટલ. | ૪ |
| બાહેરકોટ.... | ૧૪૧ | પારસી હાસ્પીટલ. | ૨૫ |
| ખેતવાડી .... | ૧૨૮ | | |
| નલ બજાર.... | ૨૧ | | |
| કામાઠીપુરા .. | ૫ | | |
| ખેટાંકી...... | ૪ | | |
| | | | ૧૪૬૯ |

એ ૧૪૬૯) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં :—

| | | | |
|---|---|---|---|
| તાવ .......... | ૩૪૭ | પેટ .......... | ૫૪ |
| બ્યુબોનીક મરકી.. | ૫૬ | છુપા ભાગોને લગતાં દરદો ........ | ૧૪ |
| જ્ઞાનતંતુને લગતાં દરદો. | ૨૧૩ | પીશાબને લગતાં દરદો. | ૧૩ |
| ફેફસાંને લગતાં દરદો. | ૧૩૦ | ચામડીને લગતાં દરદો. | ૨૧ |
| લોહી વિકાર .... | ૨૯ | હાલચાલ તથા તંતુને લગતાં દરદો .. | ૬ |
| ખાંસી .......... | ૫૯ | આંખ કાનનાં દરદો. | ૧ |
| જલંદર ........ | ૧૫ | તરતનાં જન્મેલાં .. | ૮૯ |
| શીતલા ........ | ૨૨ | જઈફી તથા નાકવતી. | ૧૪૬ |
| ગોવરૂં .... ... | ૧૩ | હોનારત, અકસ્માત વગેરે ........ | ૧૧† |
| કોલેરા ........ | ૧૫ | નહિ જણાયલાં કારણો. | ૧ |
| મરડો ........ | ૭૧ | બીજાં દરદોથી.... | ૧૨૯ |
| આપઘાત ...... | ૧૪* | | |
| | | | ૧૪૬૯ |

(૫ કુવામાં પડીને. ૬ જેહર ખાઈને.
૧ તલાવમાં પડીને. ૧ બારીએથી કુદકો
૧ દરીયામાં પડીને. મારીને.)

(૨ બારીએથી પડી જવાથી.
૨ ડાઝી જવાથી.
૨ દરીયામાં નાહતાં ડુબી જવાથી.
૧ કુવામાં નાહતાં ડુબવાથી.
૧ સ્વીમીંગ બાથમાં તરતાં ડુબવાથી.
૧ વાહણના ભંડારમાં પડવાથી.
૧ તુરંગમાંથી છુટી આવ્યા પછી માથે લોહી ચઢવાથી.
૧ ભુલથી શોમલ ભેળાયલી ફરૂત ખાધાથી).

આએ વર્ષમાં નાદારીની અરજી ૬૫) પારસીઓ તરફથી અપાઇ હતી, તેમાં બે ઓરત હતી.

* એ ૧૪) આપઘાતો ૧૦ પુરૂષ અને ૪) સ્રીઓએ કીધા હતા. પુરૂષોમાં એક ૭૪) વર્ષના મોબેદે મગજ ઠેકાણે ન હોવાથી, એક ૭૦) વર્ષના એકારે બીમારીથી કંટાલીને, એક ૬૪) વર્ષનાએ બાયડી સાથે કજીઓ હારવાથી ઊદાસીને લીધે, એક ૨૨) વર્ષના છોકરાને બાપે ધમકાવ્યાથી, તથા એક ૧૭) વર્ષનાને શેઠે ધમકાવ્યાથી કુવામાં પડીને; એક ૩૦) વર્ષનાએ નાણાં જતાં રેહવાથી મગજની ઊદાસીમાં તલાવમાં પડીને; એક ૭૫) વર્ષનાએ માંદગીથી કંટાલી પવનની ઝુમમાં પેહલા માલની બારીએથી નખાવી દઈ; એક ૨૮) વર્ષના જવાનયાએ દોસ્તો સાથે કજીયો થવાથી, એક ૨૩) વર્ષના નીશાલીઆએ મગજની અસ્થિર હાલતમાં, અને એક ૨૧) વર્ષનાએ કાંઈ જણાયલાં કારણ વગર જેહર ખાઈ આપઘાતો કીધા હતા. સ્રીઓમાં એક ૩૦) વર્ષનીએ બેહન સાથે ખતપત થવાથી, એક ૨૨) વર્ષનીએ વર સાથે અણબનાવને લીધે તથા બીજી ૨૨) વર્ષનીએ લગનની રાસ નહિં આવવાની નીરાસીમાં જેહર ખાઈને, તથા એક ૩૧) વર્ષનીએ વર સાથ ટંટો થવાથી દરીયામાં પડીને આપઘાતો કીધા હતા.

† હોનારતથી મરણ પામેલાં ૧૧) જણામાં ૧૦) પુરૂષ અને ૧ સ્રી હતાં. પુરૂષોમાં એક ૫૯) વર્ષનો છાકટપણાંની ઝુમમાં ઘરના પેહલા માલની પલંગ આગલની બારીએથી, તથા એક ૨૪) વર્ષનો છોકરો શીફરાંની ઝુમમાં ચોકની બારીએથી પડી જવાથી; એક ૬૫) વર્ષનો બબરચી સહરો સલગી જવાથી તથા એક ૪૦) વર્ષનો મુગો સખ્ત ડાઝી જવાથી; એક ૧૯) અને બીજો ૧૫) વર્ષનો છોકરો દરીયામાં નાહતાં; એક ૧૩) અને બીજો ૧૮) વર્ષનો કુવામાં તથા સ્વીમીંગ બાથમાં નાહતાં ડુબી જવાથી; એક ૫૫) વર્ષનો સુથાર વાહણનાં ભંડારમાં પડી જવાથી; અને એક ૨૩) વર્ષનો જવાંન એક ખાસ તુરંગમાંથી છુટી આવવા પછી થોડાવારમાં માથે લોહી ચઢવાથી મરણ પામ્યા હતા. સ્રીઓમાં એકજ ૨૦) વર્ષની ભુલથી શોમલ ભેલાયલી ફરૂત ખાધાથી મરણ પામી હતી.

# ઉઠમણાંમાં સખાવત ઈ૦ સ૦ ૧૮૯૬.

| તારીખ. (અને ૧૨૬૫ યઝદેજરદી.) | (અને ૧૮૯૬ ઇસવી.) | ઉઠમણું કોણનું. | રકમ રૂપીઆ. | આપનાર. | આધાર. | ૧૮૯૬. તારીખ. |
|---|---|---|---|---|---|---|
| રોજ ૨૮ માહ | ૫ (શે૦), ૧૦ મી ફેબરવારી. | એ૦ દાદાભાઇ ફેરદુનજી દાદાચાંનજી (નવસારી). | ૧૦૨૦ | પોતાની પુંજીમાંથી રૂ.૬૦૦) અને બેશીઓએ. | જામે જમશેદ, | ૧૨— ૨ |
| " ૫ " | ૬ (શે૦), ૧૭ મી ફેબરવારી. | શેઠ શોરાબજી દોરાબજી પુણેવાલા. | ૧૧૦૨ | બાવાએ રૂ.૫૦૦) અને બેશીઓએ. | " " , | ૧૭— ૩ |
| " ૧૫ " | ૬ (શે૦), ૨૭ મી ફેબરવારી. | શેઠ જાંહગીરજી જમશેદજી ભરૂચા (પુણા). | ૧૪૦૦ | બેશીઓએ. | " " , | ૨૯— ૩ |
| " ૧ " | ૭ (શે૦), ૧૪ મી મારચ. | બાઇ જરબાઇ તે શેઠ દીનશાહ શાપુરજી ડાભાસનાં દીકરી. | ૨૦૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦) અને માતાજીએ રૂ.૧૦૦૦). | " " , | ૧૮— ૩ |
| " ૯ " | ૭ (શે૦), ૨૨ મી મારચ | " જાઇજી તે શેઠ ફરામજી પેશતનજી વકીલનાં ધણીઆંની (અમદાવાદ). | ૧૦૦૦ | બેશીઓએ. | મુંબઇ સમાચાર, | ૨૬— ૩ |
| " ૧૫ " | ૮ (ક૦), ૨૮ મી મારચ. | " માણેકબાઇ તે શેઠ બેહરામજી રૂસતમજી દલાલ તથા બહમનબેહરામનાં ધણીઆંની. | ૧૫૬૧૮ | પોતાના રૂ.૨૫૦૦), બાવીદે રૂ.૫૯૬૨) અને બેશીઓએ. | જામે જમશેદ, | ૧— ૪ |
| " ૧૭ " | ૭ (શે૦), ૩૦ મી મારચ. | શેઠ રૂસતમજી માણેકજી મેહતા અથવા મીસ્રી. | ૨૯૦૦૪ | (૧) | " " , | ૩૧— ૩ |
| " ૨૧ " | ૭ (શે૦), ૩ જી એપરેલ. | શેઠ કાંગજીભાઇ દોરાબજી મીઠાઇવાલા. | ૨૭૭૬ | પોતાની પુંજીમાંથી રૂ.૧૮૦૦) અને બેશીઓએ. | " " , | ૬— ૪ |
| " ૨૨ " | ૭ (શે૦), ૪ થી એપરેલ. | " દાદાભાઇ નશરવાનજી કંત્રાકટર. | ૧૬૩૫ | પોતાના રૂ.૧૨૫) બાઇ શેઠ પેશતનજી ન. ગોદીવાલા રૂ.૧૪૦૦). | " " , | ૧૧— ૪ |
| " ૨૬ " | ૭ (શે૦), ૮ મી એપરેલ. | " નવરોજજી માણેકજી દારૂવાલા. | ૨૬૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦૦) અને બેશીઓએ. | રાસ્ત ગોફતાર, | ૧૨— ૪ |
| " ૬ " | ૮ (શે૦), ૧૮ મી એપરેલ. | " કેખશરૂ રૂસતમજી ઉનવાલા. | ૫૮૨૫ | માતાજી, વીધવા, અને બેટાએ રૂ.૫૦૫૦). | જામે જમશેદ, | ૨૭— ૪ |
| " ૯ " | ૮ (શે૦), ૨૧ મી એપરેલ. | " ધનજીભાઇ એદલજી આલબલેશ. | ૫૩૫૪૦ | (૨) | " " , | ૨૨— ૪ |
| " ૧૬ " | ૮ (શે૦), ૨૮ મી એપરેલ. | " પેશતનજી ડોશાભાઇ કાપડીઆ. | ૩૪૩૦ | પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦૦) અને બેશીઓએ. | " " , | ૫— ૫ |
| " ૨૬ " | ૮ (ગ૦), ૮ મી મેએ. | ડા૦ પેશતનજી મનચેરજી નીકલસન. | ૧૫૨૩ | દીકરા જીજીભાઇએ રૂ.૧૦૦?) અને બેશીઓએ. | રાસ્ત ગોફતાર, | ૧૦— ૫ |
| " ૧ " | ૯ (શે૦), ૧૩ મી મેએ. | બાઇ માણેકબાઇ તે શેઠ ડોશાભાઇ બરજોરજી ફ્રાનસીસનાં વીધવા. | ૧૫૬૨ | દીકરા નશરવાંનજીએ રૂ.૧૫૦૧). | જામે જમશેદ, | ૧૯— ૫ |

૧. જુઓ પાનું ૫૭૯.  ૨. જુઓ પાનું ૫૮૦.

| તારીખ. | ઊઠમણું કોણનું. | રકમ રૂપીઆ. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૬૫ યજદેજરદી. સને ૧૮૯૬ ઇસવી. | | | | ૧૮૯૬. તારીખ. |
| રોજ ૧૭ માહ ૯ (શી૦), ૨૯ મી મેએ. | એ૦ એદલજી બહમનજી દસ્તુર જામા-સ્પઆશાના. | ૪૭૧૧ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦) અને બેશીઓએ. | જામે જમશેદ, ૩૦— ૫ |
| " ૧૭ " ૯ (શી૦), ૨૯ મી મેએ. | શેઠ મેહરાંમજી રૂસતમજી દલાલ અથવા બહમનમેહરાંમ. | ૨૧૭૨૪ | પોતાની પુંજીમાંથી રૂ. ૦૦૦૦) અને બેશીઓએ. | કયસરે હિન્દ, ૩૧— ૫ |
| " ૨૫ " ૯ (શી૦), ૬ ઠી જુન. | શેઠ રતનજી પાલણજી ડુમશીઆ. | ૧૨૦૧ | દીકરાઓ અને બેશીઓએ. | " " , ૭— ૬ |
| " ૨૬ " ૧૦ (શી૦), ૭ મી જુલાઇ. | ડા૦ રૂસતમજી દાદાભાઇ દારૂવાલા. | ૨૪૭૫ | પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦૦) અને બેશીઓએ. | જામે જમશેદ, ૧— ૯ |
| " ૨૬ " ૧૦ (શી૦), ૭ મી જુલાઇ. | શેઠ હોરમજજી માણેકજી બીલીમોરીઆ, ઘડીઆલી. | ૧૩૮૦ | બેશીઓએ. | " " , ૨૩— ૭ |
| " ૩ " ૧૧ (શી૦), ૧૪ મી જુલાઇ. | શેઠ ધનજીશાહ પેશતનજી ડુંગાજી (ભરૂચ). | ૧૦૦૦ | બેશીઓએ. | " " , ૧૮— ૭ |
| " ૩ " ૧૧ (શી૦), ૧૪ મી જુલાઇ. | બાઇ તે શેઠ કાવશજી નાના-ભાઇ તાડીવાલાનાં ધણીઆંની (અરાજણ). | ૧૧૭૮ | બેશીઓએ. | " " , ૧૮— ૭ |
| " ૧૯ " ૧૧ (શી૦), ૩૦ મી જુલાઇ. | શેઠ શાપુરજી ધનજીભાઇ બાટલીવાલા. | ૬૮૦૦ | વીધવા બાઇ પીરોજબાઇએ રૂ.૬૧૦૦) અને બેશીઓએ. | " " , ૩૧— ૭ |
| " ૨૦ " ૧૧ (શી૦), ૩૧ મી જુલાઇ. | ડા૦ દોરાબજી હોરમજજી ભુજવાલા. | ૨૪૪૦ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦) અને બેશીઓએ. | " " , ૫— ૮ |
| " ૨૦ " ૧૧ (શી૦), ૩૧ મી જુલાઇ. | શેઠ અરદેશર શાપુરજી બહમનજી મીસ્ત્રી. | ૬૨૦ | બેશીઓએ. | " " , ૪— ૮ |
| " ૨૧ " ૧૧ (શી૦), ૧ લી આગશટ. | બાઇ ધનબાઇજી તે શેઠ નવરોજજી પદમ-જીનાં ધણીઆની (પુણાં). | ૨૫૦૦ | બેશીઓએ. | " " , ૪— ૮ |
| " ૭ " ૧૨ (શી૦), ૧૭ મી આગશટ. | બાઇ તે આ૦ ફરાંમજી રતનજી દાબુનાં વીધવા. | ૨૧૯૨ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦) અને બેશીઓએ. | " " , ૧૯— ૮ |
| " ૩૦ " ૧૨ (શી૦), ૯ મી સપટેમબર. | બાઇ જરબાઇ તે પેશતનશાહ ફરદુનજી જીનવાલાનાં ધણીઆંની (ભરૂચ). | ૧૦૧૦ | બેશીઓએ. | " " , ૧૨— ૯ |
| ગાથા ૨ (શી૦), ૧૧ મી સપટેમબર. | બાઇ આવાંબાઇ તે રૂસતમજી પેશતનજી હાંગકાંગવાલાનાં ધણીઆંની. | ૭૫૬૬ | બાવાએ રૂ.૫૦૦૧) અને બેશીઓએ (૧) | " " , ૧૨— ૯ |
| ગાથા ૫ (શી૦), ૧૪ મી સપટેમબર. | શેઠ નવરોજજી મનચેરજી વખારીઆ (ભરૂચ). | ૫૬૫ | બેશીઓએ. | મુંબઇ સમાચાર, ૧૮— ૯ |

(૧) એ બાઇનાં વલસાડ મધે થએલાં ઊઠમણાંમાં એમના બાવા શેઠ બહમનજી શાપુરજી ચોથીઆએ રૂ.૫૦૦૧) ની રકમ ત્યાંના જરથોસ્તીઓ માટે ધરમ ખાતે આપવા જણાવી હતી.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીઆ. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૬૬ યજદેજરદી. સને ૧૮૯૬ ઇસ્વી. | | | | ૧૮૯૬. તારીખ. |
| રોજ ૧૫ માહ ૧ (શે૦), ૨૯ મી સપ્ટેમ્બર. | શેઠ પેશતનજી બેજનજી કોટવાલ (સીકંદરાબાદ). | ૧૧૧૫ | પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ. | જામે જમશેદ, ૩—૧૦ |
| ″ ૧૭ ″ ૧ (શે૦), ૧ લી અકટોબર. | શેઠ દીનશાહજી નાનાભાઇ મસાલાવાલા (મ૦). | ૪૬૭૦ | પોતાની પુંજીમાંથી રૂ.૧૫૦૦) અને બેશીઓએ(¹) | ″ ″, ૫—૧૦ |
| ″ ૨૨ ″ ૧ (શે૦), ૬ ઠી અકટોબર. | શેઠ પેશતનજી બહમનજી ભરૂચા. | ૬૦૫ | પોતાની પુંજીમાંથી રૂ.૩૦૦) અને બેશીઓએ. | ″ ″, ૨૭—૧૦ |
| ″ ૨૩ ″ ૧ (શે૦), ૭ મી અકટોબર. | શેઠ નશરવાંનજી કાવશજી જાંગીરજી જશાવાલા. | ૧૨૮૨ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૧) અને બેશીઓએ. | ″ ″, ૧૨—૧૦ |
| ″ ૩૦ ″ ૧ (શે૦), ૧૪ મી અકટોબર. | બાઇ પીરોજબાઇ તે શેઠ ડોશાભાઇ રૂસતમજી બીલીમોરીઆનાં ધણીઆંની. | ૫૩૪ | બેશીઓએ. | ″ ″, ૧૬—૧૦ |
| ″ ૧ ″ ૨ (શે૦), ૧૫ મી અકટોબર. | બાઇ આઇમાએ તે એ૦ માણેકશાહ રતનજી દસ્તુર જામાસ્પઆશાનાં ધણીઆંની. | ૧૯૦૩ | બેશીઓએ. | ″ ″, ૧૯—૧૦ |
| ″ ૧૪ ″ ૨ (શે૦), ૨૮ મી અકટોબર. | બાઇ રતનબાઇ તે શેઠ હોરમજજી શેરાબજી હારવરનાં વીધવા. | ૫૫૦ | બેશીઓએ. | ″ ″, ૨૫—૧૨ |
| ″ ૨૪ ″ ૨ (શે૦), ૭ મી નવેમ્બર. | ખા૦ બા૦ દાદાભાઇ હોરમજજી દુબાશ. | ૧૪૧૯૯ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦૦) અને બેશીઓએ(²) | ″ ″, ૯—૧૧ |
| ″ ૧૦ ″ ૩ (શે૦), ૨૩ મી નવેમ્બર. | શેઠ બહમનજી કુવરજી વલસાડવાલા. | ૨૭૩૦ | પોતાની પુંજીમાંથી રૂ.૨૨૦૦) અને બેશીઓએ(³) | ″ ″, ૨૭—૧૧ |
| ″ ૧૫ ″ ૩ (શે૦), ૨૮ મી નવેમ્બર. | બાઇ ખરશેદબાઇ તે શેઠ દોરાબજી મેહરવાંનજી ગાંધીનાં વીધવા. | ૫૭૫ | મરનારની બેટીઓએ. | ″ ″, ૩૦—૧૧ |
| ″ ૧૬ ″ ૪ (ક૦), ૨૯ મી નવેમ્બર. | બાઇ બચુબાઇ તે શેઠ નવરોજજી કાવશજી આરાબરનરનાં વીધવા. | ૯૭૨૭ | પોતાની પુંજીમાંથી રૂ.૬૦૦૦) અને બેશીઓએ. | ″ ″, ૨—૧૨ |
| ″ ૨૦ ″ ૩ (શે૦), ૩ જી ડીસેમ્બર. | બાઇ શીરીનબાઇ તે શેઠ શેરાબજી ફરામજી ગજધરનાં ધણીઆંની. | ૫૬૫ | બેશીઓએ. | ″ ″, ૮—૧૨ |

(૧) ક્રીયા પુરી થતાં મોબેની જ૦ અંજુમનના સેક્રેટરીએ દરખાસ્ત કરી કે "મરહુમના ભલા ગુણો તરફ જોતાં તેવણનું નામ ડીપાકાનમાં લેવું" અને દસ્તુરજીએ તથા અંજુમને તે બાબત રાખી હતી.

(૨) એવણનાં ઉઠમણાં નવસારી, સુરત, ભરૂચ, વલસાડ, ઉદવાડા, પારડી, ચીકલી, પુણાં, સીકંદરાબાદ, કલકતા વગેરે ઠેકાંણે થયાં હતાં.

(૩) એમાંથી રૂ.૨૫૦૦) નાં વયાજમાંથી મરનારનાં નામનો દર વર્ષ વલસાડમાં એક ધાહંબાર કરવાને ઠેડવ્યું હતું.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીઆ. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૬૬ યજદેજરદી. સને ૧૮૯૬ ઇસવી. | | | | ૧૮૯૬. તારીખ. |
| રોજ ૨૬ માહ ૩ (શે૦), ૯ મી ડીસેમબર. | બાઇ ધનાંબાઇ તે શેઠ રૂસતમજી કુવરજી શેઠનાનાં ધણીઆંની. | ૩૦૦૦ | પોતાની પુંજીમાંથી અને બેહીઓએ. | જામે જમશેદ, ૧૬—૧૨ |
| " ૨૭ " ૩ (શે૦), ૧૦ મી ડીસેમબર. | બાઇ પીરોજબાઇ તે શેઠ મનચેરજી મેહેરવાંનજી મીનોચેહરકુકાનાં ધણીઆંની (સુરત). | ૭૦૪ | પોતાની પુંજીમાંથી અને બેહીઓએ. | ગુજરાત મિત્ર, ૧૩—૧૨ |
| " ૬ " ૪ (શે૦), ૧૯ મી ડીસેમબર. | શેઠ કાવશજી જમશેદજી જથાવાલા. | ૩૦૨૦ | પોતાની પુંજીમાંથી રૂ.૧૫૦૦) અને બેહીઓએ. | જામે જમશેદ, ૨૩—૧૨ |
| " ૧૦ " ૪ (શે૦), ૨૩ મી ડીસેમબર. | બાઇ હીરાંબાઇ તે શેઠ પેશતનજી કામાજી ભરૂચાનાં વીધવા. | ૧૨૫૦ | ભાનેજ શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાએ રૂ.૫૦૦) અને બેહીઓએ. | " " , ૨૬—૧૨ |
| " ૧૩ " ૪ (શે૦), ૨૬ મી ડીસેમબર. | બાઇ રતનબાઇ તે શેઠ શોરાબજી ધનજીભાઇ વાડીઆનાં ધણીઆંની. | ૧૦૩૭ | પોતાની પુંજીમાંથી અને બેહીઓએ. | " " , ૧૮૯૭. ૧૧— ૧ |

# પુસ્તકો—ઈ૦ સ૦ ૧૮૯૬.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૧૬ મી જાનેવારી. | શાળોપયોગી વ્યાકરણ. | શેઠ જહાંગીરજી નશરવાંનજી પાલીશવાળા. |
| ૧૦ મી ફેબ્રુઆરી. | "The Bas-relief of Beharám Gour at Naksh-i-Rustam," and "The Horse in Ancient Irán." (Two papers) | એ૦ જીવણજી જમશેદજી મોદી. |
| 〃 〃 | "Charms or Amulets for some Diseases of the Eye," and "A few ancient Beliefs about the Eclipse," (Two papers) | 〃 〃 〃 〃 |
| 〃 〃 | ધનશાહની આરસી યાને ડાબા હાથનું ખૂન. | બાઇ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ. |
| 〃 〃 | ધી બોમ્બે મેત્રીકયુલેશન ગાઇડ. | શેઠ ધનજીભાઇ દોરાબજી ગીલડર. |
| ૧૩ મી 〃 | દીલજાન રમુજે ભંડાર ! | 〃 દાદી એદલજી તારાપોરવાળા. |
| 〃 〃 | કરણીનો કાયદો તેજ બેહસ્તનો દરવાજો વગેરે. | ડા૦ પેશતનજી નવરોજજી પાવરી. |
| ૧૭ મી 〃 | સરોવરની સુંદરી. | શેઠ ડોસાભાઇ ફરામજી લંગડાના. |
| 〃 〃 | ગયોમરદ, સ્યામક, તથા હોશંગનામું. | 〃 અરદેશર નશરવાંનજી બીલીમોરીઆ. |
| 〃 〃 | ફારસદે રમુજ. | 〃 આર. જે. ભાઠેના. |
| 〃 〃 | Swimming, by Martin & J. R. Cobbet નો ગુજરાતી તરજુમો. | 〃 બેહરામજી બરજોરજી દેસાઇ. |
| ૧૯ મી 〃 | દેશી રાજ્યો પાસેથી લેવા જોઇતા લશ્કરી ખરચના ફાળા. (ઇંગ્રેજી ચોપાનીઉ). | ખા૦ બા૦ નશરવાંનજી શેહરીયારજી જીનવાળા. |
| 〃 〃 | હક ઇનસાફ અથવા મુગો માર. (નાટક). | શેઠ શાપુરજી નશરવાંનજી બેદવાર. |
| ૪ થી મારચ. | કાઉંટ ઑફ મોંટીક્રીસ્ટો. | 〃 માણેકજી એદલજી વાછા. |
| 〃 〃 | તારીખે શાહાને ઇરાન. | 〃 પાલણજી બરજોરજી દેસાઇ. |
| ૮ મી 〃 | પાણી, જમીન અને ઝાડપાન. | 〃 પાલણજી ખરશેદજી મીસ્ત્રી. |
| ૯ મી 〃 | પકવાંન પોથી. | દફતર આશકારા (પ્રગટ કરનારા). |
| ૨ જી મે. | પારસી સંસાર. (ચોપાનીઉં). | શેઠ બરજોરજી જામાસપજી પાદશાહ. |
| ૫ મી 〃 | ફ્રેંચ ભાષાની કેટલીક રૂઢી માટે ચુંટી કાઢેલી નોંધો. | 〃 એરચજી રૂસતમજી શહીઆર. |
| 〃 〃 | કારનામે અરતખશીરે પાપકાન. | એ૦ દારાબ દસ્તુર પેશોતન સંજાણા. |
| 〃 〃 | ઝંદે જવીત શેદા દાદ અથવા વંદીદાદના પેહલવી ભાષામાં કરવામાં આવેલા તરજુમાનો મુંબઇની યુનીવરસીટીએ બી. એ. તથા એમ. એ. ની પરીક્ષાઓ માટે ઠરાવેલો ભાગ, જબાનશનાસીને લગતી અને ટીકારૂપી નોંધો તથા અવસ્તા સાહીત્યને લગતા ઇતીહાસ વીષેના વધારા સાથે. | 〃 〃 〃 〃 〃 |
| ૧૬ મી મે. | સ્પેન્ત આરમઇતિ યા સફંદારમદ અમશાસ્પંદ. | શેઠ બાહદુરજી મેહરવાંનજી બાહદુરજી. |
| ૨૮ મી 〃 | કાકા પાહલણ. (નાટક). | 〃 કેખશરૂ નવરોજજી કાબરાજી. |
| 〃 〃 | દીની ડાહી. (વારતા). | 〃 〃 〃 〃 |
| ૨ જી જુન. | Pratapgad Fort & the Episode of Sivaji & Afjulkhan. | 〃 રૂસતમજી પેશતનજી કરકરીઆ. |
| ૧૩ મી 〃 | Karnamak-i-Artakhshir-i-Papakan. | દસ્તુર કેકોબાદ આદરબાદ. |
| ૮ મી જુલાઇ. | પીરોજા કેમ પરણી? | શેઠ દાદી એદલજી તારાપોરવાળા. |
| ૧૬ મી 〃 | India ; Forty Years of Progress and Reform, Being a Sketch of the Life and Times of Behramji M. Malabari. | 〃 રૂસતમજી પેશતનજી કરકરીઆ. |

## ૧૮૯૬.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
| --- | --- | --- |
| ૧૬ મી જુલાઇ. | Colloquial sentences in English & Marwari. | શેઠ કેખશરૂ ભીખાજી દસ્તુર મેહરજીરાણા (જોધપુરની નોબલ સ્કુલના વડા શીક્ષક). |
| " " | Speeches of Mr. D. E. Wacha on Provincial Contracts &c., at the Ninth Provincial Conference. | શેઠ દીનશાહ એદલજી વાછા. |
| ૨૭ મી " | એયાંમે નોસાલો-હીંગાંમે નોરોઝ. | " શેરાબજી મનચેરજી દેસાઇ. |
| " " | ફેશનની ફીશીયારી અથવા રીતની ભીખના વેપારી. | " નવરોજજી ફરદુનજી દાવર. |
| " " | બાપનો ભોગ અથવા દોસ્તનો કૉલ. | " રતનજી મેહરાંમજી માદન. |
| ૧૩ મી આગસ્ટ. | પશુ-રક્ષક (માસીક ચોપાંનીઉં). | મેસરસ સીરવાઇની કું૦ |
| ૨૦ મી " | હેકાયતે મજદયસનાન જરતોસ્તી. | એ૦ જમશેદજી ફરાંમજી રબાડીના. |
| " " | નીતી અને દીનદારી વચેનો મુકાબલો. | દસ્તુર દારાબ પેશોતન સંજાણા. |
| " " | મોત ઉપર વાઅજ. | એ૦ જીવણજી જમશેદજી મોદી. |
| " " | અનારકલી. | શેઠ ધનજીભાઇ નવરોજજી પટેલ. |
| ૧૦ મી સપટેમબર. | The Avesta Texts, prescribed for the Previous Exam. of the University of Bombay. | એ૦ દારાબ દસ્તુર પેશોતન સંજાણા. |
| ૨૪ મી " | The Antiquity of the Avesta. | " જીવણજી જમશેદજી મોદી. |
| ૬ ઠી અકટોબર. | Firdousi's Version of the Indian Game of Chess. | " " " " |
| " " | Cashmere & the Ancient Persians. | " " " " |
| ૨૩ મી " | કૉલેરા 'અશોક' નિવારણ. | શેઠ જામાસપજી દા૦ હાથીખાનાવાલા. |
| ૫ મી નવેમબર. | નીમકહરાંમ. (વારતા) | " જાંગીરજી મેહરાંમજી મરજબાંન. |
| " " | જર્મન કાન્સટિંના ઑ એકાર્ડિના શિખ્યા (બંગાલી ભાષામાં). | મોબેદ ધનજીદારૂ નસ. પે. નાલાદારૂ. |
| ૭ મી " | પશુ-હક-રક્ષક (અત્રેની જાનવરોપરનું ઘાતકીપણું અટકાવનારી મંડલીએ રૂ.૩૦૦) નું ઇનામ આપી રચાવેલો રસાલો). | શેઠ દાદી એદલજી તારાપોરવાલા. |
| ૩ જી ડીસેમબર. | તુરકી લોકો અને ખ્રીસ્ટીઓ વચેનો સુલેહનો સવાલ. | " દીનશાહ અરદેશર તાલેયારખાં. |
| ૨૩ મી " | An Aid to Chemistry. | " મેહરાંમજી સ્યાવકશાહ. |
| " " | શીખાઉ શખસોને વાસ્તે રૂઉની સમજની ચોપડી. | " અરદેશર શેરાબજી કામદીન. |

## ઈ૦ સ૦ ૧૮૯૬ માં નીચલા પારસીઓએ જુદી જુદી પરીક્ષાઓ પસાર કરી પદવીઓ મેળવી હતી.

| તારીખ. | નામ. | પદવી. | આધાર. |
|---|---|---|---|
| | | | ૧૮૯૬. |
| ૧૫ મી જાનેવારી. | શેઠ ખરશેદજી એદલજી કોટવાલ. | પુણાંની સાયનસ કૉલેજની જંગલવિદ્યા (ફારેસ્ટ્રી) પરી-ક્ષાની સરટીફીકેટ. | જામે જમશેદ, તા૦ ૧૭– ૧ |
| ૨૭ મી " | " પેશતનજી હોરમજજી જ. રૂસતમજી, કરાંચી-વાલા. | બારીસ્ટર. | ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૧૭– ૨ |
| " " | " જાંહગીરજી પેશતનજી શાપુરજી માસ્ટર. | " | " " ", તા૦ ૧૭– ૨ |
| ૧૨ મી મારચ. | ડા૦ દીનશાહ બરજોરજી મેહરાંમજી. | લંડનની એલ. આર. સી. પી. | " " ", તા૦ ૨૪– ૩ |
| ૧૬ મી એપરેલ. | શેઠો ધનજીશાહ એદલજી પટેલ, બી. એ.; કેખશરૂ પેશતનજી ભકા, ડોશાભાઇ માણેકજી ખરડી, જમશેદજી બહમનજી દારૂવાલા, અને સીંધ મધે ફરાંમરોજ બહમનજી લીમડી. | ડીસ્ટ્રીકટ પલીડર. | જામે જમશેદ, તા૦ ૩– ૪ |
| ૧૭ મી " | શેઠ ધનજીશાહ દોરાબજી ભરૂચા. | બારીસ્ટર. | " ", તા૦ ૫– ૫ |
| ૨૦ મી " | " અરદેશર શોરાબશાહ પે-માસ્ટર.[1] | એડીનબરોની એલ. આર. સી. પી. તથા એસ. અને ગલાસગોની એલ. એફ. પી. એસ. | " ", તા૦ ૨૧– ૪ |
| ૫ મી મેએ. | ડા૦ દીનશાહ બરજોરજી મેહરાંમજી. | લંડનની એમ. આર. સી. એસ. | રાસ્ત ગોફતાર, તા૦ ૩– ૫ |
| ૨૪ મી " | શેઠ ફરાંમરોજ રૂસતમજી. | અલાહબાદ યુનીવરસીટીની બી. એ. | મુંબઇ સમાચાર, તા૦ ૩– ૬ |
| ૬ ઠી જુલાઇ. | " નાનાભાઇ નશરવાંનજી શાએર. | કેમબ્રીડજ યુનીવરસીટીની બી. એ; એલએલ. બી. | જામે જમશેદ, તા૦ ૧૫– ૬ |
| ૧૫ મી " | બાઇ માણેકબાઇ દાદાભાઇ નવરોજજી તથા શેઠ ડોશાભાઇ શાપુરજી ફરેજર. | એડીનબરો યુનીવરસીટીની એલ. આર. સી. પી. તથા એલ. એફ. પી. અને એસ. | ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૧૮– ૭ અને તા૦ ૨૪– ૭ |
| ૨૯ મી " | શેઠ આર. બાહદુરજી (બારીસ્ટર). | સીંધી ભાષાની સરકારી પરીક્ષા. | જામે જમશેદ, તા૦ ૨૯– ૭ |

૧. એ પછી નવેમબરમાં એવણે ડબલીનની રોટનડા હાસ્પીટલની સુવાવડ અને ઓરતોનાં દરદોની પરીક્ષા પસાર કરી સનદ મેળવી હતી.